"પ્રજાબંધુ"ના ગ્રાહકોને સને ૧૯૨૪ની સાલની ભેટ

Reg No. 249

# સ્વતંત્રતાના સિદ્ધાન્તો

152

:: "પ્રજાબંધુ" ઑફીસ, ખાડીઆ—અમદાવાદ ::

“પ્રજાબંધુ”ની સને ૧૯૨૪ ની ભેટ.

# સ્વતંત્રતાના સિદ્ધાન્તો.

[ ટેરેન્સ મેક્સ્વીનીની કૃત Principles of Freedom નું ગુજરાતી ભાષાંતર ]


ભાષાંતરકર્તા

**ખુશાવદનલાલ ચંદુલાલ ઠાકોર,**

ચુનારવાડા, ભરૂચ.



મુદ્રક અને પ્રકાશક

**ચીમનલાલ મોહનલાલ મોદી**, બી. એ.

પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્ક્સ,

ખાડીઆ, જેઠાભાઇની પોળ–અમદાવાદ.

સને ૧૯૨૪ સંવત ૧૯૮૦

પ્રત ૩૨૦૦ પ્રથમાવૃત્તિ

મૂલ્ય રૂ. ૧॥

હરેક દેશના
સ્વતંત્રતાના
સાચા સૈનિકને
**સમર્પણ.**

## બે બોલ.

જેવા વિચાર તેવા આચાર. ઉન્નત વિચારોવાળી વ્યક્તિ અધમ આચાર કરતાં હમેશાં અચકાશે, તેથી કોઇ પણ પ્રજામાં ઉન્નત વિચાર કરનારી વ્યક્તિઓનો સારી રીતે વધારો થાય તો જ તે પ્રજા ઉંચે ચઢી શકે. આપણે પણ જો આપણી અવદશામાંથી છૂટવું હોય તો ઉન્નત ભાવના અને વિચારોવાળી વ્યક્તિઓ પ્રજામાં વધે તે માટે પ્રત્યેક જાતના ઉપાયો યોજવા જોઇએ. ચારિત્ર્યવાન માણસોને હાથે લખાયેલાં સારાં પુસ્તકોનો બહોળો ફેલાવો કરવો તે આવા ઉપાયોમાંનો એક સચોટ ઉપાય છે

અત્યારે આપણે પરતંત્ર છીએ. આપણી અધોગતિની પણ હદ રહી નથી. આપણામાંનો મોટો ભાગ એટલો બધો પતિત થઇ ગયો છે કે મહાત્મા ગાંધીના જેવી ભવ્ય અને પ્રભાવશાળી વ્યક્તિ સમસ્ત દેશમા સ્વતંત્રતાનો શંખનાદ કરી રહી છે તેવે સમયે પણ તે સ્વતંત્રતા શું છે, એ પણ કલ્પી શકતો નથી, તો પછી પરતંત્રતામાંથી છુટવા માટે વિચાર સરખો યે તેને ક્યાંથી સ્ફુરે? જો સ્વાતંત્ર્યભાવના અને સ્વાર્થત્યાગને પોષે એવા વિચારો પ્રજામાં ખુબ રમી રહ્યા હોત તો અત્યારે મહાત્માજીની ચળવળને પ્રતાપે આપણે જગતને કાંઇ અજબ પાઠ શીખવી રહ્યા હોત; પરંતુ કમનસીબે એમ નથી બન્યું. મહાત્માજીએ તો પોતાના તપોબળથી આખા જગતમાં ઉંડી છાપ પાડી છે, પણ હિંદી પ્રજાએ તો નથી જ પાડી. એમ કહ્યા વિના ચાલે તેમ નથી. આવી આપણી દુર્દશામાથી મુક્ત થવા માટે જેમ બને તેમ પ્રજામાં સ્વમાન સારૂ તન, મન અને ધન કુરબાન કરતાં શીખવે તેવા સબળ વિચારો ફેલાવવાની જરૂર છે. હાલમાં ગુજરાતી ભાષામાં દેશને જીવન અર્પનાર, ઉચ્ચ કોટિના સંસ્કારી લેખકોને હાથે લખાયેલું સાહિત્ય નહિ જેવું જ છે. કેટલેક અંશે આ ઉણપ પુરવા માટે આયર્લાંડના આત્મા મેકસ્વીનીના "Principles of Freedom" નું સરળ ભાષાંતર ગુજરાતીમાં થાય તો ઠીક એમ મને લાગ્યું. ભાઇ ખુશવદનલાલને મેં આ વાત કહી. એ ભાઇએ મારી સૂચના તુરત ઉપાડી લીધી તેથી તેમનો અને 'પ્રજાબંધુ'ના કાર્યવાહકોએ આ પુસ્તક પ્રકટ કરવાનું માથે લઇ ભેટનાં પુસ્તકોમાં નવી પ્રથા શરૂ કરી છે, તેથી એમનો પણ ઉપકાર માનું છું.

જે ઉદ્દેશથી આ પુસ્તક બહાર પાડવામાં આવે છે, તે ઉદ્દેશ ઇશ્વર સફળ કરો, એ જ અભિલાષા!

ભરૂચ, તા. ૨૦-૪-૨૪. ચન્દુલાલ મણીલાલ દેસાઇ.

# પ્રસ્તાવના.

સાત સાત શતકોના જેણે સ્વાતંત્ર્યયજ્ઞો આદર્યા, સાત સાત બળવાઓમાં જેણે સપૂતોના શોણિત સ્વાતંત્ર્યદેવીના આરાધનાર્થે સીંચ્યા, હિંસા, અહિંસા, પશુબળ, આત્મબળ, ઝેરવેર અને પ્રેમશાંતિભરી અનેક વિધિઓથી જેણે સ્વદેશરક્ષણાર્થે અપૂર્વ બલિદાનો આપ્યાં, સામ્રાજ્ય સ્થાપનના ક્ષુલ્લક મોહને ત્યાગી જેણે સાધુતા, ધર્મ, સંગીત અને સ્વતંત્રતાને પોતાના જીવનધ્યેય બનાવ્યા, સ્વાર્થ, જડવાદ અને સામ્રાજ્યના લોભમાં રમી રહેલા ઇંગ્લાંડની સામે જેણે અડગ ટેક, અખંડ તપશ્ચર્યા, અમોઘ આત્મબળ અને શુદ્ધ સ્વદેશપ્રેમ દાખવી માતૃભૂમિની મહત્તા અમર અને અવિનાશી રાખી, એવી આઇરીશ પ્રજાના ઇતિહાસમાં કૈં કૈં નરરત્નો પાકયા. પાર્નેલ અને પીઅર્સ, ઓકોનલ અને ઓબ્રાયન, ગ્રીફીથ અને કોલીન્સ, એ આયર્લાંડના ઇતિહાસના આકાશમાં તેજસ્વી તારલાઓ ચમકયા. એમણે અપાર કષ્ટો સહ્યાં, અથાગ પરિશ્રમો ઉઠાવ્યા, મોંઘાં બલિદાન આપ્યાં. આયર્લાંડ તેમના બલિદાનથી જગતની નજરે ચઢ્યું, પરંતુ ૧૮૭૯ ના માર્ચની ૨૮ મી તારીખે આયર્લાંડના કોર્ક નગરમાં એક એવો જીવાત્મા જાગ્યો કે જેણે ભૂતકાળનાં ભવ્ય બલિદાનોને ભૂલાવે એવા અનન્ય બલિદાનથી નવ ખંડના ઇતિહાસ રસિકોને આયર્લાંડના ઇતિહાસની મોહની લગાડી, પૃથ્વીની પ્રજાઓમાં આયર્લાંડની પ્રતિષ્ઠા વધારી, જગતને આત્મબળની અગત્ય સમજાવી, પરતંત્રતામાં ઝૂઝતી પ્રજાઓમાં સ્વાધીનતાનો શોખ જગવ્યો તથા અધીરી, અનિશ્ચયી, પક્ષપાતી અને સ્વાર્થી દુનિઆને સહિષ્ણુતા, સિદ્ધાંતસાધના, સમભાવ અને સમર્પણનો સદ્બોધ આપ્યોઃ એ જગવિખ્યાત જીવાત્મા તે ટેરેન્સ મેક્સ્વીની.

એનો દેહ પૃથ્વીપર માત્ર અલ્પ સમય રહ્યો, અને એના બલિદાને મનુષ્ય મનુષ્યના હૃદયમાં ચિરંજીવ થવાનો એનો હક્ક પુરવાર કર્યો. તે (૧) પશુબળનો વિરોધી હતો, (૨) સત્યનો પ્રેમી હતો, (૩) ગુલામી કે પરતંત્રતા સિવાય તેને કોઇ શત્રુ ન હતા. શત્રુ-કહેવાતા શત્રુ—અને મિત્ર માટે તેને એક જ સરખો ભાવ હતો; મતવિરોધી સામે તે સહિષ્ણુતા દાખવતો, (૪) તે સિદ્ધાંતપાલનમાં અડગ ટેકીલો હતો, (૫) તે આત્મબળને ચાહતો, આત્મબળપર ઝૂઝતો હતો, (૬) સ્વતંત્રતાનો તે પૂજારી હતો, (૭) ધર્મયુદ્ધ—કે પછી જીવનયુદ્ધમાં ખંત અને સચ્ચાઇથી ઝૂઝવું એ તેનું જીવનસૂત્ર હતું,

(૮) માતૃભાષાનો ને ઉદ્ધાર ચાહતો, તેમાં જ તે આયર્લાંડની સ્વતંત્રતાનો પાયો જોતો. ૯ તે કવિ હતો, નાટ્યકાર હતો, (૧૦) સાહિત્યનો શોખીન એવો તે સાહિત્યમાં પ્રજાજીવનનો પડઘો પાડતો. (૧૧) શસ્ત્રબળને તે તિરસ્કારતો હતો, છતાં અંતિમ સંજોગોમાં બળવો કરવો એને તે પ્રજાનો જાહેર સદ્‌ગુણ લેખતો, (૧૨ સામ્રાજ્યવાદને તે સેતાનના ફીલસુફી કહેતો; સામ્રાજ્ય એટલે સિતમ, સામ્રાજ્ય એટલે સર્વદુર્ગુણ, એવી તેની અટલ માન્યતા હતી; (૧૩) અન્યાયી કાયદાનો ભંગ કરવો, તેની સામે થવું એમાં તે ફરજ જોતો, (૧૪ સત્તા માત્રનો તે વિરોધી ન્હોતો છતાં પ્રજાના અહિતમાં વર્ત્તનારી સત્તાનો તે શત્રુ હતો, (૧૫) રાષ્ટ્રીય ધ્વજની કીર્ત્તિ તેને પ્રાણથી પણ પ્યારી હતી, (૧૬) મૃત્યુનો તેને ડર ન્હોતો, જીવવાનો તેને કંટાળો ન હતો; સ્વાતંત્ર્ય માટેની પુણ્ય લડતમાં એકસરખું જીવન ગાળવું એમાં એ મરદાનગી લેખતો, (૧૭) યૂરોપની ભૂમિપર જન્મેલો છતાં તે આર્યાવર્તના યોગીઓનો હરીફ હતો, (૧૮) તે શહીદોનો શહીદ હતો, (૧૯) અન્યને યાતના પહોંચાડવા કરતાં જાતે કષ્ટ સહેવામા તે વીરતા અને આત્મગૌરવ પ્રમાણતો, (૨૦) તેનામાં સૈનિકની તાલીમ હતી, શ્રદ્ધાનું બળ હતું, આદર્શનો આદર હતો, વેરવૃત્તિનો તિરસ્કાર હતો, (૨૧) તે કર્મયોગી હતો, તે અનન્ય તપસ્વી હતો, (૨૧) તે માનપાનનો ભૂખ્યો ન હતો, (૨૨) પરસત્તાના ખિતાબ અને ન્યાયાલયોને તે નવગજના નમસ્કાર કરતો, (૨૩) બાળબચ્ચાંના લાલનપાલન અને સ્ત્રીઓના વિલાસી જીવન પોષવામાં તે મહાપાપ જોતો, (૨૪) મતમતાંતરોના ઝઘડાઓને તે ઘણી સંકુચિત લડત લેખતો, આધ્યાત્મિક ઉન્નતિનો અભિલાષી એવો તે પાશ્ચાત્ય પ્રજાજનોમાં એક અપવાદ હતો.

'આવા વીરરત્નના માતપિતા કેવા હશે? મનુષ્ય જીવનના વિવિધ ક્ષેત્રોમાં એ વીરરત્ને શી શી કીર્ત્તિ, શા શા અનુભવો મેળવ્યા હશે? કેવા સંયમ અને કેવા શિક્ષણે ગંદી ગોબડી મનાતી કાયામાં એક અપૂર્વ આત્મતેજ ભર્યું હશે?' એ સર્વ જાણવાની વાંચકની જીજ્ઞાસા મેક્સ્વીનીના જીવનની ટુંકી રૂપરેખા આપી અમે તૃપ્ત કરીશું.

## માતાપિતા.

એ શહીદના પિતા હતા તમાકુના વેપારી અને કટ્ટા વસ્તારી, છતાં કવિતા અને સાહિત્યના શોખીન અને 'સ્વતંત્ર' આયર્લાંડના ઉપાસક. આયર્લાંડ અને ઇંગ્લાંડના સ્વાર્થ જુદા છે; આયર્લાંડની ઉન્નતિ આઇરીશોથી જ થઇ શકે: સામ્રાજ્યનો સંબંધ રાખવાથી આયર્લાંડને ગુલામી દશા પ્રાપ્ત થાય, વિગેરે વિગેરે એના પિતાના દૃઢ વિચારો હતા. એની માતા અતિ

સ્નેહાળ અને ભક્ત સ્ત્રી હતી. આવા સંસ્કારી માબાપની છાયામાં ટે. મેકૂસ્વીની ઉચ્ચ સંસ્કારો પામ્યો. પિતાએ તેને સ્વાતંત્ર્યની ઉત્કટ ભાવના તથા સાહિત્ય અને કવિતાનો નિઃસીમ પ્રેમ વારસામાં આપ્યાં; આત્મશ્રદ્ધા, પ્રભુપરાયણતા, સત્યનો પ્રેમ, સહિષ્ણુતા વિગેરે સદ્ગુણો એની માતાએ એને દુધમાં પાયા.

## વિદ્યાર્થીજીવન.

સુખી મનાતા કુટુંબના આ સદ્ભાગી બાળકને તેના સમયમાં ચાલતા 'ક્રીશ્ચીયન બ્રધર્સ' મંડળ'માં પ્રાથમિક કેળવણી મળી. એ 'મંડળ' પોતાના અભ્યાસક્રમ યોજતું, રાષ્ટ્રીય ભાવના પોષનારા પુસ્તકો રચતું, આઇરીશ ભાષાનું સંગીન જ્ઞાન આપતું. એ 'મંડળ' ના ઇન્ટરમીજીએટ ક્લાસ સુધી સરકારી પ્રજાકીય મંડળ-મેકૂસ્વીનીના સમયમાં પ્રાથમિક કેળવણી આપનારૂં, શિક્ષણ મંડળ ( Board of Education ) નીમેલો અભ્યાસક્રમ ચલાવતા એક બીજું મંડળ-નાં પુસ્તકો ચાલતાં, પણ 'મંડળ' ના પાદરી શિક્ષકો તે પુસ્તકોની ખોડખાંપણો સુધરાવી, વિદ્યાર્થીઓને રાષ્ટ્રીયતાના સુંદર પાઠ શીખવતા. એ 'મંડળ' ની પ્રાથમિક કેળવણી પુરી કરીને મેકૂસ્વીનીએ 'ઇન્ટરમીજીએટ બોર્ડ ઓફ એજ્યુકેશ'નની ચાર પરીક્ષાઓમાં સ્તુત્ય સફળતા મેળવી, આઇરીશ ભાષામાં તે 'ઓનર્સ'–માન–સાથે પસાર થયો. એના વિદ્યાર્થીજીવનનો એક ગુણ ખાસ અનુકરણીય છે. તે વાંચતો ત્યારે એકાગ્ર ચિત્તે અને રમતો ત્યારે રમતમાં રસબસ થઇ જતો. આથી વાંચન અને રમતમાં તે સરખો આનંદ મેળવતો. ૧૮૯૪ માં મેકસ્વીનીનું વિદ્યાર્થીજીવન પુરૂં થયું, માત્ર નિશાળની દૃષ્ટિએ પુરૂં થયું.

## ભવસાગરને કાંઠે.

૧૫ વર્ષની કુમળી વયે મેકૂસ્વીનીએ તોફાની સંસારસાગરમાં ઝંપલાવ્યું. સ્વામીના મૃત્યુથી કુટુંબપોષણ કરવાના બોજામાં આવી પડેલી પોતાની માતાનાં કષ્ટોમાં તેણે ભાગ પડાવ્યો. તે એક વ્યાપારીની પેઢીમાં જોડાયો. ખંત અને સચ્ચાઇથી શેઠની પ્રીતિ સંપાદન કરી, તે પેઢીમાં વધતો ચાલ્યો પણ સાહિત્યપ્રેમી મેકૂસ્વીનીની વાંચન માટેની ભૂખ એ ચડતી જતી પાયરીઓથી શાંત ન થઇ. શાંત રાત્રિની સુંદરતામાં તે અભ્યાસનો યોગ આદરતો. આ અભ્યાસના પરિણામે તેણે ૧૯૦૭ માં બી. એ. ની ઉપાધ મેળવી. અડગ ધૈર્યથી જીવનયુદ્ધ ખેડનારા મેકૂસ્વીનીના લલાટે કેવળ ગુમાસ્તાગીરી ન્હોતી લખાઇ. ગુમાસ્તાથી હિસાબી કારકુન, પછી અધ્યાપક, પછી નિરીક્ષક, સ્વયંસેવકોનો સેનાપતિ, પ્રજાકીય પાર્લામેન્ટ-ડેઇલ-નો

કોર્ક તરફનો પ્રતિનિધિ અને આખરે કોર્કની મ્યુનીસીપાલીટીનો મેયર, આવી આવી ભિન્નભિન્ન પ્રવૃત્તિઓમાં મેકસ્વીનીએ જીવનયુદ્ધ ખેડ્યું.

## સાહિત્યક્ષેત્ર.

બચપણથી મેકસ્વીનીને કવિતા અને સાહિત્યનો શોખ હતો. બચપણમાં લખાયેલા એના 'કુદરતનું ગીત' નામક કાવ્યથી એ બાળકના સ્વર્ગીય, સ્વતંત્ર આત્માની આઇરીશ પ્રજાને ઝાંખી થઇ હતી. એણે ઘણી કવિતાઓ રચી છે, કેટલાંક નાટકો રચ્યાં છે. સેન્ટ પેટ્રીક આઇરીશ ફ્રીડમ, ફીઆના ફેઇલ વગેરે પત્રોમાં એની સમર્થ લેખિનીના ચમકારાથી વાંચકવૃંદ અંજાઇ જતું. 'સ્વાતંત્ર્ય સંગીત' નામનો એણે એક કાવ્યસંગ્રહ રચ્યો હતો. ૧૯૧૦ ની સાલમાં સ્થપાયેલી કોર્કની નાટકોત્તેજક સમાજ માટે તેણે પાંચ નાટકો લખી પ્રજાજનોમાં સ્વાતંત્ર્યની ધગસ પેદા કરી, દેશના ભૂતગૌરવનું ભાન કરાવ્યું, ભાવિગૌરવની ઝાખી કરાવી. આમ મેકસ્વીનીની સાહિત્યપ્રવૃત્તિ દેશને હિતકારી હતી, મેકસ્વીનીની કીર્તિને વધારનારી હતી.

## રાજકીય જીવન.

મેકસ્વીનીએ ૧૮૯૮ની સાલમાં રાજકીય જીવનમાં પ્રવેશ કર્યો. આયર્લાંડની સ્વતંત્રતાની જયંતીની એ સાલ. 'વુલ્ફટોન કલબ'ની સ્થાપના અને ઉત્થાપનાની એ સાલ. ૧૮૯૯ માં 'યંગ આયર્લાંડ સોસાયટી' સ્થપાઇ. આયર્લાંડની સ્વતંત્રતા સર કરવી, તેની ભાષા તથા ઉદ્યોગોનો પુનરૂદ્ધાર કરવો એ આ સમાજના ઉદ્દેશો હતા. તીવ્ર મતભેદને લીધે આ મંડળ ભસ્મીભૂત થયું કે ટુંક સમયમાં મેકસ્વીનીએ 'ગેલીક સાહિત્ય સભા' સ્થાપી. આર્થર ગ્રીફીથે ઉપાડેલી **સીનફેન** ચળવળને આગળ વધારવી, લોકોની નસોમાં નવા ભાવ અને ઉત્સાહ રેડી તેમની ખરી સ્થિતિથી તેમને વાકેફ કરવા, આઇરીશ ભાષાનો ઉદ્ધાર કરવો, બ્રીટીશ લશ્કરોમાં આઇરીશોની ભરતી થતી અટકાવવી, એ સર્વ ઉપરોક્ત સભાના ખાસ હેતુઓ હતા. મેકસ્વીની આ સભામાં આવ્યો હતો. લેખક, વક્તા અને સ્વતંત્રતાના સાચા સૈનીક તરીકે મેકસ્વીની આ સભાનું અગ્રસ્થાન ભોગવતો. પરતંત્રતાની બેડી તોડી, આયર્લાંડને સ્વતંત્ર બનાવવું અને એ ધર્મયુદ્ધમાં જરૂર પડયે પ્રાણ પણ પાથરવા એ તેની મહત્ત્વાકાંક્ષા હતી. ૧૯૧૦ માં 'આયરીશ ફ્રીડમ' નામનું પત્ર નીકળ્યું તેમાં મેકસ્વીનીએ પોતાના 'સ્વતંત્રતાના સિદ્ધાંતો' ક્રમશઃ લખી મોકલ્યા. આમ, ૧૯૦૧ થી ૧૭ સુધીમાં મેકસ્વીનીની જીવનપળો રાજકીય જીવનમાં રોકાઇ. પ્રતિદિન મેકસ્વીની રાજકીય જીવનમાં વધુ પરોવાયો. ૧૯૧૩ ની સાલમાં આયર્લાંડની તવારિખમાં એક

અત્રનુવો બનાવ બન્યો. થોડા વખત થયાં આયર્લાંડને સ્વરાજ્ય આપવાની વાત ચર્ચાઇ રહી હતી, પણ આયર્લાંડને સ્વરાજ્ય મળે એ વાત અલ્સ્ટર વાસીઓને ગમતી નહિં. તેમણે જાહેર કર્યું કે 'આયર્લાંડને સ્વરાજ્ય આપશો તો ખુનરેજી ચલાવીશું.' અલ્સ્ટર આયર્લાંડનો માત્ર ચોથો ભાગ હોવાથી અલ્સ્ટરવાસીઓને ભય લાગ્યો કે આયર્લાંડને સ્વરાજ્ય મળે તો આઇરીશ સરકાર વિધર્મી અલ્સ્ટરવાસીઓને હેરાન કર્યા વગર રહે નહિ. આથી તેમણે બ્રીટીશ યુનીઅનમાં જ રહેવાની પોતાની ઇચ્છા દર્શાવી, અને 'ખુનરેજી ચલાવીશું' એવી માત્ર ધમકી આપીને અલ્સ્ટરવાસીઓ અટકયા નહિ એડવર્ડ કારસન નામના એક અલ્સ્ટરવાસીએ સૈનિકો ઉભા કરવા માંડયા. ઇંગ્લાંડને આમાં સામ્રાજ્યના સંરક્ષણનાં ચિહ્નો જણાયાં પણ આ ચળવળનું ખરૂં રહસ્ય તો પ્રજાસત્તાવાદીઓ જ પામી ગયા. તેમણે પણ એવી ચળવળ ઉપાડી લીધી. પરિણામે દેશ આખામાં લગભગ ૩ લાખ સ્વયંસેવકો નોંધાયા. કોર્કમાં મેકૂસ્વીની આ ચળવળનો પ્રાણ થઇ પડયો પણ અલ્સ્ટરના સ્વયંસેવકોની નકલ કરનારા અન્ય સ્થળોના સ્વયંસેવકોને અંગ્રેજ સરકારે ધાર્યું કરવા દેવાની ઇચ્છા બતાવી નહિ. સ્વયંસેવકો ઉભા કરવાની હિલચાલને પરિણામે ડબ્લીનમાં ગોળીબાર થયા, પ્રજામાં અગ્નિ પ્રજ્વલી ઉઠયો અને ગંભીર બળવો થશે એવો ભય ફેલાઇ ગયો. દરમ્યાન ૧૯૧૪ માં યૂરોપીય વિગ્રહ જાગ્યો. રેડમન્ડ નામનો એક આઇરીશ નેતા પાર્લામેન્ટ પક્ષનો હતો. સામ્રાજ્યના સંબંધમાં તે આઇરીશ પ્રજાની આબાદી જોતો. તેણે ૩ લાખ સ્વયંસેવકોને અંગ્રેજની કુમકે ધાવા સમજાવ્યા, સ્વયંસેવકોના દળમાં ભંગાણ પડયું. ૩ લાખના માત્ર ૮૦૦૦ સ્વયંસેવકો થઈ ગયા, અને આ ૮૦૦૦ સૈનિકના મેકૂસ્વીની વિ. આગેવાનો પર જર્મન સરકારની લાંચ લીધાનો આરોપ આવ્યો. પણ મેકૂસ્વીની આથી ગભરાયો નહિ. તેણે આ-યર્લાંડ અને ઇંગ્લાંડ અલગ છે અને રહેવાં જોઇએ, એવી માન્યતાવાળા સ્વયંસેવકો ઉભા કરવા માંડયા. વ્યાપારી શાળાના નિરીક્ષકની પદવીને ઠોકર મારી, રાત દિવસ તે બાઇસીકલપર આખા કોર્ક નગરમાં ફર્યો. 'ફીઆના ફેઇલ' નામક અઠવાડિકમાં તેણે વિરોધપક્ષની દલીલોનું ખંડન કર્યું, પોતાનો પક્ષ સબળ કર્યો, પ્રજાને આપભોગનો ધર્મ સમજાવ્યો. હજારોની સંખ્યામાં તેણે લોકોને સ્વયંસેવક બનાવ્યા. મનુષ્ય માત્રની જીભેથી એક વાક્ય સરી પડયું—"સાચો સૈનિક એ તો આ મેકૂસ્વીની"–પોતાના પક્ષને મજબુત બનાવવા માટે પ્રસિદ્ધ કરેલા 'ફીઆના ફેઇલિ' અઠવાડીકના ખરચમાં

થયેલું રૂણ, તેણે પોતાના પ્રાણપ્રિય પુસ્તકાલયને વેચી નાંખીને પુર્યું. સાહિત્યપ્રેમી મેક્સ્વીનીનો આ ભોગ કાંઇ જેવો તેવો નહતો.

## તેની ધરપકડો.

પણ મેક્સ્વીનીની પ્રવૃત્તિ બ્રીટનની આંખમાં ખુંચી. ૧૯૧૬ ના જાન્યુઆરી મહિનામાં ફીતુરી ભાષણ કરવાના આરોપસર મેક્સ્વીનીને પકડવામાં આવ્યો. પણ નવ દિવસ બાદ તેનો એક શીલીંગ દંડ કરી તેને છોડી મૂકવામાં આવ્યો. આમ ૧૯૧૬ થી ૧૯૧૮ ના માર્ચ મહિના સુધી એક યા બીજા આરોપસર મેક્સ્વીનીને છ વાર પકડવામાં આવ્યો. એની છઠ્ઠી ધરપકડ વખતે ડી. વેલેરા જેવા મહાન દેશભકતો પણ પકડાયા હતા. પણ ૧૯૧૮ ના ડીસેમ્બર માસમાં પાર્લામેન્ટની નવી ચુંટણી થઇ. તેમાં સીનફેન પક્ષની મોટી ફતેહ થઇ. સીનફેનોએ 'સ્વતંત્ર' આયર્લાંડ જાહેર કર્યું. સરકારની મુંઝવણીનો પાર ન રહ્યો. બંધીવાન આગેવાનોને છોડી મુકયા. આગેવાનોના છુટયા બાદ 'સ્વતંત્ર' આયર્લાંડની પ્રજાકીય પાર્લામેન્ટ-ડેઇલ ઇરીનમાં ડી. વેલેરા પ્રમુખ ચુંટાયો. મેક્સ્વીની કોર્ક તરફથી આ સભાનો પ્રતિનિધિ ચૂંટાયો. ૧૯૧૯માં મ્યુનીસીપાલીટીઓની ચૂંટણી થઇ. તેમાં પણ સીનફેન પક્ષ ફાવ્યો. તેણે બ્રીટીશ અદાલતોની મહત્તા તોડી, બ્રીટીશ પોલીસોની નિરૂપયોગીતા દર્શાવી. ન્યાય અને સંપથી હાથપર આવેલી સત્તાનો સદુપયોગ કર્યો. પણ અંગ્રેજ સરકારથી આ ન સહેવાયું. ૧૯૨૦ માં કોર્કની મ્યુનીસીપાલીટીના પહેલા મેયર મેકકર્ટનનું ખુન થયું. જ્યુરીએ બ્રીટીશ સરકારપર આરોપ મુકયો, લોઇડ જ્યોર્જ તથા લોર્ડ ફ્રેન્ચપર ખુન કરાવ્યાનો ગુન્હો ઠરાવવામાં આવ્યો. શહેરે શહેરમાં આ ખુનથી ત્રાસ ત્રાસ થઇ રહ્યો. મેકર્ટનની ખાલી પડેલી જગ્યા કોણ પૂરશે, એ એક પ્રશ્ન હતો. ત્રાસના આ દિવસમાં મેયરપદ સ્વીકારવું એ મૃત્યુ સાથે કુસ્તી કરવા જેવું હતું. પણ માનપાનની ભૂખથી નહિં, પણ પોતાની ફરજ સમજી મર્હૂમનો નિર્ભય મિત્ર મેક્સ્વીની ખાલી પડેલી જગ્યાએ બેઠો. મ્યુનીસીપાલીટીના સભાસદો આગળ તેણે જે ઉદ્દગારો કાઢ્યા તેમાંના થોડાક શબ્દો સરકારને બહુ સાલ્યા. 'અમારે દયા જોઇતી નથી, સમાધાની જોઇતી નથી, પ્રભુની કૃપા મારી પ્રજાપર ઉતરે, અમે શક્તિમાન થઇએ, અમારા યુદ્ધમાં મક્કમ નિવડીએ, અને દેશને વિજયવંત કરીએ' એવા ભાવાર્થના શબ્દો તેણે ઉચ્ચાર્યા. મેયર તરીકે તેણે અથાગ શ્રમ ઉઠાવી પોતાની ફરજ અદા કરી. તેની કારકીર્દી બ્રીટીશ સરકારને ઘણી જ ખુંચી. આખરે ૧૨-૮-૨૦ ને રોજ પોલીસે કોર્ક મ્યુનીસીપાલીટીપર દરોડો પાડયો, કેટલાંક કાગળીયાં જપ્ત

કર્યા અને મેકસ્વીની સાથે ૧૧ માણસોને પકડયા. ૧૬ મી ઓગસ્ટે લશ્કરી અદાલત આગળ મેકસ્વીનીનો કેસ શરૂ થયો. કોર્ટ તરફથી કરવામાં આવતા ઘણા સવાલોના તેણે યોગ્ય જવાબો આપ્યા. તેણે જણાવ્યું કે **'તમારી લશ્કરી અદાલતને હું ગેરકાયદેસર માનું છું, હું કોઈની દયા માંગતો નથી, હું ઈશ્વર પાસે બળ યાચું છું અને મારા દેશને સ્વતંત્ર બનાવવા પુરતી મારા બંધુઓને શક્તિ આપો એ જ પ્રાર્થું છું. તમે મને ગમે તે સજા કરો પણ હું વધુ વખત પરતંત્ર રહેવાનો નથી. જીવતો કે મુઓ હું એક મહિનામાં સ્વતંત્ર થઈશ.'**

આખરે તેને બે વર્ષની સજા થઇ. તેને બ્રીકસ્ટન જેલમાં લઇ જવામાં આવ્યો. એ પકડાયો તે દિવસથી જ તેણે અપવાસ શરૂ કર્યા હતા. ૭૪ લાંબા દિવસો સુધી અન્ન જળ ત્યાગીને તે વીર શહીદે જેલમાં દેશની સ્વતંત્રતા માટે પ્રભુના જાપ જપ્યા અને એ અખંડ તપશ્ચર્યાથી તેના અવયવો કૃશ થઇ ગયા, તેની ઇંદ્રિયો અચેતન થવા લાગી, તેની શારીરિક વેદનાનો પાર રહ્યો નહિ, ઓકટોબરની ૨૫ મી તારીખે તેણે આ ફાની દુનિઆનો સંગ ત્યજ્યો. તેનો સ્વતંત્ર આત્મા ખરેખર સ્વતંત્ર માલુમ પડ્યો. આ ઉગ્ર તપશ્ચર્યા કરીને મેકસ્વીનીએ જગજનોના હૃદયમાં અમર સ્થાન પ્રાપ્ત કર્યું અને આયર્લાંડની આબરૂને અવિનાશી બનાવી. સરકારી પહેરા નીચે તેનું શબ કોર્કમાં પહોંચાડવામાં આવ્યું.

તેના પ્રિય મિત્ર મેકકર્ટનની કબર પાસે મેકસ્વીનીની કબર છે. અચળ આત્મવિશ્વાસ શીખવતી, પ્રેમ અને શૌર્યના પાઠ પઢાવતી, ઉગતા આઇરીશ તરૂણોને સ્વાતંત્ર્યની ભાવનાદાયિની, સ્વાતંત્ર્યદેવીની પવિત્ર નિવાસભૂમિ સમી એ કબર આજે પરતંત્ર પ્રજામાં પ્રાણ ફુંકે છે અને જગતને સિતમગારના સિતમનું સ્મરણ કરાવે છે.

આવા જ્વલંત જીવનચરિત્રવાળા મેકસ્વીનીનું વ્યક્તિત્વ એના પુસ્તકોનાં પાનાંઓમાં તરી આવે છે. પોતાના 'સ્વતંત્રતાના સિદ્ધાંતો' નામના પુસ્તકમાં તેણે આયર્લાંડની આઝાદી પ્રાપ્ત કરવાનો સુંદર માર્ગ દોરી આપ્યો છે. તે એના દેશભક્ત પિતા પાસેથી શીખ્યો હતો કે ઇંગ્લાંડ અને આયર્લાંડના સ્વાર્થ જુદા છે. ઇંગ્લાંડ સાથેનો સંબંધ સંપૂર્ણ તોડવો એમાં જ આયર્લાંડ ઉજ્વળ ભાવિની આશા છે. આથી તે પાર્લામેન્ટ પક્ષથી વિરૂદ્ધ થઇ સીનફેન પક્ષમાં જોડાયેલો. તે પોતાના પુસ્તકમાં લખે છે કે:—

"પરતંત્રતાની બેડીમાં રહેવાથી આપણી પ્રજાના આત્માનો હ્રાસ

થઇ રહ્યો છે, તેમાંથી તેને ઉગારી લેવો એ આપણી સ્વતંત્રતા માટેની લડતનું રહસ્ય છે. એટલે સ્વતંત્રતા માટેની આપણી લડતનું મૂળ આધ્યાત્મિક છે."

"એક પ્રજા બીજી પ્રજા ઉપર રાજ્ય કરે એટલે પરાધીન પ્રજાની નૈતિક, માનસિક, તેમ જ આર્થિક અધોગતિ થાય છે જ. અનીતિના ઝેરી જંતુઓને પોષણ આપનાર એ ગુલામી અવસ્થામાંથી છુટા થવાને આપણે પ્રયત્ન કરવો જોઇએ તથા માનસિક અધોગતિ લાવનાર પ્રજાની સત્તાને ઉખેડી નાંખવાને આપણે ઝુંડો ઉઠાવવો જ જોઇએ."

"સ્વતંત્ર થવું એ તો આપણી આધ્યાત્મિક જરૂરીઆત છે." આપણે આપણી આઝાદી માટે લડીએ છીએ, જગતના (ઐહિક સુખોના આડંબર માટે અથવાતો આપણી જાતમાં મિથ્યાભાનની લાગણી ઉત્પન્ન કરવા માટે કાંઇ આપણે લડતા નથી."

"ઇંગ્લાંડથી છુટા થવાથી જ તેની સાથે અંતે મિત્રાચારી થશે, એવો મારો અભિપ્રાય છે. આ આઝાદી માટે આપણી લડત સુંદરમાં સુંદર છે, કારણ આપણી આઝાદીથી આપણા દુશ્મનને પણ નુકસાનને બદલે ઉલટો ફાયદો જ થવાનો છે."

"આપણી લડતનો આવો શુભ હેતુ છે. પણ શુદ્ધ હેતુને સિદ્ધ કરવા માટે ગમે તે સાધન વાજબી ગણાય એ સૂત્ર હું સ્વીકારી શકતો નથી."

"જે યુદ્ધ સત્ય માર્ગે થતું નથી, તેમાંની ફત્તેહ પરાજય કરતાં વિશેષ શરમભરેલી છે."

"પશુબળથી મેળવેલી ગમે તેવી મહાન ફત્તેહ પણ આધ્યાત્મિક ભાવનાના ત્યાગથી થતી હાનિનો બદલો વાળી શકે નહિ."

"આ મારી અટલ માન્યતા છે. આપણે પશુબળ તિરસ્કારવું જોઇએ, સત્યને વળગી રહેવું જોઇએ."

"જો આપણે શત્રુના લોહીના તરસ્યા થઇ યુદ્ધમાં ઝંપલાવીએ અને પશુબળમાં મહત્તા માનીએ તો આપણે સિતમગારનો માર્ગ ગ્રહણ કર્યો કહેવાશે, અને આપણે બદનામી વ્હોરીશું."

"આપણે સત્ય માટે સદાકાળ લડવું જોઇએ. આપણા આત્માના અવાજને માન આપી બહુમતિના પોકાર તરફ દુર્લક્ષ કરવું જોઇએ. વિરોધી પક્ષો ભલે ગમે તેમ વર્તે, ગમે તેવી સલાહ આપે, પણ આપણે તો સત્યને રજેરજ સ્વીકારવું જોઇએ. સત્ય સિવાય આપણને બીજું કાંઇ પણ ન જોઇએ."

"આપણી આ લડત ઘણી પવિત્ર છે. એમાં આપણો આત્મા જાગે છે. બહુમતિથી વિરૂદ્ધ થઇને પણ આપણી લડતને વફાદાર રહેવું, એ આપણી લડતનો ખરો મર્મ છે. આયર્લાંડને સંપૂર્ણ સ્વતંત્ર કરવાની આપણી લડતને ઘણા કેવળ તર્ક માને છે. તેઓ આપણામાં વ્યવહારકુશળતાની ખામી જુએ છે. આપણી નિર્માલ્ય દશા તરફ આંગળી કરીને તથા ઇગ્લાંડના અપાર બળની આપણી સામે દલીલ મુકીને તેઓ પોતાની ટીકા સાચી ઠરાવવાનો પ્રયત્ન કરે છે. આપણે એવા વિરોધીઓ સાથે વાદવિવાદ કરવાની જરૂર નથી. આપણી લડત આધ્યાત્મિક છે. મજબુત કાંડાબાવડાં કરતાં આત્મબળની એમાં ખાસ જરૂર છે. ઇગ્લાંડના સામ્રાજ્યની અપાર બળસામગ્રી બતાવી આપણને ડગાવવા ઇચ્છનારને આપણે એટલુંજ જણાવીશું કે—

"પ્રજાઓ ચિરંજીવી છે અને સામ્રાજ્યો નાશ પામે છે. ભૂતકાળનાં સામ્રાજ્યોનાં નામનિશાન ભૂસાઇ ગયાં છે. હાલનાં સામ્રાજ્યોમાં પણ નાશનાં બીજ રોપાયાં છે. સર્વોપરી સત્તા માટે મરી મથનારાં સામ્રાજ્યો માટીમાં મળી જશે...... ત્યારે પણ હાલની પ્રજાઓ (ભવિષ્યમાં) જીવન્ત રહેશે."

"વ્યક્તિના જન્મસિદ્ધ હક (સ્વતંત્રતા) માટે લડનારા લોકોને બહુમતિ દબાવી શકે નહિ. દુનીઆની કોઇ પણ સત્તા તેમનો વિનાશ કરી શકે નહિ. જુલ્મી રાજ્ય તેમનાપર સિતમ ગુજારી શકે, તેમને મારી નાંખી શકે, તેમને દેશનિકાલ કરી શકે, પરંતુ તેઓની લડતનું સત્ય અવિનાશી છે. નથી તેને રક્ષણ માટે લશ્કરના ટોળાઓની જરૂર કે નથી પ્રતિભાશાળી બુદ્ધિમાન પુરૂષોની જરૂર. મનુષ્યની સ્વતંત્રતાનો એ જન્મસિદ્ધ હક ફક્ત એક જ માણસ પુરવાર કરી શકે છે. એ માણસમાં આત્મબળ જોઇએ, સત્યનિષ્ઠા જોઇએ."

"એક જ હથિઆરબંધ માણસ લાખો હથિઆરબંધ માણસોની સામે ન ટકી શકે, તેમ વળી એક લશ્કર પણ ઘણાં લશ્કરોને હઠાવી શકે નહિ, પરંતુ એક સત્યનિષ્ઠ પુરૂષના ઉત્સાહને સમસ્ત વિશ્વનાં સામ્રાજ્યોનાં લશ્કરો પણ દબાવી શકે જ નહિ. આખરે સત્યનિષ્ઠ પુરૂષ જીતશે જ."

"આથી આપણી સ્વતંત્રતાની લડતને આપણે સરલ કરવી હોય તો આપણે વિરોધીઓની દલીલોને બહુ વજન આપી, આપણા નિશ્ચયમાંથી ડગવું ન જોઇએ. વળી આપણે આત્મસંયમ જાળવવો જોઇએ, સત્ય સેવવું જોઇએ. આપણાથી મતભેદ ધરાવનાર સામે આપણે અસહિષ્ણુતા બતાવવી ન જોઇએ. એટલું જ નહિ પણ આપણા શત્રુ સામે પણ આપણે વેરવૃત્તિ કેળવવી ન જોઇએ."

" સહિષ્ણુતા એજ જેમના ધર્મનો ઉચ્ચ સિદ્ધાંત છે, એવા આપણે વરવૃત્તિને પૂછીએ એ કેવી ઉચ્છૃંખલતા, કેવી મૂર્ખાઇ ? વેરવૃત્તિથી દુનિઆમાં જે કાંઇ દ્વેષબુદ્ધિ અને અનિષ્ટ હોય તેમાં ઘટાડો થવાને બદલે વધારો જ થાય છે. પ્રતિકાર એ સિતમગાર અને ગુલામોથી સ્વીકારાતો માર્ગ છે."

"આપણી લડતને આપણે વેરવૃત્તિથી રંગીએ તો તે ભ્રષ્ટ થાય. વિશેષમાં આપણે ક્ષુલ્લક દરખાસ્તો અને કપટમય નીતિઓનો અંત આણવો જોઇએ તથા હિંમતવાન, દૃઢ નિશ્ચયી અને પ્રમાણિક થવું જોઇએ. આપણે આત્માવલંબનનો અમૂલ્ય ગુણ જીવનમાં અપનાવવો જોઇએ. આવી પવિત્ર લડત ચલાવવા માટે આપણે ગમે તેવું સૈન્ય ઉભું કરીએ એ ન ચાલે. આપણે એક અસરકારક સૈન્ય સ્થાપવું જોઇએ."

**જો આપણો હેતુ આવો જ હોય તો " આપણે માત્ર જે માણસોને પોતાના ધ્યેયનું-પોતાની લડતનું-સંપૂર્ણ ભાન હોય, જેઓ તેને સંપૂર્ણ વફાદાર રહેવા તૈયાર હોય તથા પોતાના પક્ષનું માન વધે એવી રીતે હમેશ લડવાને તત્પર હોય તેજ માણસોને આપણા સૈન્યમાં નોંધવા જોઇએ." આવા સૈનિકમાં વેરવૃત્તિ હોતી જ નથી. તેનો હેતુ કેવળ પોતાની જ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો હોતો નથી, પરંતુ શત્રુનો પુનરૂદ્ધાર કરવાનો પણ હોય છે.** તે માને છે કે તે સત્યના યુદ્ધમાં પ્રવૃત્ત થયેલો છે. આ યુદ્ધમાં તેને ફત્તેહ મળે તો જગ આખામાં સુવર્ણ યુગની શરૂઆત થાય. આખી દુનીઆ અપૂર્વ અને અદ્દભુત બને એવી તેને શ્રદ્ધા છે. આપણા સૈનિક આવા હોય તો જ આપણે એક અસરકારક સૈન્ય ઉભું કરી શકીએ.

આપણે આપણા સ્વાતંત્ર્યના સિદ્ધાંતને સર્વત્ર પાળવો જોઇએ. એના પાલનમાં સ્હેજ પણ આવતું જતું ન કરી શકાય. " જ્યાં જ્યાં આપણે આપણા પંથને વળગી રહેવાનું છે, ત્યાં ત્યાં શત્રુની જાળ તો બીછાએલી જ હોય છે." પણ આપણે આપણો સિદ્ધાંત સર્વત્ર અમલમાં મુકવો જોઇએ, નહિતો પછી તે શા કામનો ? આપણે સદા મક્કમ રહેવું જોઇએ. " આથી આપણા આત્મામાં સાચી જ્યોત અને ચિરસ્થાયી સૌન્દર્ય જીવન્ત રહેશે અને જે અંતિમ વિજયથકી સૈકાઓના પ્રયત્નો પછી વિશ્વ ટકી રહ્યું છે, જેનાથી વ્યક્તિની ઉન્નતિ થાય છે અને રખડતી રઝળતી પ્રજા પણ છેક મુસ્કેલીની વચમાંથી પોતાના ધ્યેયને માર્ગે ચઢે છે, તેવા અંતિમ વિજયની આપણને ઝાંખી થશે. માત્ર સર્વ સ્થળે, સર્વ સંજોગોમાં અને સર્વ વિરોધ સામે જાનને જોખમે પણ આપણે આપણો સિદ્ધાંત પાળવો જોઇએ. અધૂરી હિંમત અને

અધૂરી શ્રદ્ધાવાળા પ્રમાણિક માણસ તેમજ સ્વાર્થ તાકનાર સાહસિકોના માર્ગ કોરે મૂકી, દેવ અને સાચા મનુષ્યોને શોભાવે એવી વફાદારીમાં આપણે જીવન્મુક્તિ, માર્ગસિદ્ધિ માની લેવી જોઇએ."

"આવી પવિત્ર લડતમાં આપણે આપણી સ્ત્રીઓને અલગ રાખવાનું પાપ કરવું ન જોઇએ. આનંદવિલાસને બદલે કાંઇ ગંભીર વાતો વિચારવા માટે આપણે સ્ત્રીજાતિને જાગૃત કરવી જોઇએ."

"સ્ત્રી અને પુરૂષે સાથે સાથે રહી મહાન અને સુંદર ભવિષ્ય સિદ્ધ કરવાનું છે. આવું ભવિષ્ય સિદ્ધ કરવાને બદલે જેનાથી ન તો ધર્મમંડોનો એકાંતવાસ કે ન તો વિશ્વનું સામ્રાજ્ય સધાય એવા એક અસ્વાભાવિક જીવનમાર્ગને સ્વીકારવો એ નથી સુંદર કે નથી મહાન."

"સ્ત્રી અને બાળકને રાજીખુશીથી ગુલામ અને કાયર બનાવવા કરતાં તેમને દુઃખો ખમવા દેવા એ પુરૂષ માત્રની અનિવાર્ય ફરજ છે."

"આજની કોઇ પણ સત્તા ન્યાયી નથી," ન્યાયથી ટકેલી નથી, એવું મેઝીનીનું માનવું હતું: સત્તા માત્ર ખુશામતીઆઓના બળપર ટકી રહી છે. પ્રજાજનો ખુશામત કરવાની કુટેવને છોડે તો દેશ બંધનમુક્ત થાય એવો ધ્વનિ એના પુસ્તકમાંથી નિકળે છે. (જુઓ. પા. ૮૭.)

એને સામ્રાજ્ય સાથે કોઇ પણ પ્રકારની લેવડદેવડ, કોઇ પણ પ્રકારનો સંબંધ ઇષ્ટ લાગતો નહિ. સામ્રાજ્યવાદનો તે કટ્ટો શત્રુ હતો.

"સામ્રાજ્ય એ ખુદ બુરી ચીજ છે, અને આપણે તેમાંથી મુક્ત થઇએ અગર ફરી કદીએ તેના પંજામાં ન ફસાઇએ એટલું જ બસ નથી, પરંતુ સામ્રાજ્ય સામે લડત ચલાવી રહેલી કોઇ પણ દુન્યવી પ્રજાને આશા અને ઉત્તેજન આપવાં જોઇએ."

"સામ્રાજ્યવાદમાં સિતમગારની વૃત્તિ, નિર્દયતા અને દંભીપણું સમાયેલાં છે."

આવા શબ્દોમાં તેણે સામ્રાજ્યવાદ સામે ઝૂંબેશ ઉઠાવી છે. તેને કાંઇ સત્તા માત્ર સામે વિરોધ ન હતો. જે સત્તા સત્યપર ટકતી નથી તેની સામે વિરોધ કરવો, એને એ ફરજ માનતો. તે લખે છે કેઃ—

"અમને સર્વ સત્તા સામે વિરોધ નથી. પણ સત્તાનું મૂળ સત્ય છે એવું અમે માનીએ છીએ"

આમ મેઝીનીએ પોતાના પુસ્તકમાં એક પછી એક સિદ્ધાંત ચર્ચ્યો છે અને પોતાના દેશબંધુઓને અપૂર્વ વિજય પ્રાપ્ત કરવાનો અનુપમ માર્ગ બતાવ્યો છે. એની એક દૃઢ માન્યતા એ હતી કે આયર્લાંડપર પરસત્તાની

જડ સ્હેજ સરખી પણ બેસવાનું મુખ્ય કારણ પરભાષાનો સ્વીકાર છે. પરભાષાનો સ્વીકાર થતાં જ પરસંસ્કૃતિ આયર્લાંડમાં ઘુસી ગઇ, આયર્લાંડના ભૂતગૌરવપર કુહાડો પડવા લાગ્યો, આયર્લાંડ દિશા ભૂલ્યું, ચારિત્ર્ય ભૂલ્યું, સ્વદેશપ્રેમ ભૂલ્યું અને પરતંત્ર બન્યું. પરભાષાના સ્વીકારથી થયેલી આ પતિત દશા તેને ઘણી સાલતી. માતૃભાષાનો પુનરૂદ્ધાર કરવો એ તેનો જીવનમંત્ર થઈ પડ્યો. માતૃભાષાના પુનરૂદ્ધારમાં તેને રાષ્ટ્રોદ્ધારનો ભાસ થવા લાગ્યા. તેણે પોતાના પુસ્તકમાં લખ્યું છે કેઃ—

"ભાષા આપણી સરહદ છે."

"(ભાષા) એ કિલ્લા કરતાં વધુ સહિસલામત કોટ છે અને નદીઓ કરતાં વધુ અગત્યની સરહદ છે." (ડેવીસના લેખમાંથી અવતરણ).

તે માનતો હતો કે રાષ્ટ્રભાષા એક હોય તો ઐક્ય વહેલું સ્થપાય. રાષ્ટ્રીય ભાષામાં ઉચ્ચ સાહિત્ય લખાય, સાહિત્યમાં પ્રજાજીવનના ધબકારા સંભળાય તો સ્વતંત્રતાની લડતને અજબ ઝોક મળે. સાહિત્યની અગત્ય વિષે તે લખે છે કેઃ—

"સાહિત્ય એ સ્વતંત્રતાદેવીનું પુણ્યતીર્થ છે, તેનો કિલ્લો છે, તેનો વાવટો છે તથા તેનો પરવાનો છે. તેના મહાન દેવળમાં સ્વદેશાભિમાનીઓ પૂજા કરે છે, તે દેવળમાંથી સૈનિકો રણભૂમિ તરફ વળે છે, શત્રુ સામે હોડમાં ઉતરે છે અને યુદ્ધમાં વિજય મેળવી પોતાના દેશને સ્વતંત્રતાનો પરવાનો અપાવે છે."

ટુંકમાં મેક્સ્વીનીએ પોતાના લેખોમાં સીનફેન તત્ત્વ સ્વીકાર્યું છે, અને સાથે સાથે આત્મભોગનો મહિમા તથા પ્રેમધર્મ ગાયાં છે. 'સીનફેન' એટલે 'અમે પોતે' આ બે શબ્દોમાં આખી હિલચાલનું રહસ્ય સમજાય છે, છતા આર્થર ગ્રીફીયે એક લેખમાં પોતાની 'સીનફેન' હીલચાલનો નીચે પ્રમાણે સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે; એ વાંચવાથી આપણે 'સીનફેન' નું રહસ્ય બરોબર સમજીશું.

"આજ સેંકડો વર્ષો થયાં અમારા દેશમાં એક ભાવના જીવે છે. અને સદાકાળ જીવતી જ રહેશે-કે અમારૂં ભાગ્ય કોઈ પણ શત્રુ પ્રજા પોતાની જરૂરીઆતોને ખાતર પોતાના પંજામાં ઝકડી નહિ શકે. અમે અમારી પ્રજાના કોઇ પણ સંપ્રદાય પ્રત્યે કડવાશ નથી ધરાવતા, પછી ભલે એના વાવટાનો રંગ લીલો હોય કે નારંગી."

દેશજનોને ઉદ્દેશી આ ગ્રીફીથ લખે છે કેઃ—

"તમારી નિગાહને અને તમારા વિચારોને લંડન ઉપરથી પાછા

વાળીને તમારી પોતાની ભૂમિ પર ઠેરાવો. જન્મ અધિકારથી જ તમે સ્વતંત્ર પ્રજા છો. જંજીરો એ અધિકારને પળવાર ભલે અટકાવી રાખે, પણ નાબુદ તો ન કરી શકે"

"તમારા પ્રતિનિધિઓને તમે અંગ્રેજી પાર્લામેન્ટમાં પાઠવશો નહિ. અંગ્રેજી પાર્લામેન્ટમાં તેમને મોકલીને તો તમે દુનિયાને દેખાડો છો કે તમે પરપ્રજાની જંજીરો સ્વેચ્છાથી સ્વીકારી લીધી છે."

"તમારે અંગ્રેજી સંસ્કૃતિની ઢબે તમારી કેળવણી રચવાની જરૂર નથી. તમારે તમારી પોતાની સંસ્કૃતિ છે. એવો કોઈ કાયદો નથી જે તમને અંગ્રેજોની અદાલતોમાં જવાની ફરજ પાડે. તમારી પોતાની અદાલતો જમાવો. એવો કોઇ કાયદો નથી કે જે તમને વિદેશી વસ્ત્રો જબરદસ્તીથી પહેરાવે. તમારા પોતાના દેશનાં વસ્ત્રો પહેરો... આખી પ્રજા એકાત્મ બની જાઓ, જે દેશી હોય તેને સ્વીકારો. વિદેશીને અડકો ના. પછી જુઓ કે સ્વતંત્રતા તમારે આંગણે આવી પહોંચશે." ("મરણીયું આયર્લાંડ" માંથી ઉતારો.)

આર્થર ગ્રીથીઝના આ ઉદ્‌ગારો મેકસ્વીનીના હૃદયમાં બરોબર ઉતર્યા હતા. વળી બાળપણથી તે પોતાના પિતા પાસેથી એ જ પાઠ શિખ્યો હતો. આથી જ તેણે પરભાષા અને પરસંસ્કૃતિનો વિરોધ કર્યો છે, ખિતાબો–ઇલ્કાબો–માં મહાન પુરૂષોને ભ્રષ્ટ કરે એવી નીચતા જોઈ છે, (જુઓ પા. ૮.) અત્યાચારી પરસત્તાનો (જ્યારે બાજો કોઇ પણ માર્ગ નહોય ત્યારે) શસ્ત્ર ગ્રહણ કરીને પણ વિરોધ કરવો યોગ્ય માન્યો છે. (પ્રકરણ ૧૭.) રાષ્ટ્રધ્વજનું ગૌરવ દેશબંધુઓને બતાવ્યું છે તથા તેનું મૂલ્ય પ્રાણથી પણ અધિક આંક્યું છે. (પ્રકરણ ૧૯)

સ્વતંત્રતાના આવા સિદ્ધાંતો ચર્ચનારૂં મેકસ્વીનીનું પુસ્તક જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે આપણને હિંદુસ્થાનની વર્તમાન લડત એકદમ સાંભરી આવે છે. આપણને લાગે છે કે સ્વતંત્રતાના સાચા સૈનિકોનો આત્મા સર્વત્ર એક અને અદ્વિતીય જ હોય છે; પછી ભલે આ સૈનિક હિંદુસ્તાનમાં હો, આયર્લાંડમાં હો કે ગમે ત્યાં હો. એ સર્વના આત્મામાંથી એક જ સરખો અગ્નિ ઝરે છે, એક જ સરખા અવાજ સંભળાય છે. હિંદુસ્થાનમાં મહાત્મા ગાંધીજીએ એક અપૂર્વ (અસહકાર) લડત ઉપાડી છે. તેમણે આપણને–હિંદીઓને–અસહકારી સૈનિકોને

(૧) આપભોગનો મહિમા, (૨) અહિંસા ધર્મની અગત્ય અને (૩) પ્રેમધર્મનો પ્રતાપ સમજાવ્યા છે. (૪) ગુલામીનાં કારખાનારૂપ શાળાઓ, ધારાસભાઓ, અદાલતો, ઇલ્કાબો, અને વિદેશી વસ્ત્રોનો બહિષ્કાર આવશ્યક

ગણાવ્યો છે. (૫) માતૃભાષાની મહત્તા દર્શાવી છે. (૬) રાષ્ટ્રીય ધ્વજની રક્ષા અને (૭) સત્યનું સેવન, એ બેને આપણી ખાસ ફરજોમાં ગણાવ્યા છે. (૮) રેંટીઆનો પુનરૂદ્ધાર કરી દેશી હુન્નરોની ખીલવણીનો માર્ગ બતાવ્યો છે. (૯) સહિષ્ણુતા (૧૦) કષ્ટસહન અને (૧૧) આત્મબળને પ્રાધાન્યપદ આપ્યું છે. વીગેરે

આમ મેક્સ્વીનીના સિદ્ધાંતો અને મહાત્માજીના સિદ્ધાંતોને ઘણું જ સામ્ય છે. ( સ્વતંત્રતા માટે લડત ચલાવી રહેલી પરપ્રજાની લડતમાંથી આપણને ઘણુંયે શીખવાનું મળે એવી આશામાં જ મેક્સ્વીનીના પુસ્તકનું ભાષાંતર કરવાનો વિચાર સ્ફુર્યો. ) જો કોઇ પણ વિરોધ હોય તો તે આ છે.

મેક્સ્વીનીએ શત્રુનાં જેટલાં થાણાં જીતાય એટલાં જીતવાં અને રાષ્ટ્રોન્નતિ માટે તેમને ખપમાં લેવાં, એવો સિદ્ધાંત વર્ણવ્યો છે. એથી લડતની અનુરૂપતાને ધોકો પહોંચતો નથી એવું તેનું માનવું હતું.

મ. ગાંધીજીએ આજની ઘડી સુધી ધારાસભા વિગેરેનો સંપૂર્ણ બહિષ્કાર સૂચવ્યો છે. તેમાં પ્રવેશ કરવો એને પાપ માન્યું, મનાવ્યું છે.

મેક્સ્વીનીએ અનિવાર્ય આવશ્યકતા હોય ત્યારે, અને અત્યાચાર અને પાપ બેસુતમ વધી ગયાં હોય ત્યારે કમને પણ શસ્ત્રગ્રહણ કરવાની સલાહ આપી છે.

ગાંધીજીએ, કેવળ રાજનીતિ તરીકે નહિ, પરંતુ એક ખરા સિદ્ધાંત તરીકે, શસ્ત્રગ્રહણની નીતિને પોતાની હિલચાલમાંથી બાતલ રાખી છે.

આ આપણી અને આયર્લાંડની લડત વચ્ચેના સામ્ય તથા વિરોધ. આયર્લાંડે સ્વતંત્રતાની લડતમાં પોતાના બત્રીશલક્ષણા પુરૂષો હોમ્યા છે. પરિણામે લડતમાં અસાધરણ ફત્તેહ મેળવી છે દેશમાં 'ફ્રી સ્ટેટ' સ્થાપી છે છતાં ત્યાં શાંતિ, સંપૂર્ણ શાંતિ નથી. એ દેશના સુવિખ્યાત લેખક બર્નાર્ડ શોએ આયર્લાંડની હાલની સ્થિતિ નીચે મુજબ વર્ણવી છે:

"સરકાર ઉપર ટીકા કરવાની વર્તમાનપત્રોને સખ્ત મનાઇ છે. ગમે તે પ્રજાજનને સરકારી લશ્કર ઉઠાવી જઈ શકે, બરાકમાં પૂરીને ઠાર કરી શકે. એ હત્યાઓનું પત્રક રાખવાની જરૂર નહિ, અગર બીજી કશી જોખમદારી નહિ. આવાં ફરમાન સરકારે કાઢયાં છે. આવા ઘાતકી કાયદાઓ ઉપરાંત સોલ્જરો ચાહે તેને નિર્દયપણે ચાબૂકનો ચાહે તેટલો માર મારી શકે. આટલી સખ્તાઈ હોવા છતાં યુવાન બંડખોરો દુકાનો લુંટે, જાહેર રસ્તાપર ચાલી જતી મોટરો કે બાઇસીકલો ઝુંટવી લે, મકાનોને સળગાવી મૂકે, રેલ્વેને ભાંગી નાખે, બોમ્બના ગોળા ચલાવે, સેનેટરોને અને અમલદારોને ઉપાડી જાય, એના ઘરબાર ઉડાવી નાંખે એવી

રીતે વર્ત્તે કે જાણે પોતે કેમ કોઇ નધણીઆતા શત્રુના દેશમાં હોય ! તાજુબી તો એ છે કે જો લોકો સ્વરક્ષણના ઇલાજો ચલાવે તો સરકાર એને શિક્ષા કરે ! પોતાની દુકાન લુંટવા માટે કોઇ બંદુકધારી બંડખોર ધસી આવે, અને દુકાનદાર જો સામે બંદુક ઉઠાવે, તો એના બેમાંથી એક હાલ થાય– કાં તો લુંટારો એને મારે; અગર જો એ લુંટારાનો પ્રાણ લ્યે તો સરકાર એને પકડે. શામાટે ? એની પાસે બંદુક નીકળી એ અપરાધ બદલ ! આવી રીતે શાંતિપ્રિય પ્રજાજનો નિઃશસ્ત્ર છે અને બે ખુની પક્ષોની વચ્ચે પાયમાલ થઇ રહ્યાં છે." ("મરણીયું આયર્લાંડ" માંથી ઉતારો).

આયર્લાંડની અશાંતિ અને અંધાધુંધીનું ભાન કરાવનારૂં એક છમકલું માત્ર ૨૦–૨૫ દિવસપર થયાનું આપણે વર્તમાનપત્રોમાં વાંચ્યું છે.

આથી, જ્યારે મેક્સ્વીની જેવા તપસ્વીઓનાં બલિદાન અપાયાં છતાં આયર્લાંડમાં ખરી શાંતિ, સાચી સ્વતંત્રતાનો વાસ નથી થયો ત્યારે તેનું કારણ શું ? આપણે એટલો જ જવાબ આપી શકીએ કે જે આત્મભોગ, જે અહિંસા ધર્મ, જે સહિષ્ણુતા મેક્સ્વીનીમાં હતાં, તે આયર્લાંડની હાલની પ્રજામાં નથી. સ્વતંત્રતાની સુંદર લડત લડવા છતાં તેમનામાં આ ગુણોનો પ્રાદુર્ભાવ થયો નથી, અને તેને જ પરિણામે આયર્લાંડ ખરૂં સ્વતંત્ર થયું નથી. આ હકીકતપરથી આપણે એક બોધ લઇ શકીએ એમ છીયે. અસહકાર જેવી ધાર્મિક લડતને પરિણામે જો કદાચ આપણને આપણું ધ્યેય સત્વર પ્રાપ્ત થાય તોપણ જ્યાંસુધી આપણે પશુબળ–શસ્ત્રબળનો મોહ છોડી કેવળ આત્મબળપર નહિ ઝઝૂમીએ ત્યાંસુધી આપણને ફરી પાછા પડવાનો ભય રહેશે જ. પરપ્રજાની લડતમાંથી આ સાર લેવાનું રખે ચૂકતા.

અંતમાં ભાષાંતર કરવાની પ્રેરણાથી માંડી તેના પ્રકટન સુધી અનેક પ્રકારની મદદ કરવા બદલ હું મારા સ્નેહી અને વડીલ ડૉ. ચંદુલાલ, રા. અંબુભાઇ પુરાણી તથા મારા એક મિત્ર રા. મણિલાલ ડાંગરવાળા, એલ. એલ. બી. નો ઉપકાર માનવો ઉચિત ધારૂં છું. વધારામાં એટલો ખુલાસો કરવાની જરૂર જોઉં છું કે આ પુસ્તક એ મારો પ્રથમ જ પ્રયાસ છે અને પુસ્તક ઉતાવળે છપાયું છે તો તેમાં કાંઇ દોષો રહી ગયા હોવાનો સંભવ છે. કેટલેક સ્થળે કાઉંસમાં આપેલા શબ્દો કોઇ શબ્દપ્રયોગના વૈકલ્પિક શબ્દરૂપે વપરાયા છે એટલે તે શબ્દો મૂકી દઇને પણ વાંચી શકાય તેમ છે. મને આશા છે કે વાચકોને આ પુસ્તક બોધક થઇ પડશે.

લી. ભાષાંતરકર્તા,

ખુશાલચંદલાલ ચંદુલાલ ઠાકોર.

## અનુક્રમણિકા.

# શુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦ | ૨૯ | થાય | ન થાય |
| ૨૯ | ૧૩ | માંહે.માંહેની (ખરી) | માંહોમાંહેની (આપણા ભિન્ન ભિન્ન પક્ષો વચ્ચેની) |
| ,, | ૧૪ | બાહ્ય (ઉપલક) | બાહ્ય (શત્રુ સાથેની) |
| ૪૩ | ૧૧ | રાષ્ટ્રીરો | રાષ્ટ્રીરોના |
| ૫૫ | ૬-૭-૮ | ૭૯૮, ૭૯૮, ૭૦૩, ૭૪૮, ૯૬૭ | '૯૮, '૯૮, '૦૩, '૪૮, '૬૭ |

# સ્વતંત્રતાના સિદ્ધાન્તો.

## પ્રકરણ ૧ લું.

### સ્વતંત્રતાનું મૂળ.

(૧)

સ્વતંત્રતા માટે આપણે શામાટે લડવું જોઇએ? આ પ્રશ્ન ઉઠાવી તેનો જવાબ આપવાનું કામ આપણે શીર રહ્યું છે એ શું આશ્ચર્યકારક નથી? આપણે સૈકાઓસુધી આપણું યુદ્ધ લડયા છીયે અને વિરોધી પક્ષો હજુ ઝઘડો પતાવી જ ચૂકયા નથી. છતાં આ યુદ્ધની ખરી અગત્ય અને તેનો મૂળ હેતુ ભાગ્યે જ સ્હેજ પણ સ્હમજાયાં છે અને તેનું વિચિત્ર પરંતુ યથાર્થ પરિણામ આવ્યું છે. મુખ્ય સિદ્ધાંતોમાં જેમને મતભેદ નથી એવા માણસોનાં આદર્શ અને કાર્યરચનામાં ઝાઝા મતભેદ છે; એથી ઉલટું જેમના મુખ્ય સિદ્ધાંતો સરખા નથી, તેમનામાં આપણે ધારીએ છીએ તે કરતાં વધુ એકમતિ છે.

ઉપરના પ્રશ્નપર જ હું વિવેચન કરીશ. "શુભ હેતુને સિદ્ધ કરવા માટે ગમે તે સાધન વાજબી ગણાય." એ સૂત્ર હું આયર્લાંડમાં સર્વત્ર અતિપ્રચારમાં જોઉં છું. (આયર્લાંડ બહાર તો એથી પણ ભુંડા સંજોગો છે).

એક પક્ષ બીજા પક્ષને નિંદ્ય યુક્તિઓ સ્વીકારવા માટે તિરસ્કારે છે, પરંતુ જો એવાં જ સાધનોથી તેને પોતાને નિંદ્ય ફત્તેહ (પણ) મળી શકતી હોય તો તે તેવાં સાધનોને કામે લગાડવા સહેજ પણ ઢીલ કરતો નથી, માટે સ્પષ્ટ વકતૃત્વની સદાયે જરૂર છે. **જે યુદ્ધ સત્ય માર્ગે થતું નથી, તેમાંની ફત્તેહ પરાજય કરતાં પણ વિશેષ શરમભરેલી છે.** હું આ અભિપ્રાય જાહેર કરૂં છું, તેનું કારણ એ જ છે કે આપણે બ્રીટીશ સત્તાથી નોખા પડવા માંગીએ છીએ. વળી મેં એવી પણ દલીલ સાંભળી છે કે, જો શક્ય હોય તો, આપણે પરસત્તા સાથે સંબંધ સાંધી બ્રીટીશ સત્તાને જમીનદોસ્ત કરવા તૈયાર થવું જોઈએ, પછી ભલેને આવી પરસત્તા બીજાનુ સ્વાતંત્ર્ય ઝુંટવવા યત્નો આદરી રહી હોય! આ પ્રશ્નના લાભ–ગેરલાભ વિચારવાનો હાલ સમય નથી, પરંતુ આ પ્રશ્ન ઉપસ્થિત થયો છે, ત્યારે તેનો ઉત્તર આપવો જોઇએ. જો આયર્લાંડ સીધી કે આડકતરી રીતે પરસ-

ત્તાનો નાશ કરવામાં મદદરૂપ બની સ્વાતંત્ર્ય મેળવે તો જે જુલ્મપર પોતે વર્ષો થયા શાપ વર્ષાવી રહ્યું છે, તે શાપ પોતે જ વ્હોરી બેસે, માટે આપણે આપણી શકિતની કિંમત આંકવી એ ખાસ જરૂરનું છે. "પશુબળથી મેળવેલી ગમે તેવી મહાન ફત્તેહ (પણ) આધ્યાત્મિક ભાવનાના ત્યાગથી થતી હાનિનો બદલો વાળી શકે નહિ" આ સૂત્ર મને માન્ય છે. જે પક્ષ આ સૂત્રનો ઇન્કાર કરે છે તે પક્ષ મારો નથી.

(૨)

ત્યારે, આપણે સ્વતંત્ર થવાનો દાવો શામાટે કરીએ છીએ એ પ્રશ્નનો વિચાર બે રીતે થઇ શકે. પ્રથમ તો જ્યારે આપણે અણુપળોટાયેલા, બીનઅનુભવી, ૧૫–૨૦ વર્ષના જુવાન નિશાળીઆઓ હોઇએ છીએ ત્યારે એટલે કે જ્યારે આપણે પ્રત્યેક બાબત ઉપર ગરમ ચર્ચામાં ઉતરી પડી સામાને કડવી અને તીખી વાતો સંભળાવવાને તૈયાર હોઇ અચૂક વષ્યવાણીઓ ભાખીએ છીએ તથા સ્વતંત્રતા માટે હિંમતભરી ચર્ચા ચલાવી કોઇ વસ્તુમાં માત્ર સત્યનો આભાસ માલમ પડે કે સંતોષ માનીએ છીએ ત્યારે આ પ્રશ્ન બીજી રીતે પણ વિચારી શકાય છે. હવે આપણે માત્ર બાળકો નથી. વસ્તુસ્થિતિનો અભ્યાસ આપણે કર્યો છે. શેખચલ્લીના જેવા હવાઇ ખ્યાલો છોડીને જીવનના દૃઢ પાયાપર આપણે ઉભેલા છીએ. વર્ષોનો અનુભવ પણ આપણે મેળવ્યો છે. ઘણી ગંભીર લડતો આપણે ખેડી છે. કડવાશના ઘણા ઘૂંટડાઓ આપણે ઉતારી ગયા છીએ. આધેડ ઉમરનું ઠરેલપણું આપણામાં આવ્યું છે. હવે જ્યારે આપણે ગંભીર વિષયોપર વિચાર કરીએ છીએ ત્યારે આપણા હૃદય ધબકવા માંડે છે. હવે આપણે સત્યના આભાસ માત્રથી સંતોષ માની શકતા નથી. આપણે તો પ્રત્યેક બાબતમાં સત્યનો સાચો રણકાર માંગીએ છીએ. નાદાન વિદ્યાર્થીઓનાં સ્વપ્નાંઓ એ રોમન લોકોના વિજયના મોટા સરઘસ જેવાં છે. તે સરઘસમા ધમધમ કરતાં લશ્કરો, લોકોના બરાડતાં ટોળાંઓ તથા હવામાં ફરફરતા વાવટાઓ વિગેરેની આંખને રમ્ય લાગે એવી વ્યવસ્થા હોય છે. નાદાન વિદ્યાર્થીઓ જીવનના આદર્શો વિષે રોમન લોકોનાં ભપકાભર્યાં વિજયશાલી સરઘસોના જેવી કલ્પનાઓ બાંધે છે. તેમનાં મનમાં તો ધમધમ કરી કૂચ કરતા સીપાહીઓની હારો, ચારે બાજુ અવાજ કરતા લોકોની ઠઠ, હવામાં ફરફરતા વાવટાઓ વિગેરે આકર્ષક અને ભવ્ય દેખાવો જ રમી રહે છે. એ બધું નિશાળીઆઓની જ કલ્પનાને છાજે, પરંતુ પાકટ ઉમરના માણસો

જીવનમાં એવા કલ્પિત ભપકા કરતાં કાંઇક વધારે સંગીન આદર્શ સાધવા માટે તલસે છે. જીવનનો આદર્શ કેવળ છાછરો જ હોય તો પછી આત્મસમર્પણની માંગણી માણસો પાસે કયે મોઢે કરી શકીયે અને તેને માટે અર્પણ કરવું કોને યોગ્ય લાગે?

## (૩)

સ્વતંત્ર થવું એ તો આપણી આધ્યાત્મિક જરૂરીઆત છે—આપણા અંતરાત્માની જરૂરીઆત છે અને સ્વતંત્રતા માટે આપણે જે દાવો કરીએ છીએ તે પણ એ જરૂરીઆત ઉપર જ રચાયેલો છે. સ્વતંત્રતા મેળવી સ્વરાજ્ય પ્રાપ્ત કરીને ઐહિક લાભો ઉઠાવીશું એ વિચાર તો કેવળ ગૌણ છે. ભવસાગરને કિનારે ઊભા રહેલા માણસને કુદરત કેટલીક શારીરિક અને આધ્યાત્મિક શક્તિઓ પ્રથમથી આપે છે. પ્રત્યેક વ્યક્તિને તેનામાં રહેલી શક્તિનો સંપૂર્ણ વિકાસ કરવાની તથા સમાજમાં તેને જે સ્થાન મળે તેને માટે પણ પૂરી લાયકાત મેળવવાની તક મળવી જોઇએ. એ છૂટ વ્યક્તિ તથા સમાજ બન્નેને લાભદાયક છે. તેપર બન્નેના પ્રાણનો આધાર રહેલો છે. સ્વતંત્ર રાજ્યમાં દરેક માણસના આત્મવિકાસને માટે અનુકૂળ વાતાવરણ કુદરતી રીતે જ મળે છે, જ્યારે પરરાજ્યની ગુલામીમાં એથી ઉલટું જ બને છે. એક પ્રજા બીજી પ્રજા ઉપર રાજ્ય કરે એટલે પરાધીન પ્રજાની નૈતિક, માનસિક તેમજ આર્થિક અધોગતિ થાય છે (થવાની). તેની ગરીબાઇ વધે છે કારણકે તેને સહેલાઇથી લૂંટી શકાય છે. રાજ્ય ચલાવનારી પ્રજા પોતાની સત્તા ટકાવી રાખવા માટે જે હલકા પ્રકારના ઉપાયો યોજે છે તેથી પરતંત્ર પ્રજાની માનસિક અધોગતિ થાય છે. અનીતિના ઝેરી જંતુઓને પોષણ આપનાર એ ગુલામી અવસ્થામાંથી છૂટા થવાને આપણે પ્રયત્ન કરવો જોઇએ તથા એવી માનસિક અધોગતિ લાવનાર પ્રજાની સત્તાને ઉખેડી નાંખવાને આપણે ઝુંડો ઉઠાવવો જોઇએ, કારણ કે એવી પ્રજાની ગુલામીથી દુર્ગુણો પોષાય છે. કોઇ પણ દુર્ગુણને સમજ્યા પછી તેની સામે ઝુઝ્યે જ છૂટકો. તેની જોડે વળી માંડવાળ કેવી? દેશપર જો સ્વાધીન અને ન્યાયી રાજ્ય હોય તો પ્રજાના ઉચ્ચમાં ઉચ્ચ ગુણોને ખીલવવા તે યત્ન કરે છે; જ્યારે સ્વતંત્રતા છીનવી લેનાર સરકાર પ્રજામાં રહેલા હલકામાં હલકા દુર્ગુણો ખીલવે છે. આપણા ઇતિહાસમાંથી જોઇએ તેટલા દાખલા મળી આવશે. પ્રથમ ખિતાબો જ લઇએ. જ્યારે જ્યારે આપણા પરદેશી રાજકર્ત્તાઓ આયર્લેંડની મુલાકાત લે છે ત્યારે ત્યારે તેમના રાજતંત્રને પુષ્ટિ આપનારાઓ

ઉપર તેઓ ખિતાબોનો તથા બીજી મહેરબાનીનો વર્ષાદ વરસાવે છે. એ બધી મહેરબાની તથા ઉંચામાં ઉંચા ખિતાબો એમની સત્તાના પ્રમાણિક પૂજકોને જ અપાય છે એવું કાંઇ નથી. પરંતુ હમેશના રિવાજ પ્રમાણે એ બધી મહેરબાનીનો વર્ષાદ જેઓ જનસમાજની સેવા કરવા માટે જાહેર જીવનમાં જોડાઇને તેને દગો દે છે, તેવા દેશદ્રોહીઓના ઉપર વરસે છે. એવા ખિતાબો માટે માનનીય પુરૂષોને બાજુએ મૂકી નીચ અને હલકાની પસંદગી કરવામાં આવે છે. જેમને એવા માનઅકરામ આપીને ભ્રષ્ટ કરવામાં આવે છે એવા માણસોમાં પણ એવી હલકાઇ સિવાય બીજાં ઘણાંયે ઉમદા તત્ત્વો જરૂર હોવાં જ જોઇએ. સ્વતંત્ર રાજ્યની છાયામાં એ ઉમદા તત્ત્વો પોષણ પામત પરંતુ પરરાજ્ય તેના સ્વભાવના હલકામાં હલકાં તત્ત્વોનો ઉપયોગ કરવા માટે તેને ખિતાબ ઇલ્કાબ આપી નવાજે છે. અર્થાત્, તેના નીચમાં નીચ સ્વભાવને આચરણમાં મૂકવાને તેને પ્રેરે છે. આવી લાલચોને પરિણામે આખી પ્રજાની નૈતિક અધોગતિ થયા વિના રહે જ કેમ ? આપણે બધા કાંઇ મહાત્માઓ નથી અને સારામાં સારા સંજોગોમાં પણ ઉમદા કાર્યો કરવા આપણને અઘરાં પડે છે. તો પછી પાપકર્મ કરવાની ખુલ્લે ખુલ્લી લાલચ આપણી નજર આગળ મૂકવામાં આવે ત્યારે આપણી નૈતિક અધોગતિ થાય તેમાં શી નવાઇ ? સુભાગ્યે, આપણામાંના ઘણા તે લાલચને વશ ન થઇએ તોપણ આપણા આદર્શો પ્રત્યેની આપણી શ્રદ્ધા તો ઓછી થવાની જ. આપણે ઉદાસીન થઇ જઇએ છીએ, આપણામાં જુદી જુદી શક્તિઓ રહેલી હોય છે તોપણ આપણે તેમને કટાના દઇએ છીએ. મહાન આદર્શો સિદ્ધ કરવાને માટે તથા સુંદરતાને માટે આપણાં હૃદયને તાલાવેલી લાગવી જોઇએ, પરંતુ પરાધીનતાની ઝુંસરી તળે કચરાયલા તથા પરિણામે નિઃસત્ત્વ થઇ ગયેલા દેશમાં એ તાલાવેલી કેવી રીતે સંભવે ? પરતંત્રતાની બેડીમાં રહેવાથી આપણી પ્રજાના આત્માનો જે હ્રાસ થઇ રહ્યો છે તેમાંથી તેને ઉગારી લેવો એ આપણી સ્વતંત્રતા માટેની લડતનું રહસ્ય છે.

(૪)

એટલે સ્વતંત્રતા માટેની આપણી લડતનું મૂળ આધ્યાત્મિક છે એ આપણે ધ્યાનમાં રાખવાનું છે. આપણો એ આદર્શ સુંદર છે અને તે આપણને કર્મમાં પ્રેરી રહ્યો છે. પરંતુ કર્મ કરવા માટે આપણે જે શક્તિ ઉપયોગમાં લઇએ તે પણ આપણા આદર્શના જેવી જ સુંદર અને સાત્વિક હોવી જોઇએ. આપણા કાર્યમાં આપણા દેશ પ્રત્યેનો પ્રેમ આપણને પ્રેરી રહ્યો છે; દુશ્મનો પ્રત્યેનો તિરસ્કાર અગર તો તેમના ઉપર વેર લેવાની

લાગણી આપણને કાર્ય કરવાને ઉશ્કેરતી નથી. હવે જરા વિચાર કરો. આપણી કાર્યશક્તિ દુર્બળ છે, અથવાતો આપણી મુશ્કેલીઓ ઉપર વિજય અપાવવાને બદલે તે મુશ્કેલીઓ ઉડાડી દેવામાં જ આપણને મદદ કરે તેવી છે, એવું જ્યારે જ્યારે કોઈ જણાવે છે ત્યારે ત્યારે આપણે છેડાઇ પડીએ છીએ. (આપણને એમ લાગે છે, "શું અમારો આદર્શ એવો હલકો છે?") જીવનના કોઇ પણ ક્ષેત્રમાં સાચા પ્રેમની લાગણી બળવાન અને ઉત્સાહ પ્રેરનાર હોય છે, એ યાદ રાખજો. શુદ્ધ પ્રેમના નકલી અનુકરણથી છેતરાશો નહિ.

પવિત્ર વસ્તુ માટે પોકાર કરી ઉઠનાર માણસ આખા જગતની જરૂરીયાત જાહેર કરી રહ્યો છે એમ સમજવું. તંદુરસ્ત માનસિક શક્તિઓની હયાતી સૌંદર્યને લીધે જ ટકી શકે છે. એ સુંદરતા કવિતામાંથી ઝરતા અત્યાનંદમાં વહેતા ઝરણાના કોમળ સંગીતમાં ભવ્ય સૂર્યાસ્તની મોહક લીલામા અથવાતો પ્રભાતનાં ગૂઢ દૃશ્યોની રમણીયતામાં ગમે ત્યાં હોય. આપણી પવિત્ર માતૃભૂમિ અત્યારે સત્ત્વહીન, નિર્માલ્ય અને નિસ્તેજ બની ગઈ છે, તેને આપણે પ્રફુલ્લ અને સુંદર બનાવવા માંગીએ છીએ. એ કાર્યમાં પણ આપણો સ્વદેશપ્રેમ જ આપણને પ્રેરે છે. આમાં પણ કાંઇ ઉંડો મર્મ છે

## (૫)

આપણા ઉપર ભૂતકાળમાં જે સીતમ ગુજર્યો છે, તેનું વેર અંગ્રેજ ઉપર લેવાની આપણી મુરાદ હોય તો તો આપણે આપણી હમણાંની જ સ્થિતિમાં રહેવું એ સર્વોત્તમ માર્ગ છે. તેની હમણાંની સ્થિતિમાં આયર્લાંડ ઇંગ્લાંડના માથા ઉપર ઝઝુમતા ભય જેવો છે. એ વાત ખરી છે કે નહિ તે માટે દલીલ કરવાની જરાયે જરૂર નથી. જે મૂર્ખાઇભરેલા સતત ઉપાયોથી ઇંગ્લાંડ આયર્લાંડને સંતોષવાના પ્રયત્નો કરી રહ્યું છે, તે જ એ સત્યની સાબીતી આપે છે. આયર્લાંડ તરફ દુર્લક્ષ કરવું સહીસલામત હોત તો શું ઇંગ્લાંડ તેમ કરવા ચૂકે ખરૂં કે? કદી જ નહિ. ઉલટું આપણી લડતથી આપણને સૌથી વિશેષ લાભ થવા ઉપરાંત ઇંગ્લાંડને પણ ઘણો લાભ થવાની વકી છે, એ દલીલ ઘણાને જરી વિચિત્ર લાગશે ખરી, પરંતુ તેમાં સત્ય રહેલું છે. હમણાં તો અંગ્રેજ લોકો પોતે તે લાભને ભાગ્યે જ સમજી શકે કે તેની કદર કરી શકે તેમ છે, તોપણ તે વાત ખરી છે. "ઇંગ્લાંડ પોતાના લશ્કરથી આયર્લાંડનું રક્ષણ કરે છે" એ તો કેવળ ધત્તીંગ જ છે. સ્વતંત્ર આયર્લાંડ જ પોતાનું રક્ષણ કરી શકે અને પરદેશીઓના હુમલાઓ

અટકાવે, એટલું જ નહિ પરંતુ આપણા કિનારા તરફથી ઈંગ્લાંડની ઉપર થતા હુમલા અટકાવવામાં પણ આયર્લાંડ તેનો કિલ્લો બની રહે. સ્વતંત્ર થયા પછી આપણે પારકી લડાઇઓ માથે વ્હોરીશું એવું માનનાર મૂર્ખ કોઇ જ નહિ હોય એવું મારૂં તો માનવું છે. એવી લડત વખતે આપણે તો તટસ્થ રહેવું જોઇએ એ સમજી જવું સામાન્ય અક્કલની વાત છે. સત્ય પ્રત્યેનો આપણો પ્રેમ આપણને બીજું શું શીખવશે? એક પ્રજા સ્વતંત્ર થાય ત્યારથી જ બીજી પ્રજાની સ્વતંત્રતા જાળવવાની જવાબદારી તેને શીર આવી રહેલી છે. **સર્વેની સ્વતંત્રતામાં સર્વેની સહિસલામતી રહેલી છે.** દુનિયામાં જ્યાં જ્યાં જુલમ ગુજારાતો હોય ત્યાં ત્યાં એક જ પ્રજા તેને દૂર કરી શકે એ સંભવિત નથી તોપણ સર્વ પ્રજાની સ્વતંત્રતા અને મિત્રાચારી જળવાઈ રહે એવી અંતર્વ્યવસ્થા તો દરેક પ્રજા જરૂર કરી શકે છે. ઇંગ્લાંડથી છૂટા થવાથી જ તેની સાથે અંતે મિત્રાચારી થશે એવો મારો અભિપ્રાય છે. ભલે તે ગમે તેટલો વિચિત્ર લાગે, પરંતુ, ઇંગ્લાંડ સાથે આદવેર બાંધવાની મૂર્ખાઇ કોઇ પણ કરશે એ વાત વિચારમાં પણ લાવી શકાય તેવી નથી. "સ્વતંત્ર થવું જોઇએ" એ સિદ્ધાંતના સત્યની સાબીતીમાં આપણે સુંદરમાં સુંદર કારણ પુરવાર કરી શકયા છીએ, કારણકે આપણી આઝાદીથી આપણા દુશ્મનને પણ નુકસાનને બદલે ઉલટો ફાયદો જ થવાનો છે. તેને નુકસાન કરવાની આપણી ઇચ્છા હોય તો તો આપણે હાલની સ્થિતિમાં જ રહેવું બસ છે કારણકે હમણાં આપણે તેને ભયરૂપ છીએ. એનો વેર લેવાની તક કદાચ આપણને મળે પણ ખરી, તે છતાં આપણે તેનાથી ભાગ્યે જ સુખી થઇ શકીશું. આ ઉપરથી આપણને આખી મનુષ્યજાતિની એક જરૂરીઆત દીવા જેવી ચોખ્ખી જણાઈ આવે છે. જુદી જુદી પ્રજાઓ એક બીજાથી અતડી રહી પોતપોતાનું ફોડી લેવાની સ્વતંત્રતા મેળવે એનું નામ ખરી સ્વતંત્રતા નથી. સાચી સ્વતંત્રતા તો પ્રજા પ્રજામાં એક રાગ અને ભ્રાતૃભાવ કેળવવામાં રહેલી છે.

(૬)

ઉપર જે અનુમાન ઉપર હું આવ્યો છું તે નિર્ણય ઉપર વાંચનારને આવ્યે જ છૂટકો છે એવો સ્પષ્ટ તર્ક મને તેમાં જણાય છે. મને લાગે છે કે ઉપર જે વિચારપદ્ધતિ આપણે જોઇ તે સ્પષ્ટ અને અપરિહાર્ય (ચોક્કસ) છે; છતાં તેનું પરિણામ શુભ અને સુંદર છે. આપણે આપણી આઝાદી માટે લડીએ છીએ; જગતનાં ઐહિક સુખોમાં આડંબર માટે અથવાતો આપણી જાતમાં મિથ્યાભિમાનની લાગણી ઉત્પન્ન કરવા માટે

કાંઈ આપણે લડતા નથી. આપણે કાંઇ આપણા પડોશી જેવા ખરાબ અથવાતો તેમના જેવા મોટા થવા માટે આ લડત આરંભી નથી. આપણી લડત સ્વતંત્રતા માટે છે અને આપણા આત્માના ઉંડાણમાંથી તેની પ્રેરણા થયેલી છે. વ્યક્તિ તરીકે અને પ્રજા તરીકે આપણે આત્મવિકાસ માટે ગુંગળાઇએ છીએ. જો આપણે આગળ નહિ ધપીએ તો જરૂર પાછળ રહી જવાના. આપણે માટે તો આત્મવિકાસનો સવાલ એક જીવનમરણનો સવાલ છે. એમાં તો આપણા આત્માનો મોક્ષ રહેલો છે. જો આયર્લાંડની આખી પ્રજા તેને માટે ઝુઝશે, તેને પોતાના પ્રયત્નોનું ધ્યેય બનાવશે, તો આપણે સુખી થઇશું એટલું જ નહિ પરંતુ ભવ્ય ફત્તેહ પણ મેળવીશું. પરંતુ આખી પ્રજા ધ્યેયને ન સ્વીકારે અને માત્ર થોડા જ તેને સ્વીકારે તો તેમને તો પોતે થોડા જ છે તેટલા ખાતર પણ પોતાના નિશ્ચયને અડગપણે વળગી જ રહેવું જોઇએ. વ્યક્તિના જન્મસિદ્ધ હક્ક માટે તેઓ લડત ચલાવી રહ્યા છે, એટલે બહુમતિ તેમને દબાવી શકે નહિ અને દુનીઆની કોઈ પણ સત્તા તેમનો વિનાશ કરી શકે નહિ જુલ્મી રાજ્ય તેમના ઉપર સિતમ ગુજારી શકે, તેમને મારી નાખી શકે, તેમને દેશનિકાલ કરી શકે પરંતુ એ લડતમાં રહેલું સત્ય અવિનાશી છે. નથી તેને રક્ષણ માટે લશ્કરનાં ટોળાંઓની જરૂર કે નથી તેને બહાર પ્રસિદ્ધ થવાને પ્રતિભાશાળી બુદ્ધિમાન પુરૂષોની જરૂર. કવિઓએ તેને હમેશાં કવિતામાં ગાઇને તેની કીર્તિ પ્રસારી છે અને તેના રક્ષણ માટે સૈનિકો પણ પાકશે. મનુષ્યની સ્વતંત્રતાનો એ જન્મસિદ્ધ હક્ક ફક્ત એક જ માણસ પુરવાર કરી શકે છે. ફકત એક જ માણસ તેને માટે બસ છે. દુનિયામા આવા એક માણસની ખોટ કદી પડી નથી એટલે તે હક્ક પણ કદી નષ્ટ થયો નથી. મ્હારા કહેવાનો આશય એવો નથી કે આયર્લંડમાં માત્ર એવો એક જ સપૂત છે. આપણી પવિત્ર માતૃભૂમિને એવા સપૂતોની ખોટ કદી પડવાની નથી એ વિષે મ્હારી તો સંપૂર્ણ ખાત્રી છે. આટઆટલી સદીઓ થયાં આપણે ટકી રહ્યા છીએ તે કાંઇ હાર ખાવા માટે નહિ. આપણા આત્માને જાગૃત કરનાર આ પવિત્ર લડતનો—જે લડતમાં એટલા જ ઉચ્ચ અને પવિત્ર આશયોની જરૂર છે તથા જેમાં વાજબી અને સ્તુત્ય પગલે સ્વતંત્રતા મેળવવી એ આખા વિશ્વમાં ભ્રાતૃસમાજ સ્થાપવાનો ભગીરથ પ્રયત્ન છે એ ભાન જાગૃત રાખવાનો આગ્રહ કરવામાં આવ્યો છે તે લડતનો—ખરો મર્મ, બહુમતિથી વિરૂદ્ધ થઇને પણ આપણી લડતને વફાદાર રહેવામાં સમાયેલો છે. જે માણસના ઉપર લોકમતની બહુમતિની સામે થવાની ફરજ આવી પડી છે તે એક મહાન ફરજ અદા કરે છે (એમ

જાણવું ). પરંતુ એ વિરોધ કરતાં કરતાં પણ તે જાણતો હશે કે જે દિવસે તેનો વિજય થશે તે દિવસે લોકોની બહુમતિની કલ્પનામાં પણ કદી ન આવી શકે એવા સુવર્ણયુગ જ નો દિવસ ઉગશે. પોતાના અંતિમ આદર્શમાં એવી જ્વલંત શ્રદ્ધા જાગૃત રાખીને એવો માણસ અજાણ્યા ખૂણાઓમાં લોકોની ઉદાસીનતાથી નાસીપાસ થયા વિના પોતાના આદર્શને સિદ્ધ કરવા મથશે. જાહેર રીતે તેને વિષે જનસમાજમાં ગમે તેટલી ગેરસમજુતી થાય તોપણ જીવનના નજીવા લાગતાં સ્થાનોમાં તે વગરહાર્યે ઝૂઝશે. જ્યારે ઉચ્ચ ગણાતાં સ્થાનોમાં તેને લઢવાનું (કામ કરવાનું) નિર્ભય બની 'undaunted' પ્રાપ્ત થશે ત્યારે એક પછી એક સોગટી તે બરાબર મારી લેશે પરન્તુ એવો કાર્યકર્તા નથી દબાતો કે નથી નિરાશ થઇ જતો. તે કદી નિરાશ થતો નથી એટલું જ નહિ પણ પોતાના ગણ્યાગાંઠયા સાથીઓને ભવિષ્યમાં મળનારી જીતની આશા આપી ઉત્તેજિત કરશે. આવી પવિત્ર લડતમાં કદાચ એવા વિરલાઓ ખપી જાય તો તો કેવું સુંદર થાય? તેમના અંતકાલે તેમના આદર્શની મહત્તા ઉલટી વધારે દીપી નીકળવાની. જ્યારે તેઓ મરણ પામશે ત્યારે તેમનો દેશ તેમનાં સ્વપ્નાંઓ (આદર્શો) ઝીલવા જાગૃત થશે એટલે એ સ્વપ્નાંઓને જન્મ આપનાર વીર પુરૂષનાં કૃત્યો શુદ્ધ ઠરશે. આખી પ્રજા તેની વિરૂદ્ધ હોય તોયે શું? અંતે તો તે જ સાચો ઠરશે. એક સમયે તે પોતે એકલો હતો, છતાં અંતે તે જ ખરો ઠરશે. એવો દેશભક્ત મરશે કે તરત જ તે પોતાની પ્રજાનો તારણહાર નિવડશે.

---

## પ્રકરણ ૨ જું.

---

### નોખા પડવું (સંબંધ તોડવો.)

(૧)

બ્રીટીશ સામ્રાજ્ય સાથેનો સંબંધ તોડવામાં આપણા દેશના પૂર્ણ વિકાસનો પાયો છે અને એ માર્ગે જ આપણે ઇંગ્લંડ સાથે છેવટની દૃઢ મૈત્રી બાંધી શકીશું એવી આપણે દલીલ કરીએ છીએ, ત્યારે તે સામે ઘણા લોકો વિરોધ કરે છે. આ વિરોધીઓમાં જૂદી જૂદી વૃત્તિઓ જોવામાં આવે છે, પરંતુ એક વૃત્તિનો અભાવ તો સર્વમાં સામાન્ય છે. આપણી દલીલ સામે બની શકે તો વાજબી ચર્ચા કરી તેને બીનઉપયોગી–અવ્યવહારૂ ઠેરવવાની વૃત્તિનું તો આ બધા જ વિરોધીઓમાં સાવ મીંડું છે. તેમનામાંનો એકાદ જણ આપણી દલીલ ઉપર ઉપરચોટીયું ધ્યાન આપે છે,

આપણી દલીલથી છેડાઇ જાય છે અને આવી દલીલ કરવામાં મી. રેડમન્ડ કે મી. ઓબ્રાયનની નિંદા કરવાનો આપણો હેતુ છે, એવું, જેમ તેનો આખો પક્ષ માને છે, તેમ તે પણ માને છે. વળી બીજો વિરોધી એવું જ ઉપરચોટીયું ધ્યાન આપે છે અને તત્ત્વજ્ઞાનનો ડોળ કરી આપણી દલીલને હસી કાઢે છે. ખેર! મી. રેડમન્ડ કે મી. ઓબ્રાયનના અનુયાયીઓ સાથે આપણે હાલમાં ભાગ્યે જ વાદવિવાદમાં ઉતરી શકીએ, પરંતુ આથી આપણે હિંમત હારવાની નથી, કે નિરાશ બનવાનું નથી. તેઓ તો કેવળ ઘેટાવૃત્તિથી કામ કરે છે. મને તો આશા છે કે નજદીકના ભવિષ્યમાં એક એવો દિવસ જરૂર આવશે કે જ્યારે એકાદ મહાન કર્ત્તવ્યથી—ભારે આત્મભોગથી આખા દેશની લાગણી ઉછળશે અને સારી તથા વીરને છાજે એવી સુંદર સ્વતંત્રતાની હાક જગાવી અને અસંખ્ય દેશભક્તો પોતાની આળસ તથા વ્હેમો (દ્વિધબુદ્ધિ) ને તિલાંજલિ આપી સ્વતંત્રતાની પવિત્ર લડતમાં કેસરીઆં કરવા કુદી પડશે. એ દિવસ માટે તૈયારી કરવી એ જ આપણું આજનું કર્ત્તવ્ય છે એ ફરજ—એ કર્ત્તવ્ય બજાવ્યા બાદ આપણે આપણા 'ડાહ્યા તત્ત્વજ્ઞાન' મિત્રને છેડીશું. તે મારી દલીલો સાંભળશે એવી મને આશા છે. હા, પણ મારી બધી દલીલો સાંભળ્યા બાદ તે બધા મુદ્દામાં-અરે એક પણ મુદ્દામાં મારી સાથે સંમત ન થાય એ બનવાજોગ છે પણ જો તે મારી સાથે જોડાય તો "બ્રીટીશ સામ્રાજ્ય" નો સંબંધ તોડવાની આપણી દલીલ હસી કાઢવા જેવી નથી એટલું તો હું જરૂર તેના મનમાં ઠસાવી શકું (એવી મને આત્મશ્રદ્ધા છે).

(૨)

બ્રીટીશ સામ્રાજ્ય સાથે સંબંધ તોડવાની આપણી નીતિ ડહાપણભરી છે એવું સાબીત કરવાનો આપણે કદી પ્રયત્ન કર્યો નથી. આપણે એ નીતિને આપણા એક સાચા હક્ક તરીકે માનીએ છીએ, આપણે તેને ખાતર લડયા છીએ, મહાભોગ આપ્યા છે અને ગમે તે જોખમે તે નીતિ જ સ્વીકારવાની ભીષ્મપ્રતિજ્ઞા લીધી છે, પરંતુ આપણી જીવનદૃષ્ટિમાં તે નીતિને દલીલ માટે હજીસુધી આપણે ચોક્કસ સ્થાન શોધ્યું નથી. આપણી આ દલીલ તરફ આપણા મિત્ર—વિરોધી વિચાર ધરાવનાર દેશબંધુ 'મિત્ર'નું ઉપરચોટીયું ધ્યાન છે, છતાં આપણને તો તેથી લાભ થયો છે. તેણે તેમ કરીને આપણી જરૂરીઆત જાહેર કરી છે. આપણે સમજી ગયા છીએ કે 'સંબંધ તોડવા'નો સવાલ આપણે પૂરા વિવેકથી તપાસવો—ચર્ચવો જોઇએ. તત્ત્વજ્ઞાન અને ભૌતિકવાદનું

એક સામાન્ય સૂત્ર છે કે વિશ્વસંગીતમાં તાલભંગ નથી. જેમ જેમ જ્ઞાન વધશે તેમ તેમ આ વિશ્વની વ્યવસ્થા અને એકસૂરતા ( અભંગ ) સમજાવવા માટે કાયદાઓ શોધાશે ( ઘડાશે ), તે જ પ્રમાણે જો આપણો હેતુ ભિન્નતાવાદી તરીકેની આપણી નીતિને સાચી ઠરાવવાનો હોય તો આપણી નીતિથી સંપ રહેશે, એકતા જળવાશે, રાષ્ટ્રજીવન પોષણ પામશે ( ખીલશે ), આપણે પ્રજા તરીકે ફરીથી દુનિયાની પ્રજાઓમાં ( આપણું ) સ્થાન પ્રાપ્ત કરીશું અને આપણે માટે નિર્માયેલું આપણા રાષ્ટ્રનું ઉજ્જ્વલ ભવિષ્ય હાથ કરીશું, એવું બતાવી આપવાની આપણી અનિવાર્ય ફરજ છે. આપણી નીતિ ઉપલા સિદ્ધાન્ત અનુસાર હોવી જોઇએ. આપણા જીવનનો કાર્યક્રમ કઠિન છે, તેમાં ભારે આત્મભોગ ( અને તાલીમ ) ની આવશ્યકતા છે અને તે માટે વર્ષોસુધી અસહ્ય મુશ્કેલીઓ અને કારમાં કષ્ટો પ્યારાં ગણવાની આપણી સ્વાભાવિક ફરજ છે તથા એ ધ્યેયને હાસલ કરતાં પહેલાં કદાચ મોતની મેમાનગીરી સ્વીકારવીયે પડે. પરંતુ આવા મહાન સિદ્ધાન્તનું સત્ય કેટલાક પ્રમાણભૂત નિયમોથી સિદ્ધ થવું જ જોઇએ. નહિતો આપણે તેને વફાદાર રહી શકીએ નહિ–(આપણને તેમાં અનુરૂપતાની ખામી જણાય ). ત્યારે ચાલો આપણે ( આપણા સિદ્ધાન્ત માટે ) કસોટીએ ચઢીશું, એમાં આપણો આત્મા જાગશે, ઉત્તેજિત થશે, પણ આપણે ઘણા ઉંડા ભેદો અને વ્હેમોને રજા આપવી પડશે. એમ કરવાની નાખુશીમાં સત્યથી ચળવાનો ભય છે એ ખાસ ખાસ યાદ રાખવું જોઇએ. છતાં હતાશ થવાની કાંઇ જરૂર નથી. આપણામાં આગળ વધવાની હિંમત આવશે, આપણે સ્વતંત્રતા મેળવીશું અને અંતમાં જીતીશું. આપણે સ્વતંત્રતા મેળવીશું અને બધી પ્રજાને મુક્ત તથા સુખી કરવી તથા પૃથ્વીના એક જ ખૂણાને નહિ, પરંતુ સમસ્ત વિશ્વને મનુષ્ય માટે રહેવાનું એક સુંદર ધામ બનાવવું જોઇએ એ જ આપણો સ્વતંત્રતા મેળવવાનો અંતિમ ઉદ્દેશ રહેશે.

ઉપરની નીતિ અંગીકાર કરવામાં આવે શુભ હેતુ હોય અને આ દૃષ્ટિએ એ પ્રશ્ન (સંબંધ તોડવાનો ) ચર્ચાય તો તે બધા ઉત્સાહી માણસો માટે અગત્યનો અને આકર્ષક થઇ પડે અને પહેલાં પહેલાં આ પ્રશ્નને હસી કાઢનાર પેલો આપણો 'ડાહ્યો' મિત્ર પણ આ પ્રશ્નમાં રસ લેતો થઇ જાય. આમ છતાં તેને સંતોષ થાય અને તે આપણા મતમાં ન ભળે એ બનવાજોગ છે. આવે વખતે તે આપણા દેશની બરબાદી તરફ આંગળી કરશે અને આપણા દુશ્મનના અપાર બળ સાથે આપણા દેશની નિર્બળતા ( નિઃસત્ત્વતા ) ની તુલના કરી આપણી દલીલનું અવ્યવહારપણું ઠેરવવાની

[illegible] કરશે તથા આપણને કહેશે કે "ભાઇ, તમારી જીવનદૃષ્ટિ છે તો સુંદર, પણ શેખચલ્લીના જેવી છે." ખેર! ભલે તે કહે. આપણા એ મિત્રપર આપણી સહેજ અસર તો પહોંચી છે, (તેઓ આપણા સિદ્ધાન્તને સુંદર માનતા થયા છે) અને **તેટલી જ આપણી જીત.** રફતે રફતે આપણે તેને કદાચ આપણા સિદ્ધાન્ત પણ ગ્રહણ કરાવીએ.

(૩)

હવે દેશહિતાર્થે આદરેલા મનુષ્યના કર્તવ્યની તે મનુષ્યના જીવનકાળમાં જ પૂર્ણ સિદ્ધિ થવી જોઇએ અને તે આશાથી જ તેનું દેશકાર્ય રચાવું જોઇએ, એવી ભૂલભરેલી માન્યતા જગ આખામાં સામાન્ય છે. આપણો 'મિત્ર' પણ એવી માન્યતા રાખવાની ભૂલમાંથી છૂટયો નથી, પણ આ માન્યતા કેવળ ખોટી છે, કારણકે મનુષ્યજીવન વર્ષોથી ગણાય છે, જ્યારે પ્રજાનું સૈકાઓથી. ભવિષ્યમાં પ્રજા પૂર્ણતાએ પહોંચે એવા હેતુથી દેશકાર્ય રચાવું જોઇએ અને (તેથી) ભાવિ પ્રજાથી સિદ્ધ થાય એવા હેતુ માટે હાલમાં જ યત્નશીલ થવાની દરેક મનુષ્યની ફરજ છે. મનુષ્ય પોતાના વ્યક્તિગત જીવનમાં પોતાની યોજનાઓ કેવી રીતે અમલમાં મૂકે છે, એ આપણે જોવું જોઇએ. પોતાના બચપણ અને યુવાવસ્થા તે એવી રીતે કામે લગાડે છે કે પુખ્ત વયે તેના જીવનનો સુવર્ણયુગ શરૂ થાય, તેનું શરીર તંદુરસ્ત થાય, મન મજબૂત બને, કલ્પના સચોટ થાય અને તેના આદર્શ ઉચ્ચ તેમજ આકાંક્ષાઓ મહાન થાય તથા સાથે સાથે તે કાંઈ ફળસિદ્ધિ પણ પામે તો કેવું સુંદર! જેમ મનુષ્યના બચપણ અને યુવાવસ્થા યથાર્થ ઉપયોગમાં વ્યતીત થાય તેમ તેની પુખ્ત વયની મહત્તા વધારે. પૂર્ણ વિકાસના સુંદર સમય માટે બાલ્યાવસ્થામાં (જ) તૈયારી અને બીજારોપણ થાય છે. પ્રજાઓમાં પણ એવો જ ક્રમ હોય છે. તેની પૂર્ણતા માટે આપણે ભૂમિકા તૈયાર કરવી જોઇએ. આપણા આ પ્રયત્નમાં આપણે યાદ રાખવું જોઇએ કે રાષ્ટ્ર માત્ર એક જ સદીમાં નહિ પરંતુ ઘણી સદીઓ પછી પૂર્ણતાએ પહોંચશે અને જે ભવિષ્યનો પાયો આપણે નાંખીએ તેના ફળ ભાવિ પ્રજા ભોગવશે એવી માન્યતાથી જ આપણે કામ શરૂ કરવું જોઇએ. આનો અર્થ એ નથી કે આપણે માત્ર એકાંતમાં જ અને આપણા ધ્યેયની સિદ્ધિની ઝાંખા કર્યા વગર કામ કર્યા કરવું. કદાચ આપણે આપણા પોતાના જ જીવનકાળમાં એ સ્વપ્નું ખરૂં પડેલું પણ જોઇએ. અલબત્ત, આપણે આપણી સ્વપ્નસૃષ્ટિના એકેએક પ્રદેશની ચમત્કારિક શોધ કરી શકીએ નહિ. એ તો સૈકાઓનું કામ છે. આપણી સ્વતંત્રતા સ્થાપન કરનાર મહાન વિજયને

ઉજવવા કેટલાક નહિ જીવે, છતાં તેઓને કાંઇક તો બદલો મળશે; કારણકે ભવિષ્યની પ્રતિભાનું તેમના હૃદયમાં દર્શન થશે. વળી પ્રજાનું ભવિષ્ય ઘડવા માટે લીધેલા પરિશ્રમ બદલ તેમનો આત્મા ઉન્નત થશે અને તેમનો પોતાનો હેતુ સિદ્ધ થયા બાદ કોઇ પણ ક્રૂર સત્તા તેનો નાશ કરી શકે નહિ, એવી માન્યતાથી તેમને આનંદ થશે. તેમને દેશના સુંદર ભાવિની તથા પોતાના દેશની સત્તા કાયમ રહેશે એવી ખાત્રી થશે. આવા એકાદ પહેલ કરનાર સામે ગમે તે બોલાય, પણ તેને તો પોતાના દિલમાં ઉપર પ્રમાણે શ્રદ્ધા હોય છે. આથી તે અડગ રહે છે અને અંતમાં તે જ ડાહ્યો ઠરે છે. તે ભૂતકાળનું સ્પષ્ટ અવલોકન કરે છે અને વસ્તુઓના બાહ્ય સ્વરૂપમાંથી તેમનું (આંતર્) રહસ્ય શોધી તે પોતાના સમયમાં જ તેને અમલમાં મૂકે છે. તે ભૂતકાળના મહાન અનુભવોનો પોતાના કામમાં ઉપયોગ કરે છે અને લોક તેનું કામ વાજબી ગણે છે. આખરે તેનું કામ દીપી નીકળે છે, પૂર્ણતાએ પહોંચે છે અને સોગણું ફળ ધારણ કરે છે એક જ દિવસમાં આમ ન બને, પણ આવા પહેલ કરનારના અંતકાળે તેની કીર્તિ એકદમ ઝળહળી ઉઠે છે. તેણે આદર્શજીવન ગાળ્યું છે અને તે પોતાની પાછળનો માર્ગ સરળ તથા સુંદર બનાવી જાય છે. વર્તમાનકાળની અપૂર્ણ સેવા બજાવીને પણ તેણે આખા ભવિષ્યની સેવા બજાવી છે. તેણે મહાપુરૂષોની સંગત કરી છે અને તેથી તે ચિરસ્મરણીય રહેશે. તે જ ખરો વ્યવહાર કુશળ માણુસ છે. બીજા માણુસો પોતાની જાતને વ્યવહારકુશળ મનાવે છે. તે આ બધી ઘટનાને વ્યર્થ-મૂર્ખાઇભરેલી માને છે અને વર્તમાનકાળમાં બધી કાર્યસિદ્ધિ થવી જોઇએ એવી દલીલ કરે છે. આવા માણુસો કદીએ પોતાની સૂચનાઓ સફળ થવાનો સંભવ જુએ છે કે? નહિ. આ પૃથ્વીપરના માનવીઓમાં તેઓ સૌથી વધારે નિષ્ફળ નિવડે છે. ભલે આવા માણુસો ઇતિહાસના શુષ્ક રણમાંથી પોતાના જેવા બીજાઓના નિષ્ફળ યત્નો જોઇ સંતોષ માને.

(૪)

વળી કોઇ ચાલુ સમયની કટોકટીભરી વસ્તુસ્થિતિથી અંજાઇ જઇને ગર્જી ઉઠે, "બ્રીટીશ સામ્રાજ્યનું બળ જુઓ! આપણી નિર્માલ્ય દશા નિહાળો! તેનો સંબંધ તોડીને તેની સમાન સ્થિતિએ પહોંચવાની તમારી આશા મિથ્યા નથી શું?" ઠીક. આ પ્રશ્નનો ઉત્તર સરલ અને સહેલો છે. તેની દલીલ સામે આપણે નીચેનું સત્ય રજુ કરીશું. પ્રજાઓ ચિરંજીવી છે અને સામ્રાજ્યો નાશ પામે છે. ક્યાં છે ભૂતકાળનાં મહાન સામ્રાજ્યો?

જાણનાં સામ્રાજ્યોમાં પણ નાશનાં બીજ રોપાયાં છે, પરંતુ જે પ્રજાઓએ જુનાં રાજ્યોને ઊભાં થતાં તથા પોતાનો દોર સંભાળતાં જોયાં હતાં તે પ્રજાઓ હજુ તેના સંતાનોમાં જીવન્ત છે, અને તેનાપર જુલમ ગુજારનાર ક્રૂર સામ્રાજ્યો તો (ક્યારનાંયે) જડમૂળથી ઉખડી ગયાં છે. પ્રજાઓ જી-વન્ત છે અને સામ્રાજ્યો ભુંસાયાં છે અને જ્યારે સર્વોપરિ સત્તા માટે મથી મરનારા સામ્રાજ્યો માટીમાં મળી જશે અને તેમનાં બધાં હલકાં તત્ત્વોનો નાશ થશે, ત્યારે પણ હાલની દુન્યવી પ્રજાઓ ભવિષ્યમાં જીવન્ત રહેશે, આપણી પ્રજા પણ જીવશે અને આપણી કાર્યસિદ્ધિથી તથા ભવિષ્યના સ્થાનની મહત્તાથી આપણી અડગ શ્રદ્ધાનું માપ લેવાશે.

(૫)

આપણી લાંબી લડતનો અંત આવે અને છેવટની યશકારક સલાહ થાય અને તેણે કરીને દેશનો આત્મા શાંતિ અને પુનર્જીવન પામી પોતાનો આવિર્ભાવ કરી શકે તથા એવા શાંતના વાતાવરણમાં કાવ્ય, સંગીત અને કળા અસ્ખલિત આનંદમાં—ચિરકાળના બંધનને લીધે જોસભેર ઘુઘવતા જળધોધની માફક, સ્વાતંત્ર્યના જ્વલંત આનંદમાં—વહ્યાં જાય એવી દરેક સાચા દેશસેવકની મુરાદ નથી શું ? આપણુ બધાની પણ એ જ અંતિમ ઇચ્છા છે. પણ જ્યારે સહેજ પણ સ્વતંત્રતાની ચોકખી (ઘસીને) ના પાડ-વામાં આવે ત્યાં આવી અંતિમ શાંતિની આશા કોણ બાંધી શકે ? જ્યાંસુધી આપણે કોઇ પણ પ્રકારે બ્રિટિશ સામ્રાજ્ય જોડે સંબંધ ધરાવીએ છીએ, ત્યાંસુધી આપણે પરાધીન છીએ જ. આ વાત ખોટી ઠરે એમ નથી. આથી જ્યાંસુધી બ્રીટીશ સામ્રાજ્ય સાથે આયર્લૉંડને પરાધીનતાનો સંબંધ હશે ત્યાંસુધી બ્રીટીશ પાર્લામેન્ટ સાથે અથડાઅથડી નહિ થાય એવું કયો મૂર્ખ માને છે? જો આવો કોઇ હોય તો તેણે અનુભવ લીધો નથી અને તે ઇતિ-હાસને બીલકુલ સમજ્યો નથી. બ્રીટીશ સામ્રાજ્ય સાથેના સંબંધમાં ઇંગ્લાંડ તથા આયર્લૉંડ પોતપોતાના સ્વાર્થ તાકશે અને આયર્લૉંડ તથા ઇંગ્લાંડના સ્વાર્થ કદી એક થવાના નથી. યૂરોપના કોઈ પણ દેશના બે પક્ષો—પ્રગતિ વિરોધી અને સુધારકો વચ્ચેના મતભેદ તરફ દૃષ્ટિ કરો. એક પક્ષની સૂચના બીજા પક્ષની નજરમાં એક યા અન્ય બાબતમાં રહાય તો કપટી, નુકસાનકારક કે અહિતકારક દેખાય છે; અને કોઇ પણ બાબ-તમાં એકે એકમત થાય જ નહિ. બલ્કે કોઇક વખત તેઓ એક બીજાપર દ્વેષના આરોપ મૂકે છે. તેમનામાં કદી સંપ થતો નથી, તો પછી બે જુદી

જુદી પ્રજા વચ્ચે ઝઘડો હોય, જ્યારે એ પ્રશ્નના નહિ પરંતુ બે પ્રજાના વિભાગો પડયાં હોય ત્યારે કોણ શાંતિની આશા રાખી શકે? વાસ્તવિક રીતે આવી આશા મિથ્યા છે. આપણે લક્ષમાં રાખવું જોઇએ કે આ આપણો પ્રજા વચ્ચેનો તફાવત ગેલીક વંશને લીધે નથી, પરંતુ આપણું દેશ જુદા જુદા છે, તથા મનુષ્ય જાતિની જુદી જુદી ગૃહવ્યવસ્થા છે, તે કારણને લીધે (ઉપરોક્ત તફાવત) છે. જો આપણે કેવળ મૂળ અંગ્રેજ વંશમાંથી જ ઉતરી આવ્યા હોત તોપણ આ તફાવત હાજર રહેત. આ બાબતમાં અમેરિકાનાં રાજ્યો ઐતિહાસિક દાખલો પુરો પાડે છે તે આપણે સ્હેલાઇથી સ્હમજી શકીશું. જ્યારે કોઇ મનુષ્યનાં છોકરાં પ્રાકૃદ ઉમરનાં થાય છે ત્યારે તેઓ પોતાને માટે સ્વતંત્ર ઘર માંડી રહે છે, તેઓને બાપદાદાના ઘરપર સ્વાભાવિક પ્રેમ તો હોય છે, પણ જો બાપ છોકરાના ગૃહકાર્યમાં માથું મારે અને કોઇ પણ બાબતમાં પોતાનો દોર ચલાવે તો ચકમક ઝરે જ. કિંતુ આ મુદ્દાપર બહુ માથાઝીક કરવાની જરૂર નથી. જો આ દેશના બધા લોક મૂળ અંગ્રેજ ઓલાદના હોત અને એ કારણને લીધે ઇંગ્લાંડ પોતાની સાથે (પરાણે પણ) સંબંધ રાખવાનો બધા પાસે દાવો કરે અને બધાપર સત્તા ચલાવવાની વાતો કરે તો પણ કજીઆનાં બીજ રોપાય અને તેનું એક જ પરિણામ આવે,—અર્થાત્ બ્રીટીશ સાથેનો સંબંધ તુટે. આપણે ગમે તે વંશના છીએ છતાં આપણે ઇંગલાંડ સાથે એક પડોશીના પ્રેમથી રહ્યા હોત, પણ તેણે આપણને જાળમાં પકડી હેરાન કરવાનો માર્ગ ગ્રહણ કર્યો. (એ હવે સ્હેલે વિસાર્યું વિસરાય એમ નથી.) સદીઓના સારા સંબંધથી જ એ સ્મરણો ભૂંસાય, માટે ફરી ફરી આ અંતિમ શાંતિનો ખોટો ભ્રમ થવો ન જોઇએ! જ્યાંસુધી સહેજ પણ પરાધીનતાની સાંકળથી આપણે બંધાયેલા છીએ, ત્યાંસુધી શાંતિ, ખરી શાંતિ આકાશ કુસુમવત્ છે. મનુષ્યનો જુસ્સો હમેશાં તેનો (પરાધીનતા) ઇન્કાર કરવા તથા તેની સામે થવા ઉછળશે. શાંતિ મેળવવાનો એકજ માર્ગ છે. બ્રીટીશ સાથેનો સંબંધ તુટે—આવો પરાધીનતાનો સંબંધ તુટે અને આપણે તેની સમાન સ્થિતિએ પહોંચીએ તો જ બન્નેમાં ફરીથી મૈત્રી ઉદ્દભવે. આ સિવાય બીજો કોઇ પણ માર્ગ વ્યર્થ છે. મનુષ્ય જીવનનું તાત્પર્ય વ્યક્તિનો વિકાસ અને સામાન્ય સદ્દભાવ કેળવવામાં સમાયેલું છે. આપણે સારા પડોશી થઇ શકીયે, પરંતુ શત્રુ તરીકે ઘણા ઝેરી નીવડીએ, એ વાત સ્પષ્ટ કરવી જોઇએ તથા ભવિષ્યમાં આપણો વંશપરંપરાનો શત્રુ આપણને બાજુપરથી હુમલો કરવાની સ્થિતિમાં રાખી શકે નહિ, એ આપણે

ખરાખરે યાદ રાખવું જોઇએ. વર્તમાન સમય આશાજનક છે અને ભવિષ્ય આપણે માટે ખીલી રહ્યું છે. આપણે આપણા ધ્યેયને પહોંચીશું. માત્ર આપણે લાયક નિવડીએ, એટલું આપણે સમાલવાનું છે.

(૬)

આપણે લાયક નિવડીએ એ વાત કદી વિસરવી ન જોઇએ. કદાચ આપણે લાયક ન નિવડીએ એમાં જ મોટો ભય છે. હજુ તો આપણે સ્વતંત્રતા સર કરવાની છે, દેશની ખીલવણી કરવાની છે, આપણા ભવિષ્યનો વિકાસ કરવાનો છે, તે છતા જો આપણે બીજી પ્રજાઓની ભૂલોમાંથી કાંઇ સાર ન ખેંચીએ અને મહાન સામ્રાજ્યોના જેવું જ હલકું જીવન ગાળીએ, તો આપણે એક સુવર્ણ તક ગુમાવીશું અને આપણે જગતના ઇતિહાસમાં નિષ્ફળ નિવડ્યા જણાઇશું. ઉપર ઉપરથી જોનારને આપણે નિષ્ફળ નિવડ્યા જ છીએ એમ લાગે છે, પણ આપણે સૈકાઓ સુધી ( સીધી સરલ રીતે ) આપણી લડત ટકાવી રાખી એ આપણી સફળતા—આપણી જીતનો પુરાવો નથી શું? આજકાલની મહાન પ્રજાઓ જેમ પોતાને મળેલી અમૂલ્ય તક ગુમાવે છે, તેમ જો આપણે સ્વતંત્રતા મેળવ્યા બાદ આપણને મળેલી તક ગુમાવી હોત તો આપણે ખરેખરા નિષ્ફળ નિવડ્યા ગણાત. ( પણ આપણી બાબતમાં આમ નથી. ) આપણે એક વખત યૂરોપને દોરતા હતા. હવે ચાલો, આપણે સ્વતંત્રતાને સર કરીએ અને ફરીથી તેને દોરીએ. પણ, હાલના ઇંગ્લાંડ, જર્મની અને ફ્રાન્સની માફક આપણે બંધનમુક્ત થવા ઉપરાંત કાંઇ જ વધુ માંગતા નથી એવા બ્હાર ચાલી રહેલા ભ્રમથી આપણે સાવચેત રહેવું જોઇએ. આપણે આપણા જીવનમાં એવા ભ્રમને સ્થાન આપીશું, તો આપણું જીવન આખી દુનીયાનું સત્યાનાશ વાળી નાંખે એવી ક્રૂર વૃત્તિથી રંગાશે. આવો ભ્રમ આપણા માર્ગમાં ભયંકર અંતરાય રૂપ છે અને તે આપણા જીવન તથા સુંદર માનવજીવનની વચ્ચે પડદા રૂપે છે, માટે આપણે એ ભ્રમથી સાવચેત રહેવું જોઇએ. હું એમ નથી કહેવા માંગતો કે આપણે હમણાં ને હમણાં મુડીદાર, મજુર અને બીજા વચ્ચેના ઝઘડા પતવી નાંખવા જોઇએ; પણ દરેક જણે પોતાના કામમાં ઉદાર અને ઉમદા વૃત્તિ રાખવી જોઇએ તથા પોતાના બંધુને છેતરવા કરતાં તેના તરફ દિલસોજી દર્શાવી તેને ઉન્નત બનાવવાની પોતાની ફરજ માનવી જોઇએ. સામ્રાજ્ય, પ્રજાસત્તાક કે પ્રજાસંઘ આપણો પુનરૂદ્ધાર કરી શકે નહિ. નિર્મળ ચિત્ત અને મહાન આદર્શ જ આપણને આપણી સ્વતંત્રતાના પરવાના રૂપ થઈ પડશે અને આજ ફીલસુફી—જીવન દષ્ટિ—ખાસ પ્રચાર કરવાલાયક છે,

કારણ કે આજે આપણે જે કાંઇ કામ કરીએ છીએ તે આપણું ભાવિજીવન ઘડે છે. નીતિને ખાંચરે નાંખી આપણે આપણા યુદ્ધમાં પ્રવૃત્ત થઇશું, તો આપણે ભવિષ્યમાં અપવિત્ર બનીશું. ( આપણે યુદ્ધ હારીશું–માર્યાં જઇશું. ) હું જાણું છું કે ઘણા લોકો આ આદર્શ પ્રમાણે કર્મ કરવા તરફ બેદરકાર નથી પરંતુ તેઓ નીતિના આકરા સિદ્ધાંતોને પોતાના જીવનમાં ઉતારતા અચકાય છે. રખેને તેમ કરવાથી બધી હિલચાલોમાં ખલેલ પહોંચે અને જીત અશક્ય થાય એવો તેમને ડર રહે છે. પણ ( ફીકર નહિ ) સમય આપણું ભાવિ ઘડી રહ્યો છે અને એ વિચારથી આપણા દેશની શક્તિ દિવસે દિવસે વધતી જાય છે, આપણી ભૂલો સુધરતી જાય છે અને શત્રુનો કાબુ મંદ પડતો જાય છે. સ્થાનિક ( લોકતંત્ર ) સરકારમાં થતો પ્રત્યેક વિકાસ આપણને સ્વતંત્ર રાજતંત્ર નજદીક લઈ જાય છે. કટકે કટકે સ્વરાજ્ય મળે એથી લોકને સંતોષ થતો નથી. વિશેષ સત્તા મેળવવા માટે તેમની શક્તિ ખીલતી જાય છે અને સ્વતંત્ર રાજતંત્ર મેળવવા માટે તેમની પાસે પુરતાં સાધનો છે. આપણે ખુદ આપણા સમયમાં પણ ઘણા આગળ વધ્યા છીએ. ફક્ત એક બનાવથી આપણે આ વાત સાચી ઠેરવી શકીશું. માત્ર ૨૦ વર્ષ પહેલાં આયરીશ ભાષાપર બધાને તિરસ્કાર હતો, પણ હવે તેનો પુનરૂદ્ધાર કરવાની હિલચાલથી તે રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં ફરજીઆત બની છે. આ યુગના ફક્ત આજ લક્ષણથી કોઇને પણ એવી શંકા રહે છે કે સ્વતંત્રતાનો સમય ( સ્વાતંત્ર્યયુગ ) આવી પહોંચ્યો નથી ? ( બેસવા માંડયો નથી ? ) શું આપણે વિજયના માર્ગે ચઢી ચૂક્યા નથી ? આપણે સ્વતંત્રતા મેળવીશું એમાં મને તો શક નથી, પરંતુ આપણે તેનો સદુપયોગ કરી શકીશું કે કેમ એ હું ચોક્કસ કહી શકું નહિ. કારણ, આખી દુનીઆનાં રાષ્ટ્રોમાં તેનો દુરૂપયોગ થઈ રહ્યો છે, એ જોતાં હું ચોક્કસ ભવિષ્યવાણી ભાખતાં અચકાઉં છું. આપણે પણ આ વાત તરફ અંતિમ લક્ષ આપવું જોઇએ અને આપણા સમકાલીન કોઇ પણ રાજ્યના ઇતિહાસ કરતાં આપણા ભવિષ્યનો ઇતિહાસ ઉજ્જવળ બનાવવાનો આપણે નિશ્ચય કરી લેવો જોઇએ. આપણે આબાદીની આશા રાખીશું ખરા, પરંતુ આપણો બધો ઉત્સાહ જીવનને સુંદર બનાવવાને હોવો જોઇએ. આપણે માત્ર વિજય મેળવવાના હેતુથી નહિ, પરંતુ પૃથ્વીપરની નબળી પ્રજાના રક્ષણાર્થે તથા તેમની સાથે ભ્રાતૃભાવ કેળવવાના વચનરૂપ થવા માટે આપણા પગ મજબુત કરીશું. આપણે આપણી સંસ્થાઓ માટે અભિમાન ધરાવીશું, કારણકે આ સંસ્થાઓ આપણા રાજ્યની સ્થિરતાની ખાત્રી

આપે છે અને વળી નાગરિકોના સુખની ખાત્રી પણ આપે છે. આપણે પહેલાંની માફક યૂરોપને ફરીથી દોરીશું. આપણે વિશ્વને આર્થિક લોભના, જુલ્મી સત્તાના અને ભ્રષ્ટ તથા નિર્દય ખૂની રાજનીતિના સ્વપ્નામાંથી જાગૃત કરી, એક નવીન અને સુંદર સ્વપ્ન તરફ પ્રેરી તેને આંજી નાંખીશું તથા ચિરસ્થાયી સ્વાતંત્ર્યમાં આપણો સ્વરાજ્ય-ધ્વજ રોપીશું.

---

## પ્રકરણ ૩ જું.

### નૈતિક બળ.

### (૧)

કોઇ પણ અગત્યનો સવાલ આયર્લાંડમાં ચર્ચતી વખતે આપણને કેટલીક મુશ્કેલીઓ નડે છે. આમાંની એક એ છે કે શબ્દોનો તદ્દન ઉંધો જ અર્થ કરવામાં આવે છે. આમ હોવાથી, કોઇ પણ અસરકારક ચર્ચા કરવા માટે આપણે શબ્દે શબ્દનો સ્પષ્ટ અર્થ કરવો જરૂરી છે. હાલમાં દેશપ્રેમને નામે એકેએક કપટભરી ભૂલપર ઢાંકપીછોડો કરવામાં આવે છે, પણ જો દેશપ્રેમનો ખરો અર્થ લઇએ તો તેની સંભાવનાથી માણસો વધારે આત્મબળવાળા તથા એકેએક કટોકટીના પ્રસંગે દૃઢ નિશ્ચય જાળવવાની શક્તિવાળા થવા જોઇએ. સ્થાનિક સ્વરાજ્યના વિસ્તાર માટે કામ કરનારા માણસો "આયર્લાંડ એક પ્રજા છે" એમ કહેવામાં માન લઈ રહ્યા છે અને સ્વરાજ્ય (Home Rule) ને સ્વાતંત્ર્ય (Independence) તરીકે ચર્ચે છે. પરંતુ જ્યાંસુધી આપણી ઉપરી મનાતી આપણી નજીકની સત્તા આપણા ઉપર કોઇ પણ પ્રકારનો કાબુ ધરાવે છે, ત્યાંસુધી પરાધીનતા છે જ. આ વાત દીવા જેવી ચોકખી છે. આ કાર્યવાહકો એકદમ સ્વાતંત્ર્ય માટે લડે છે. તેઓ સ્વરાજ્યથી સંતોષ ન પામતાં એક ડગલું આગળ વધીને સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટે માંગણી કરે છે. કારણ, **સ્વાતંત્ર્ય મર્યાદિત હોય તો પછી સ્વાતંત્ર્ય શાનું?** સ્વાતંત્ર્યનો સવાલ અધકચરા માણસોને હાથ છોડવાથી આપણી લડતને હાનિ પહોંચે છે, અને આપણા માર્ગમાં વિઘ્નો ઉભાં થાય છે, એ આપણે બરોબર સમજવું જોઇએ. હવે છેલ્લે પાટલે બેસનાર (Irreconcileable) નું જાહેર પોકારમાં શું સ્થાન છે તે વિચારવું જોઇએ. આપણે મન તે સદા એક નકામો જંગલી અને બેવકુફ માણસ લેખાય છે. આપણે તેના નામ તરફ તિરસ્કાર જાહેર કરીએ છીએ અને તેના પોતાના સિદ્ધાંતને છેવટસુધી

વળગી રહેવાની તેની શક્તિ જોઇ આપણે આનંદ માનતા નથી, પરંતુ તેવા માણસમાં કેટલી વિવેકબુદ્ધિ છે, તેનું ડાહ્યા થઇને માપ લેવા મંડી પડીએ છીએ. (છેલ્લે પાટલે બેસનાર–એટલે જો તે ખરો હોય તો તે સત્યનો ચુસ્ત પ્રેમી હોય જ.) સ્વાતંત્ર્ય માટે લડનાર માણુસોમાંથી કેટલાક ઇંગ્લાંડ, ફ્રાન્સ અને જર્મનીની આબાદીનો દાખલો આપી, તેવી આબાદી મેળવવા માટે મુક્ત થવાની સૂચના–દલીલ કરે છે. આવી દલીલઇં–ગ્લાંડ ફ્રાન્સ અને જર્મનીના જેવી આબાદી મેળવવાની દલીલ–કરનારાઓને આપણે પૂછીએ છીએ કે 'એ દેશોએ કેવી રીતે સત્તા મેળવી'? ત્યારે તેઓ ભોંઠા પડે છે–આભા બને છે–મનમાં ને મનમાં ગુંચવાય છે. સ્વતંત્રતા અને સ્વચ્છંદી જીવન વચ્ચે તેઓ ભેદ બતાવી શકતા નથી. આથી તેઓ મહાપ્રજાઓના (નીચ, પાપી) દાખલાઓ આપી, તેમને માર્ગે આબાદ થવાની આપણને સલાહ આપે છે પણ મહાપ્રજાઓના બુરા દાખલા લઇ આબાદ થવું તેના કરતાં તો તેવી સત્તાના ચક્ર નીચે ચગદાઇ જવું એ બીજા દરજ્જે બહેતર છે. સ્વચ્છંદી જીવનને જ સાચી સ્વતંત્રતા (**માનવી**)નું રૂપ આપવું–એ કેવી ગંભીર ભૂલ?–એ સ્વાતંત્ર્ય શબ્દના મૂળ ભાવાર્થથી કેટલો બધો ઉલટો અર્થ? આથી હરએક ચર્ચામાં આપણે શબ્દ માત્રનો સ્પષ્ટ અર્થ કરવો જોઇએ. આપણી ચર્ચાઓમાં ઘડી ઘડી ઉચ્ચારાતા શબ્દોમાંના એક શબ્દપર હું અત્રે ખાસ વિવેચન કરીશ. આપણા વાદવિવાદમાં આપણે જેમ આવે તેમ જે શબ્દો ફેંકીએ છીએ, તેમાં "નૈતિક બળ" (Moral force) જેવો ગુંચવણીભર્યો એક પણ શબ્દ નથી.

## (૨)

ઓકોનૅલના સમયથી માંડીને તે અત્યારસુધી કેટલાયે રાજદ્વારી પુરૂષો દેશના સંપૂર્ણ હક્કો માટે લડતાં ખોફ પામતા અને પામે છે. દેશના પુરા હક્કો માટે લડવા ચાહ્યા તો તેઓ ડરતા અગર નાખુશ રહેતા. હાલ પણ ઘણાયે રહે છે. આવાઓની નબળાઇ ઢાંકવા માટે ("નૈતિક બળ") એ શબ્દનો વારંવાર ઉપયોગ થાય છે. (બીકણ કાર્યકર્તાઓ પોતાનો ડર કબુલ કરતાં શરમાય છે, અને 'અહિંસા' 'નૈતિક બળ' પાળીએ છીએ, એવો તેઓ ખોટો ડોળ કરે છે.) હું ઓકોનેલ વિશેની જુની ચર્ચાઓ ફરી તાજી કરવા માંગતો નથી; બેઠેલા પોપડા ફરી ઉખાડવા માંગતો નથી. એને માટે ગમે તે કહેવાય, તોપણ તે એક મહાન સ્વદેશપ્રેમી પુરૂષ હતો, એ તો નિર્વિવાદ છે. જેમને ક્લોનટાર્ફના નિર્લજ પોકળ વિશે વાંચતાં

શરમ આવે છે, તેમની ફરજ છે કે એક પહેલ કરનારની માફક સતત મહેનતથી પોતાની લડતમાં લડનાર થોડાં વર્ષપરના ઓકોનેલની તેમણે કદર કરવી જોઇએ. છતાં આ ક્ષણે આપણે ઓકોનેલની પાછલા વખતની માઠી અસર સામે થવાની જરૂર છે. તે અસરથી આપણે છેક પાયમાલ થઇ જઇએ એવો ભય છે, (કારણકે) હાલમાં નૈતિક હિંમત વિનાના આદમી "નૈતિક બળ" ને નામે લડે છે, જ્યારે જેઓ સાચું નીતિબળ ધારણ કરવા માટે પ્રસિદ્ધ છે, તેવા માણસોને 'શરીર બળને ચ્હાનારા' માંની હસી કાઢવામાં આવે છે, એ આપણે હાલ અનુભવી-જોઇ રહ્યા છીએ. આ ગુંચવણી-વિચિત્રતા દૂર કરવા માટે આપણે નૈતિક બળ અને નૈતિક દુર્બળતાનો ભેદ સ્પષ્ટ કરવો જોઇએ. ખરો ભેદ તો તેમાં જ છે. ભલે આપણે 'નૈતિ કબળ' ને ગમે તે નામે ઓળખીયે; મનોબળ, હિંમત કે પછી આત્મબળ-પણ ગમે તેવા પશુબળની સત્તાને કદી પણ નમતું ન આપે એવી મનુષ્યમાં રહેલી મન અને હૃદયની અદ્દ્ભુત શક્તિ તો જગજાહેર છે એ આપણે કબુલવું જ જોઇએ. આપણે એ શક્તિને ગમે તે નામ આપીએ પણ એ શક્તિ તો છે જ. હું એ શક્તિને આત્મબળ કહું છું અને એ મને ઠીક લાગે છે. જે માણસ અમુક વસ્તુને સાચી અને અગત્યની જાણ્યા પછી તેને વફાદાર રહેવું એ પોતાની ફરજ સમજે છે તથા તેને માટે ઝૂઝે છે, તે જ માણસ નૈતિક બળવાળો છે, એમ હું માનું છું. ગમે તેવાં અનિષ્ટ પરિણામો પ્રત્યે બેપરવા તથા પોતાની ધૂનમાં મસ્ત રહી, દેશમાં ગમે તેવું સત્યાનાશ વળી જાય તો તે તરફ ઉદાસીન રહે એવો તે ઝનૂની હોય છે, એમ નથી; સત્ય હમેશાં હિતકર જ હોય છે, અને સત્યને માર્ગે જતાં કદી માઠું પરિણામ આવી શકે જ નહિ, એ તેનો મુખ્ય સિદ્ધાંત છે. સ્વતંત્રતાની લડતને અંગે ઊભા થતા ગમે તે નવા સંજોગોમાં તે પોતાનું સમતોલપણું ગુમાવતો નથી. દેશસેવાને અંગે પોતાના પ્રાણની આહુતિ આપવાના મહાન પ્રસંગ આવે તો પોતાનાથી ટકાશે કે કેમ એવી તેને શંકા થાય, એ વાત સંભવિત છે; પરંતુ પોતાની લડતની સચ્ચાઇ તથા તેના અચૂક અને અફળ પરિણામની સુંદરતા વિશે તેને શાંત અને અડગ શ્રદ્ધા હોય છે. આથી એક ક્ષણમાં જ પોતાના બળ વિશેની તેની શંકા દૂર થાય છે. મહાન લડત મનુષ્ય (લડનાર) ને મહાન બનાવે છે (બનાવી દે છે) (અને) અશ્રદ્ધાથી લડતની શરૂઆત કરનાર પણ વીર પુરૂષ તરીકે મૃત્યુ પામે છે. ઉંચા આદર્શ માટે ઝૂઝનાર મહાપુરૂષમાં તરી આવતો આશ્ચર્યજનક ઉલ્લાસ નબળી વૃત્તિવાળા મનુષ્યો સમજી શકતા નથી

તેનું કારણ ઉપર બતાવ્યું તે જ છે. સ્વતંત્રતાનો સૈનિક માને છે કે તે પોતે સત્યના યુદ્ધમાં પ્રવૃત્ત થએલો છે. આ યુદ્ધમાં તેને ફત્તેહ મળે તો જગ આખામાં સુવર્ણયુગની શરૂઆત થાય, આખી દુનીયા અપૂર્વ અને અદ્દભુત બને એવી તેને શ્રદ્ધા છે. જો તેને અન્યને દુઃખ દેવાનો અગર જાતે કષ્ટ સહેવાનો પ્રસંગ આવી જ પડે, તો તે પ્રસંગ દુઃખી લોકના ઉદ્ધાર માટે, ગુલામોના છુટકારા માટે, મરનારની અમર કીર્તિ માટે અને ભાવિ પ્રજાના સુખ સગવડ માટે જ હશે, એમ એ માને છે. તેનામાં દૃઢ હિંમત છે, શ્રદ્ધા છે, આત્મબળ છે. આ લડતને અંગે ઊભા થતા એકેએક સંજોગમા કોઇ પણ મનુષ્યને ટકાવી રાખે એવા મન માટે દૃઢ અને હિંમતવાન જીગરની જરૂર છે–ટુંકામાં આત્મબળની જરૂર છે. આખા લશ્કરના સાથમાં જ બહાદુરી બતાવનાર માણસ એકલો પડતાં ટકી શકે જ નહિ માટે જ્યાંસુધી આયર્લાંડ પોતાના મોટા લશ્કરને ફરીથી તૈયાર કરી ન શકે ત્યાંસુધી એકલે હાથે ઝૂઝી શકે એવા માણસોની ખાસ જરૂર છે. એકલે હાથે ઝૂઝવામાં આપણી હિંમતની અને આપણી ખાનદાનીની કસોટી છે. આ કસોટીમાંથી આપણે પસાર થઇશું ત્યારે જ આપણને ખરેખરી મહાન ફત્તેહ મળશે. એક જ હથીઆરબંધ માણસ લાખો હથીઆરબંધ માણસોની સામે ન ટકી શકે તેમ વળી એક લશ્કર પણ ઘણા લશ્કરોને હરાવી–હઠાવી–શકે નહિ પરંતુ એક સત્યનિષ્ઠ પુરૂષના ઉત્સાહને સમસ્ત વિશ્વના સામ્રાજ્યોનાં લશ્કરો પણ દબાવી શકે જ નહિ. ( આ ખરો ચમત્કાર છે) અને આખરે સત્યનિષ્ઠ પુરૂષ જીતશે જ.

(૩)

પણ આત્મબળને નામે ખપી જતી એકેએક ગુલામવૃત્તિ સામે થવાની આપણને એટલી બધી જરૂરીઆત પડી કે જે લોકોને સ્વમાન હતું–મનુષ્યત્વનું અભિમાન હતું તેમણે ફરીથી શરીરબળ અજમાવવાના પોકાર કર્યા અને જેમ જેમ આપણને પાછા પાડે (ડગાવે) એવા વખત આવતા ગયા તેમ તેમ આપણે શરીરબળ અજમાવવાને ફરી ફરી પોકાર ઉઠાવ્યા પણ હવે ઉત્સાહપ્રેરક સમય પાછો આવી પડયો છે. આપણે આપણો માર્ગ નક્કી કરી નાખવો જોઇએ. આપણાપર જુલ્મીનું કલંક ન આવે તે માટે સાવધ રહેવું જોઇએ. જુલ્મીઓનો સદાકાળ એક જ સિદ્ધાંત છે—અર્થાત્—પશુબળ અને તેવું બળ વાપરનારને જ આપણે અત્યારસુધી અજય્ય આત્મબળવાળા મનુષ્ય માન્યા છે. રણસંગ્રામની ખુનરેજીને આપણે

ખોટી મહત્તા આપી છે. લોહીથી ભીની રણભૂમિ જાણે બહુ સુંદર દેખાતી ન હોય એમ માની આપણે દુશ્મનના લોહીમાં ચાલવામાં ( લોહીથી આપણા પગ રંગવામાં ) મગરૂરી માની છે. લડાઇ માત્ર આનંદ અને ઉત્સાહનું કારણ ના હોય એમ માની આપણે શાંતિને તુચ્છકારી છે. (પણ) "રણભૂમિ એ બીજું નરક છે" એવા એક પ્રખ્યાત સેનાપતિના શબ્દો આપણે હંમેશાં યાદ રાખવા જોઇએ. અલબત્ત, એ શબ્દોમાં અતિશયોક્તિ તો છે, છતાં આ વાંકયમાં રહેલા ચોંકાવનારા સત્યને આપણે કદીએ ભૂલવું ન જોઇએ. આવી વૈરવૃત્તિને વ્યાજબી માનનાર વ્યક્તિને એવી વૃત્તિને તિલાંજલિ આપવાની સલાહ આપવામાં આવે છતાં તે તે સલાહનો ઇન્કાર કરે તો આવા માણસને હું આત્મનિરીક્ષણ કરવાની જ સલાહ આપું. કુમાર્ગે પ્રસિદ્ધ થયેલા કોઇ દેશદ્રોહી ગુન્હેગારના મૃત્યુસમયે તેની પોતાની શી લાગણી હતી, એ તેણે બરોબર વિચારવું જોઈએ. તેવે વખતે તેનામાં પ્રાધાન્યપણે સંતોષની લાગણી નહિ હોય, પણ માત્ર ત્રાસની લાગણી હશે. (કારણ) મૃત્યુનો ચિતાર બધાનાં હૈયાં કુંળાં કરે છે; પણ જ્યાંસુધી આ ચિતાર કોઈની નજર સામે ખડો થયો નથી, ત્યાંસુધી તેને આ વાતમાં શ્રદ્ધા નહિ બેસે અને શત્રુના લોહીમાં સ્વતંત્રતાની નૌકા હંકારવામાં મહત્તા છે, એવી તે બુમો પાડયા જ કરશે. વૈરવૃત્તિને વ્યાજબી માનનાર મનુષ્ય સદા એમ જ કહે છે. પણ હું તેને શાંત અને સાવધ બની વિચાર કરવાની વિનંતિ કરૂં છું. મારી તો ખાત્રી છે કે શેરીમાંના ત્રાસદાયક અકસ્માતથી અને ઇનામ માટે થતા પશુબળના કમકમાટભર્યાં ખેલો જોઇને (પણ) તેના આવા વિચારો બદલાઇ જાય.

(૪)

પરંતુ અનિવાર્ય આવશ્યકતાને લીધે કમને પણ આપણે લડાઇ લડવી જોઇએ અને લોહી રેડવાં જોઇએ, કારણ, શારીરિક વેદના કરતાં માનસિક વ્યથા વધારે ભયંકર છે. સરલ આત્માને સ્વતંત્રતા આવશ્યક છે અને ગમે તે ભોગે સ્વતંત્રતા મળવી જ જોઈએ. શરીર કરતાં આત્મા સાચે જ વિશેષ છે. આવાં કારણો હોય તો લડાઇ વ્યાજબી ગણાય. જો યુદ્ધ કરવામાં આનાકાની કર્યે મેળવેલી સ્વતંત્રતા જતી રહેતી (રહે એમ) હોય તો દરેક માણસે શત્રુ સામા થવું જ જોઇયે. અગર જો સદાયે ગુલામીમાં સડવાનો ભય રહેતો હોય તો તેમને માટે બળવો કરવો એ જ ઉત્તમ માર્ગ છે. તેના જેવો બીજો કયો માર્ગ સુંદર હોઇ શકે? ખરેખર એવા સંજોગોમાં બળવો કરવો એ જ શ્રેષ્ઠ અને

અને એક જ માગ છે. જ્યાંસુધી સ્વતંત્રતા ન મળે ત્યાંસુધી કોઇ પણ પ્રકારની સંભાવાની થાય જ કેમ? (કારણ) પરતંત્ર દશામાં ક્રૂરતા લોકનું સત્વ ચૂસનાર માનસિક અધોગતિ એ શરીરના ગાત્રેગાત્રના કટકા થાય તેના કરતાં વિશેષ દુ:ખદાયક છે. શરીર નશ્વર છે, આત્મા અમર છે અને મનુષ્યના અમર તત્ત્વની અવનતિ એ તેની જીંદગીની કારમી કરૂણ કથા છે. ગુલામીની દશામાં જે જે નીચ અને નીતિરહિત વૃત્તિઓ પ્રજાને નિર્માલ્ય બનાવે છે, તેનો જરા ખ્યાલ તો કરો પોતાની સત્તા ટકાવી રાખવા માટે અમલદારોની લાંચ, સમયસાધકોનું પોતાના નીતિનિયમોનું વેચાણ, જાહેરજીવનનો બગાડ અને ખાનગી જીવન તરફ બેદરકારીના ઉંચા આદર્શો રાખનાર માણસોના મહાન ઝગડા, નીચ આચારો અને સાથે યુદ્ધ-લડત, ધીરજનો નાશ અને છેવટે હિંમતથી ઉઠાવેલા ઝુંડાનો શાંતિથી છુપો ત્યાગ, સર્વસામાન્ય બેપરવાઈ, ગ્લાનિ, નિરુત્સાહ અને નિરાશા–આવી આવી કેટલીયે અધમ વૃત્તિઓથી દેશ પાયમાલ થતો જાય છે. દુરાચાર, અધમતા, કાયરતા અને અસહિષ્ણુતા એવા ઘણા દુર્ગુણો રાત્રિએ ઉગતા નકામા છોડની માફક દેશમાં ફેલાય છે અને પરતંત્ર દેશનું સત્યાનાશ વાળે છે. તે દેશ તથા તેની પ્રજાના આત્માનો ચિતાર તિરસ્કાર ઉપજાવે છે, દેશના ઉચ્ચ તત્ત્વો અધોગતિએ પહોંચ્યા હોય છે અને પ્રજાનું મહાન ભાવિ જોખમમાં આવ્યું હોય છે. આના કરતાં ધરતીકંપથી પૃથ્વીના બે કટકા થાય અને દેશ રસાતલ જાય એ ઓછું ત્રાસદાયક નથી શું? જ્યાં માનસિક અધોગતિનું મૂળ આટલું બધું ઉંડું ગયું હોય ત્યાં શરીરની પરવા કર્યા કર્યે ક્યારે છુટા થવાશે? માનસિક અધોગતિમાંથી છુટવા માટે, સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે, દેહનાં બલિદાન આપવાં જ ઘટે. આથી શરીરબળની પરવા કર્યા વગર ગુલામીરૂપી અધોગતિકારક (માનસિક) રોગ મીટાવવા માટે માણસો શસ્ત્રો ધારણ કરે છે. શારીરિક પરિણામની ગણના કરનારા લોકો તેમનો નિશ્ચય ફેરવી શકે નહિ; કારણકે નીતિમાં બગાડ થયો કે સ્વાભાવિક રીતે શારીરિક સંપત્તિનો નાશ થાય. પછી ભલે તે મોડો થાય. આમ શરીરબળનો શરીરબળ તરીકે જ નહિ, પરંતુ નૈતિક દૃષ્ટિએ–આધ્યાત્મિક જરૂરીઆત હોય ત્યારે–(અર્થાત્ ગુલામી દશામાંથી મુક્ત થવા માટે) શરીરબળનો ઉપયોગ કરી શકાય. (આમ) ઉચ્ચ આદર્શ માટે જ પશુબળનો આશ્રય લેવાય. ઉચ્ચ આદર્શ વિનાનું પશુબળ સાક્ષાત્ અનિષ્ટ બને છે. ખરી આધ્યાત્મિક જરૂર હોય ત્યારે પણ છાનામાના કષ્ટ–ગુલામી દશામાં વેઠવું પડતું કષ્ટ–ખમ્યા કરીએ તો આપણામાં આત્મબળ નથી

સે જ સાબીત થાય. ખરો વિરોધ શરીરબળ અને આત્મ ( આત્મિક ) બળ વચ્ચે નથી; પરંતુ આત્મિક બળ અને આત્મિક નિર્બળતા વચ્ચે છે. આ મુખ્ય ભેદ સંરક્ષણાંતરથી દુર્લક્ષ થાય છે. જ્યારે શસ્ત્રબળ વાપરવાની જરૂર પડે, અને તેનો ઉપયોગ કરવાની તક મળે, ત્યારે શસ્ત્રબળનો આશરો લેવો એ એક ફરજ થઇ પડે છે. પરંતુ આ કારમી કસોટી વખતે આપણે આપણું સમતોલપણું જાળવવું જોઇએ. જો આપણે શત્રુના લોહીના તરસ્યા થઇ યુદ્ધમાં ઝંપલાવીએ અને પશુબળમાં મહત્તા માનીએ, તો આપણે એક સિતમગારનો માર્ગ ગ્રહણ્યું કર્યો કહેવાશે અને આપણે બદનામી વહોરીશું. આથી ઉલટું, જો ખરી ક્ષણે પણ આપણે ઊભાં થતાં ચૂકીશું, તો આપણી આત્મિક નિર્બળતા જાહેર થશે—આપણે કાયર લેખાઇશું, અને યુદ્ધપ્રેમી લોકને આપણે એટલા બધા નબળા અને જંગલી બનાવીશું કે ખુદ તેમની અધોગતિ થશે અને તેમના ત્રાસદાયક કામોથી આપણો પણ નાશ થશે. દાવ આવ્યે સોગટી મારતાં આપણે ચૂકવું જોઇએ નહિ, છતાં આપણે આત્મસંયમ ત્યજવો ન જોઇએ. સ્વતંત્રતાનો સાચો સૈનિક સારી પેઠે જાણે છે કે સ્વતંત્રતાના પુનરૂત્થાન તથા રક્ષણનો પાયો ખુદ તેના નિશ્ચયપર જ છે. આથી તે હિંમતપૂર્વક સચોટ પ્રહાર કરવામાં સહેજ પણ ખંચકાતો નથી. ( પણ આ કર્ત્તવ્યમાં તે વૈરવૃત્તિથી પ્રેરાતો નથી ). મનુષ્યને પશુથી ભિન્ન રાખનાર ગુણ તે આત્મસંયમ છે. પ્રતિકાર એ સીતમગાર તથા ગુલામોથી સ્વીકારાતો દુષ્ટ માર્ગ છે તથા દિલાવર દિલ મનુષ્યત્વને ઝળકાવે છે. આ હકીકત તે કદીએ વિસરતો નથી. પ્રહાર કરે છે ત્યારે તે માત્ર શત્રુના દુષ્કૃત્યપર પ્રહાર કરે છે, તેની જીંદગીપર નહિ; તેનામાં વૈરની વૃત્તિ નથી. તેના દુષ્કૃત્યનો નાશ કરવામાં તેનો હેતુ કેવળ પોતાની જ સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો નથી, પરંતુ શત્રુનો પુનરૂદ્ધાર કરવાનો પણ હોય છે. આપણામાં તો કેટલાકને આ એક મહાન સ્વપ્નુ લાગે, પણ જે માણસ આ બાબતનું ખરૂં રહસ્ય સમજે છે અને તે દ્વારા પોતાનો જીવનમાર્ગ આંકવા માંગે છે, તેને આ કાંઇ સ્વપ્ના જેવું નહિ લાગે. ગઇ કાલનો અને આજનો શત્રુ કદાચ આવતી કાલનો જીવનદોસ્ત થશે, એ વાત તે ગાઢ યુદ્ધમાં પણ વિસરશે નહિ.

(૫)

( આમ આપણું યુદ્ધ સત્યપર યોજાયેલું હોવું જોઇએ. શરીરબળ પણ આધ્યાત્મિક જરૂરીઆત હોય ત્યારે જ વાપર્યું કદાચ્ વાજબી ગણાય.)

બિનાતેયારીએ યુદ્ધમાં ઝંપલાવીએ ત્યારપહેલાં આપણા કાર્યક્રમ માટે કેટલાક યોગ્ય સિદ્ધાંતો-નિયમો યોજવા આવશ્યક જણાય, પણ એથી વધારે આવશ્યકતા તો આપણને તરતજ પુરૂં સમજી લેવાની છે. કારણ, આપણને ઘણી વાર "યોગ્ય સમય હજુ આવ્યો નથી" એવું બ્હાનું કાઢી ઘણા અગત્યના સવાલોને બાજુપર મુકવાની હાનિકારક કુટેવ પડી છે. ટુંકામાં આપણામાં નતિક બળની ખામી છે. પણ આ સદ્‌ગુણ (નૈતિક બળ-આત્મબળ) જે આપણને યુદ્ધમાં સાહસલામત રાખે છે. તે-આપણને ગુલામી દશામાંથી પણ છોડાવશે એ વાત આપણે ધ્યાનપર લેતા નથી અને ગમે તેવાં બ્હાનાં કાઢી અગત્યના સવાલોને પણ ઉડાવ્યા કરીએ છીએ. ગુલામ દેશમાં ગમે તે હલકી વસ્તુ ખુબ ફેલાય છે એવું પુરવાર કરવા માટે આપણે વધુ શ્રમ લેવાની જરૂર નથી. ઉપરની હકીકત ધ્યાનમા લેતાં એવા ગુલામ દેશમાં તો દરેક અનિષ્ટ સામે થવું એ વધુ અગત્યનું છે. સ્વતંત્રતા ભોગવતી પ્રજામાં પણ ઘણા અલ્પસ્થાયી અનિષ્ટો ઉત્પન્ન થાય, છતાં ત્યાં તે બહુ નુકસાનકારક નથી; કારણકે, પ્રજાના સ્વાતંત્ર્યની જ્યોત આગળ, જેમ સૂર્યપ્રકાશથી સર્વ રોગનો નાશ થાય છે, તેમ, એ અનિષ્ટો નાબુદ થાય છે. પણ જ્યાં સ્વાતંત્ર્યને દાબી દેવામાં આવ્યું છે અને પ્રજા નૈતિક (માનસિક) અધોગતિએ પહોંચી છે, ત્યાં અલ્પસરીખું અનિષ્ટ પણ દહાડે દહાડે વધે છે અને ત્યારબાદ બીજાં અનિષ્ટો ફેલાય છે અને અંતમાં પ્રજાનો નાશ કરે છે. આ કારણથીજ સ્વતંત્ર પ્રજાને સારા સમયમાં નુકસાન ન કરે એવી એકે એક નજીવી ખામી તરફ પણ ડુબેલી-અવનત થયેલી-પ્રજાના પુનરૂદ્ધાર માટે મથી રહેલા મહાપુરૂષોએ વધુ ધ્યાન આપવું જોઇએ. મુશ્કેલી સાબીત થાય ત્યારે તેનું નિરાકરણ થવું-કરવું જ જોઇએ. એની તરફ આંખ મીચવી એ દુઃખને નિમંત્રણ આપવા બરાબર છે. મુશ્કેલીઓમાંથી છૂટવા માટે આપણે દૃઢ નિશ્ચયી થવું જોઇએ-કેવળ દૃઢ નિશ્ચય આપણને આપણા ભયમાંથી ઉગારી લેશે.. આવે સમયે ઘણા કહેશે કે ભાઇ વ્યવહારને ખાતર હાલ તુરત અમુક અગત્યના સવાલ બાજુપર મુકો, લોક એમાં સંમત થશે નહિ, કદાચ અજ્ઞાની લોકો ખોટે માર્ગે ચઢી જશે-વિગેરે, વિગેરે. કોઇ પણ પ્રશ્નને કોરે મુકવા માટે સદા કાંઈ ને કાંઈ બ્હાનું તો મળીજ આવે. મુશ્કેલી માત્ર એટલીજ છે કે દરેક પક્ષ સત્યને કંઇક અંશે સ્વીકારશે, પણ કોઇ પણ પક્ષ તેને સંપૂર્ણ સ્વીકારશે નહિ. (અગત્યના સવાલોને બાજુપર મુકવાના આગ્રહો આથીજ થતા હશે!) કિંતુ આપણે તો સત્યને સંપૂર્ણજ સ્વીકારવું જોઇએ, કારણકે આ-

પણને તો સત્ય સિવાય બીજું કાંઇ પણ ન જોઇએ. આપણે લોકોની ખોટી (પોલી) "જય જય" સાંભળવી નથી, તેમ કેવળ ઉંચા વિચારોમાંથી માત્ર થોડી થોડી ચુંટણી કરવી નથી, પરંતુ આપણે તો સત્ય–સંપૂર્ણ સત્ય અને કેવળ સત્ય જ જોઇએ છીએ. જે જે વસ્તુ માટે મનુષ્યની જાહેર ફરજ છે તથા જેમને માટે તે જાહેર અભિપ્રાય આપી શકે, તે તે વસ્તુના સંબંધમાં આ જ નિયમ (સંપૂર્ણ સત્યનો) પળાવો જોઇએ. અગત્યના સવાલોનો ઉકેલ કરવામાં ઘણી મુસ્કેલીઓ છે અને કદાચ મોટો ભય પણ આવી પડે. આથી તેવા સવાલોને ઉડાવી દેવાની અતિ નુકસાનકારક વૃત્તિએ આપણામાં ઘર કરવા માંડયું છે. પરંતુ ગમે તેવા સવાલનો પણ આપણે નિર્ભયપણે ઉકેલ કરવો જોઇએ. જુદી જુદી વ્યક્તિને સંમત કરવી એ એક પ્રગતિનું ચિહ્ન જ છે, પણ આમ એકઠા થયેલા લોકોમાં પરસ્પર થોડી ઘણી શંકા તો હોય છે જ. સ્વતંત્રતાની લડતમાં મનમાં ને મનમાં રહેલી પરસ્પરની અશ્રદ્ધા કે શંકા આગળ ઉપર આપણાપર કાબુ મેળવશે અને આપણો વિનાશ કરશે. આપણે તે શંકાને હાલમાં ખુલ્લી પાડવી જોઇએ (તેનું નિરાકરણ પણ કરવું જોઇએ) તથા માણસો મતભેદને પ્રસંગે માન, સહિષ્ણુતા અને હિંમતથી ચર્ચા કરી શકે અને સર્વમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય એવો અનુરૂપ માર્ગ શોધી શકે, તેવી રીતે આપણે તેમને દોરવા જોઇએ. હાલની ક્ષણે આપણે કોઇનામાં શ્રદ્ધા ઉત્પન્ન કરતા નથી. આ હકીકત છુપાવવાથી આપણે માર્યા જઇશું. આપણા દોષો કબુલી મત મતાંતરોને આપણે દૂર કરીશું ત્યારે જ આપણે કંઇ નિવેડાપર આવી શકીશું. આપણે એકદમ તો ન ફાવીએ, પણ આપણે આપણો મહાન આદર્શ વિસરવો જોઇએ નહિ. આપણને સર્વ દિશાઓમાંથી–પોતાનું સુખસગવડ શોધનાર વ્યવહારકુશળ સ્વાર્થી તરફથી, પોતાના સ્વાર્થને જ તાકી રહેનાર અધમ ધંધાદારી તરફથી, દહીં દૂધમાં પગ રાખનાર (મધ્યમ માર્ગને અંગીકાર કરવાની ઇચ્છાવાળા) યુક્તિબાજ પુરૂષ તરફથી અને દરેક નવીન સૂચનામાં જેને ભય અને ભય જ ભાસે છે એવા કોઇક ધાર્મિક નિરાશાવાદી (Religious Pessimist) વિગેરે તરફથી હરકતો નડશે. આપણે પહેલાનાં સુખસગવડ વિશે તથા બીજાની સ્વાર્થપરાયણતા વિશે એક શબ્દ પણ ઉચ્ચારવાનો નથી. પરંતુ બાકીનાઓ (૩ જા અને ૪ થા) માટે બે બોલની જરૂર છે. અમુક નીતિનો અંગીકાર કરી વચલો માર્ગ ગ્રહણ કરનાર (દુધ દહીંમાં પગ રાખનાર) માણસ સત્યના સ્પષ્ટ વિચારને બદલે પોતાની જ ધારણા આપણી આગળ કહે છે. તે આપણને આમ કહે છે:

"આપ અને હું કેટલીક બાબતની ચર્ચા એકાંતમાં (જ) કરી શકીએ. આપણે કેળવાયેલા માણસો છીએ, આપણે સમજીએ છીએ, અજ્ઞાન અને બીજા કેળવાયેલા માણસો તે બધું સમજી શકે નહિ અને 'તેઓ સમજે છે' એમ માની તમે તોફાન ઊભું કરો છો. આ કાંઇ ડહાપણનું કામ નથી." આવી દલીલો કરનારને નીચે પ્રમાણે જ જવાબ આપવો ઘટે. હું તેને કહીશઃ "તમે સંપૂર્ણ સત્ય જાહેર કરતાં ખંચકાઓ છો. હું તેને છુપાવતાં બીઉં છું. અજ્ઞાન પુરૂષને બધું જણાવવામાં નુકસાન છે, એમ આપ માનો છો, ખેર પણ તેમનાથી કંઈ પણ છુપાવવામાં **(પાપ?) નુકસાન** છે એમ હું માનું છું. હું એમ નથી કહેતો કે અજ્ઞાન પુરૂષોને આખું સત્ય સમજાવવાથી તેઓ પારંગત થશે. તેમને સત્ય સમજાવવું એ તેમને કેળવવા બરાબર છે, તેમનામાં ઉંચા સંસ્કારનું બીજારોપણ કરવા બરાબર છે, પણ તમારે તો તમારી મુક્તિ ખાતર ચોકખે ચોકખું સત્ય કહી દેવું જોઈયે". અગત્યના સવાલોમાં પણ **મર્યાદાની** વાતો કરીએ તો પછી મુક્તિનો નિવેડો ક્યારે થાય? આપણે આપણા જીવનને કેટલીક મર્યાદામાં જોઇએ છીએ અને જે કોઇ વસ્તુને બાજુપર મુકવાની આપણને ઇચ્છા થાય તેની અપાર અગત્ય આપણે ઘણે અંશે જોઇ શકતા નથી. આ ભયકારી છે. આવી વસ્તુને બારીકાઇથી તપાસવાની ઘણી આવશ્યકતા છે. આવી બાબતોમાં **મુશ્કેલીઓ** આવે ત્યારે નિષ્પક્ષપાત અને નિડર જીવન–સત્યપર આધાર રાખીશું તો જ આપણો માર્ગ સરલ થશે. બાબત ગંભીર હોય ત્યારે તેની ગંભીરતાના પ્રમાણમાં આપણે ઉંડા વિચાર અને કાળજીથી તે બાબત વિચારવી જોઇએ. સત્યને પુરેપુરૂં ઓળખ્યા બાદ આપણે આપણી મુક્તિ માટે તેને વળગી જ રહેવું જોઇએ. એવો સુંદર અને હિતકર બીજો એક પણ માર્ગ નથી. કોઈ પણ માણસ સત્ય પ્રકટ કરવાનો પ્રસંગ આવે ત્યારે પોતાની સામાન્ય માન્યતાઓ ઘુસાડવાનો પ્રયત્ન કરે એ કેવળ ગાંડાઇ છે. (દહીં દુધમાં પગ રાખનાર માણુસ પોતાની ધારણાઓ જ ઘુસાડવાનો પ્રયત્ન કરે છે.) હું તેમ કરવાની સલાહ ન જ આપી શકું. દુધદહીંમાં પગ રાખનાર મુક્તિબાજ પુરૂષ માટે હું આટલું જ લખું છું.

હવે ધાર્મિક નિરાશાવાદીને છેડીએ. તેને હરએક નવીન સૂચના થાય કે તરત જ ભય ને ભય જ દેખાય છે. આવા ભયથી તે જીવનના પ્રશ્નો કોરે મુકવા પ્રેરાય છે, પણ તેને મારો એવો જવાબ છે કે "ધર્મ એક મહત્ત્વનો વિષય છે તે જીવનના પ્રશ્નો કોરે મુકવા માટે નહિ, પરંતુ તેમનો ઉકેલ કરવા માટે છે." જ્યારે હું તેવા માણસને "બ્હીશ મા."

એમ કહું છું ત્યારે કાંઇ બેદરકારીથી એ સલાહ આપતો નથી. એમાં તો હું મારી અડગ શ્રદ્ધા જાહેર કરૂં છું. આપણે યોગ્ય (સાચી) વસ્તુ કરવાની સંભાળ રાખવી જોઇએ. આથી આપણી શ્રદ્ધા વધે છે. પછી શ્રદ્ધા સાથે ભય હોઇ શકે જ નહિ. (નિરાશ થવાનો પ્રસંગ આવે જ નહિ). એક વાત ચોકખે ચોકખી કહી દઉં છું. સત્ય સિવાય બીજી કોઇ વૃત્તિ હું (સમજી શકતો નથી) સમજી શકું નહિ. Sermon on the mount નો પ્રચાર થયાને બે હજાર વર્ષો વીતી ગયા છતાં "ડહાપણ શેમાં છે" એ કહેવાનું હજુ આપણને બાકી રહ્યું. ( અફસોસ ! આ કેવી ખેદજનક બીના ! )

( ૬ )

અંતમાં, હાલમાં તથા ભાવિયુદ્ધના ગમે તે સંજોગમાં મજબુત કાંડા બાવડાં કરતાં દૃઢ મનની વધારે જરૂર છે. આપણામાં ઉત્સાહ-આવેશ હોવો જોઇએ. આપણે તેને મનોબળથી સાચે રસ્તે દોરી કાબુમાં રાખવો જોઇએ. નબળા મનવાળા માણસો પોતાના ચિત્તભ્રમમાં આપણો વિરોધ કરે ત્યારે આપણે આપણું સમતોલપણું ગુમાવવું જોઇએ નહિ. આપણે પશુબળ સામે ઝૂઝવું જોઇએ. રાજસત્તા સામે વિરોધ કરવામાં યોગ્યતા છે કે અયોગ્યતા તેનો વિચાર આગળ ઉપર કરવો પડશે. હાલ હું જે કાંઈ લખું છું તેની અગત્ય તે વખતે સ્પષ્ટ થશે. અત્યારે તો વીરને છાજે એવો ઉચ્ચ ઉત્સાહ કેળવવો એ જ આપણું મહાન કર્ત્તવ્ય ગણાવું જોઇએ. એ જ આપણી મહાન ફરજ થઈ પડી છે. આપણે એ ફરજ સમજતાં થઇશું તો દરેક માણસનો આત્મા એ જ તેનો અભેદ્ય કિલ્લો બનશે. લશ્કરો તો થાકી જાય, પણ આવો આત્મા તો હમેશાં ટક્કર ઝીલશે. જે શરીરમાં તે આત્મજ્યોત જાગી છે, તે શરીરનો નાશ પણ થાય ( થશે જ ), પણ જતાં જતાં તેના આત્માની જાગૃતિની અસર બીજાપર થશે, બીજાઓ પણ કર્મક્ષેત્રમાં પ્રેરાશે ( કુદી પડશે ) અને લડતને અંતે જય મળશે. દૃઢ નિશ્ચયી અને સત્યશીલ પુરૂષોનો જય નક્કી જ છે. ખોટા તર્કવાદથી તે પોતાની લડતમાં ઢીલો નહિ પડે. કોઇ પણ પ્રકારની નબળાઇથી તેનામાં વેર લેવાની દુષ્ટ વૃત્તિ પેદા નહિ થાય. તે સંપૂર્ણ સત્યને વળગી રહેવાનો પોતાનો વારસો કદી નાહ છોડે, તથા ( પરાઇ મૂર્ખતા કાજે ) પોતાનો સ્વભાવ કદીયે ઝેરીલો બનાવશે નહિ. દરેક કસોટીને પ્રસંગે તે અડગ રહેશે અને પરિણામે તેના કર્ત્તવ્યો વાજબી ઠરશે. માટે, મારા મિત્રો ! ફીકર ન કરો ! આપણે આપણો આત્મા વેચી નાંખ્યો નથી. હાલના સમયના શિથિલ અને નિરૂત્સાહી વાતાવરણમાં જુની જ્યોત ફરીથી પ્રકાશી છે. આપણામાં નવું જોમ અને નવું

ચેતન ફરીથી પ્રકટ્યાં છે. આપણે આપણા દેશના હક્ક જાળવવા, તેની સ્વતંત્રતા માટે લડવા તથા આપણી હાલની પ્રજાના કર્તવ્યને વાજબી ઠેરવવા કુદી પડયા છીએ. આપણી ફત્તેહ જ છે. ભલે શત્રુ તેના લશ્કર ને નૌકાબળનાં બણગાં ફુંકે! પણ ક્યાં છે રોમ અને કાર્થેજનાં મહાન લશ્કરો? જે **સ્વતંત્રતાની દેવીને** તેઓ દબાવી દેવા ગયા હતા તે તો હજુ જીવન્ત છે અને ઉગતી પ્રજાને ઉત્સાહ આપી રહી છે. ત્યારે ચાલો, આપણે પણ ઝંપલાવો, આપણે દરેક લડતમાં વિજયી બની આપણો વાવટો બહાદુરીથી ફરકાવીશું. આપણે આપણા આત્માને ખંત, અનુરૂપતા, પ્રમાણિકતા અને નિર્ભયતાથી મહાન કર્તવ્યો કરવાની તાલીમ આપીને અજીત બનાવીશું. આપણો આત્મા અજીત હશે તો જ આપણી અંતે ફત્તેહ છે (થશે.)

## પ્રકરણ ૪ થું.

### મિત્રો અને દુશ્મનો.

(૧)

આપણા શત્રુઓ એ આપણાથી વિમુખ થયેલા આપણા ભાઇઓ જ છે. આ વાત લક્ષમાં લઇએ તો આયર્લાંડના એકએક પક્ષમાં ફરીથી સાચું સ્વદેશાભિમાન જાગ્રત કરવાની તથા આપણા પુરાતન શત્રુ–ઇંગ્લાંડ–સાથે કાયમની સુલેહ કરવાની આપણી આશા ફોકટ કે અવ્યવહારૂ નથી એમ પુરવાર કરી શકીએ. આપણા ભાઇઓથી આપણે વિમુખ થયા છીએ અને તેટલા પુરતા જ તેઓ આપણા શત્રુ લાગે છે. આપણામાં ઉંડી કડવાશ કે તીવ્ર વેરભાવ નથી. માત્ર વ્હેમની નજરે જોવાથી પ્રજાના જુદા જુદા વિભાગોમાં કટ્ટા વિરોધી પક્ષો ઊભા થાય છે, અને ઇંગ્લાંડ તથા આયર્લાંડ વચ્ચે આટલેર બંધાયું છે. જો આયર્લાંડનો પુનરૂદ્ધાર કરવો હોય તો આપણે માંહોમાંહે સંપ અને ઐક્ય જાળવવાં જોઇએ, અને આ જગત્‌ને હાલની અવનત દશામાંથી ઉન્નતિના શિખરે ચઢાવવું હોય–તેનો પુનરૂદ્ધાર કરવો હોય–તો આપણે સમસ્ત જગત્‌માં ભ્રાતૃભાવ પ્રકટાવવો જોઇએ. આ મહાન ધ્યેયની સિદ્ધિ માટે હરએક પ્રજાની, હરએક મનુષ્યની પ્રયત્નશીલ થવાની થોડી ઘણી ફરજ છે. આ ધ્યેય ચુકીએ નહિ તે માટે આપણે આપણી જીવનદૃષ્ટિ (ફીલસુફી)ને સુધારવી જોઇએ અને આ માટે આપણે મનુષ્યજાતિની સામાન્ય ઉત્પત્તિ, માણસ માત્રના વારસારૂપ સૃષ્ટિસૌન્દર્ય,

આપણી સામાન્ય આશાઓ અને શંકાઓ અને ખાસ કરીને પૃથ્વીપરની બધી પ્રજાનું પરસ્પર હિત–એ સર્વનો સતત વિચાર કરવો જોઇએ. આ બાબત તરફ દુર્લક્ષ કરી જે કોઈ પ્રજા જુલ્મ અને અધમતાનાં કાર્યો આદરી પૃથ્વીપરનો પોતાનો ભાગ કંઇ અણઘટતી રીતે ભજવે છે, તે પ્રજા સર્વની સહિસલામતીને ભય પહોંચાડે છે, પરંતુ જે શૂરવીર પ્રજા આ સિદ્ધાંતથી અણજાણ રહી પોતાના પડોશી (પણ હાલનો દુશ્મન) ની સાથે યુદ્ધમાં ઉતરી પડી હોય અને પોતાના સ્વભાવાનુસાર હિંમત અને ઉદાર રીતે લડતી હોય, તે પ્રજા પોતાના શત્રુને વધુ સુંદર જીવનની ઝાંખી કરાવે છે, અને તેનો કદ્રૂપ તથા પ્રગતિરહિત આત્મા કદીએ ન કલ્પી શકે એવું સુંદર સ્વપ્ન તેને (શત્રુને) સાક્ષાત્ કરાવે છે.

(૨)

સ્વતંત્રતાને માર્ગે આપણી એકેએક મિત્રાચારીની આકરી કસોટી થશે. માંહોમાંહેની (ખરી) મિત્રાચારી એક દિવસમાં બાંધી શકાય નહિ, અને બાહ્ય (ઉપલક) મિત્રાચારી પણ ઘણા દિવસ સુધી ન બંધાય. આ મિત્રાચારીના ખ્યાલને કેવળ ભ્રમ માનવા માટે ઘણાંયે પ્રલોભનો આવશે, તેમજ પોતાના સિદ્ધાંતને વફાદાર રહેનારા થોડાઘણા માણસોને વિખૂટા પાડવાના યત્નોયે થશે, છતાં ગમે તેવા વિરોધ સામે આપણને એકસંપ રાખે એવી એક ગાંઠ છે. તે ગાંઠ શી છે, તે આપણે બરોબર જાણવું જોઇએ. ભ્રાતૃભાવ જેવી સાચી સ્નેહગ્રંથી વિના બીજી કોઇ પણ ચીજ માણસોને આમ એકસંપ રાખી શકે નહિ, પરંતુ આ સત્યની આપણે ભાગ્યે જ ઝાંખી કરીએ છીએ. સ્વદેશાભિમાનની દૃષ્ટિએ જોતાં જુદી જુદી માન્યતાવાળા માણસોએ નિખાલસપણે અને મિત્રભાવે એકત્ર થવું જોઇએ. બધા પંથના ઉત્સાહી માણસો તો એકત્ર થાય છે એ ખરા, પરંતુ જેઓ ચૂસ્ત નથી તેવા બીજાઓ તો આવી સંધિને શંકાની નજરે જુએ છે. જો ભોગેજોગે તેઓ તેમાં જોડાય તોપણ કમને. આવા માણસોની નજરે નિખાલસ મૈત્રી માટે મથી રહેલા આપણા મિત્રો–જુદા જુદા પંથના ઉત્સાહી માણસો–મિથ્યા ભ્રમમાં કુટાતા જણાય છે. તેઓ તો એમ જ માની બેઠા છે કે સ્હેજ પણ કારણ મળતાં જ આપણા મિત્રો (જુદા જુદા પંથના ચૂસ્ત વફાદાર મનુષ્યો) ની જુની શંકાઓ તાજી થશે, તેમનામાં સખત ઝેર પેદા થશે અને આ ઝેરથી તેમની કડવાશની તરવાર વધુ ધારદાર બનશે તથા તેઓ પરસ્પર હુમલો કરવા ઉશ્કેરાઇ જશે. પણ આ માન્યતા કેવળ ભ્રમ છે અને આપણે તે સામે વિરોધ

દર્શાવવો જોઇએ. આપણો આવો અનુભવ નથી. એક આખી ટુકડીમાંની ત્રણ જુદી જુદી વ્યક્તિઓ જેઓ સુંદર મિત્રાચારીના દષ્ટાંતરૂપ છે તેઓની પરસ્પર લાગણીનો આપણે અભ્યાસ કરીએ. એ ત્રણમાં એક કેથોલીક, બીજી પ્રોટેસ્ટંટ, અને ત્રીજી તદ્દન ભિન્ન વ્યક્તિ છે. આ ત્રણમાંની કોઇ એકની સંપૂર્ણ ફીલસુફી બાકીની બે વ્યક્તિઓ મંજુર ન રાખે એ વાત શક્ય છે. તેની આશાઓની દૃષ્ટિમર્યાદા વધુ યા થોડી દૂર હશે, પણ જે ક્ષેત્રમાં તેઓ સામાન્ય આશા, વીર ઉદ્દેશ અને સુંદર સ્વપ્નથી પ્રેરાઇ એકમેકને સમજે છે, તે ક્ષેત્રથી પણ તેની સંપૂર્ણ ફીલસુફી પર છે. તેમના કામની અગત્ય એકને બીજા કરતાં વધુ ઉંડી લાગે, તેમના સુંદર ધ્યેયની ઉત્પત્તિ અને તેના અંતિમ હેતુ વિશે તેઓનો એક જ અભિપ્રાય ન હોય, પણ, જે ધ્યેય માટે તેઓ બધા જ લડે છે તે ધ્યેય–ખાનગી અને જાહેર પવિત્ર જીવન, મનુષ્ય મનુષ્ય વચ્ચેના આબરૂદાર વ્યવહાર, કોમ તથા પ્રજા પરત્વેના ઉચ્ચ આદર્શો, ભવ્ય સહિષ્ણુતા, હિંમત અને સ્વતંત્રતા–વિગેરે માટે તેઓનો એક જ મત છે. (હશે.) તેમના આદર્શપર ગમે તેવી સૂક્ષ્મ રીતે હુમલો થતાં જ તેઓ ચેતી જાય છે અને સાવચેત બને છે. તેઓ ઉંડી, ચિરસ્થાયી અને ઉત્કટ ભાવનાથી એકત્ર થયા છે. એકમેકને મળતી વખતના તેમના હાવભાવ જુઓ! આ ત્રણમાંથી સખ્ત મહેનત કરનાર તરફ દૃષ્ટિ નાંખો. તે હસતે મુખે બીજાઓને કેવા ઉમળકાથી ભેટે છે. ત્હેનો ચ્હેરો કેવો આનંદી લાગે છે! બીજાને જોશો તો તે પોતાના કંગાળ બંધુ માટે ચિંતાતુર જણાશે; જ્યારે ત્રીજાની આંખમાં પોતાના ધ્યેયમાં સિદ્ધિ મળવાથી કાંઇ અજબ જ્યોત ઝગઝગતી હશે. પણ તેમનામાં ખાસ કરીને એકબીજામાં ગાઢ શ્રદ્ધા, પરસ્પર ઉત્તેજન, સ્વાત્મભોગ, નિરાશાના એક પણ શબ્દનો અભાવ, મહાન લડત માટે ઉલ્લાસ તથા અચૂક મહાન ફત્તેહની ખાત્રી–આ બધું માલુમ પડશે. તેમનો સંબંધ કેવળ (આકસ્મિક) ઉપર ઉપરનો નથી, પરંતુ ઘણો ગાઢ અને ઉંચો છે. જેણે નવીન જાગૃતિ અનુભવી નથી, તે આથી શંકાશીલ અને આભો બને છે. આ પુરૂષો જુદા જુદા પંથના ચૂસ્ત અને ઉત્સાહી અનુયાયીઓ છે, છતાં તેઓ એક જ પંથના ન હોય તેમ એકબીજા સાથે ગાઢ પ્રેમથી બંધાયા છે. સંકુચિત દૃષ્ટિએ જોતાં આ ત્રણે તેમના જુદા જુદા પંથને લીધે એકબીજા સાથે લડતા જ હોવા જોઇએ, એમ આપણને લાગે. પણ આ કામમાં તો તેઓ એકમેકને સાથ દે છે. આનું શું કારણ? આ ત્રણમાંથી જેનો પંથ ઘણા આકરા નીતિ સિદ્ધાંતોથી ભરેલો છે, તે આ પ્રશ્નનો સહેલાઇથી ખુલાસો

જવાબ આપી શકે. તે કહેશે કે "જે ક્ષેત્રમાં અમે એકત્ર મળી કામ કરી રહ્યા છીએ અને જે ઉંચા આદર્શથી અમે એકત્ર થયા છીએ તે આદર્શો કેવળ એક જ માર્ગે સિદ્ધ થઇ રહે. આ માર્ગ કુદરતી રીતે પારખી કાઢીને જ અમે એકત્ર થયા છીએ અને જે ઉંચી અને અગાધ વસ્તુઓમાંથી (અને) સદવ પ્રેરણા મળે છે, તે ઉંચી અને અગાધ વસ્તુઓની પ્રાપ્તિ માટે આ જ પ્રગતિનો માર્ગ છે." વળી તે કહે છે કે જો એકાદ મિત્ર ટુંકી દૃષ્ટિમર્યાદાથી પણ કામ હાથ ધરે અને તેને માટે મરદાનગી અને સચ્ચાઇથી મહેનત કરે તો તે હજીસુધી ન અનુભવેલા એવા ઉન્નત માર્ગે ચઢી જાય છે. જેનો જીવન આદર્શ મહાન **વિશાળ** છે, તે આવો જવાબ આપશે. તે બધાની અશ્રદ્ધા દૂર ન કરી શકે, પણ તેથી શું થયું? છતાં જેમાં તે ખરેખરૂં જીવન જુએ છે, તેમાં તેના મિત્રોને કદાચ રસ ન પડે, એ જ ખરી મુશ્કેલીની વાત છે. ખરી મુશ્કેલી તો જેમાં તે ખરેખરૂં જીવન જુએ છે તેમાં તેના મિત્રોને કદાચ રસ ન પડે, એ શંકામાં જ રહેલી છે. પરંતુ પરસ્પરના ભોગ, સહિષ્ણુતા અને શ્રદ્ધા તથા તેમની ઉંડી અને સાચી મૈત્રીને લીધે તેમને આ મુશ્કેલી નડતી નથી અને પેલા ઉંચા આદર્શવાળા મનુષ્યને, તેમની દૃઢ અને સાચી મૈત્રી એક વખતે ભવિષ્યના ઇતિહાસમાં ડહાપણભરી અને સુંદર લેખાશે, એ વિશે લેશ પણ શંકા હોતી નથી. (મિત્રાચારીમાંથી ડગાવવા માટે ગમે તેટલાં પ્રલોભનો આવે છતાં ભ્રાતૃભાવની સાચી સ્નેહગ્રંથીથી ગંઠાએલા આ જુદા જુદા પંથના માણસો પણ કદી ડગતા નથી.)

(૩)

પણ દરેક પંથમાં દૃઢ નિશ્ચય અને વફાદારી જાળવનારા માણસો ગણ્યા ગાંઠ્યા છે. આયર્લાંડના ઉત્તર (Protestants) અને દક્ષિણ (Catholics) વિભાગના જુદા પંથના માણસોને એકત્ર કરવામાં આપણને મહા મુશ્કેલી નડે છે. જેમને આપણે એકત્ર કરવા માંગીએ છીએ તેમાંના ઘણા આવી ઇચ્છાનો ક્રોધથી ઇન્કાર કરે છે, ઘણા તેની તરફ કરડાકી કરે છે, અને ઘણા એટલા બેપરવા છે કે ઐક્ય સ્થાપવાની વાત તેમને ગળે ઉતરતી નથી. તેમાં તેમને શ્રદ્ધા જ નથી. વળી સૌથી ઝેરી લોકો વેરવૃત્તિ કેળવવાની જોરથી સૂચના કરે છે અને તેમાં મહત્તા માને છે. આ ઘણી દુ:ખદ હકીકત છે. આ બધા શ્રદ્ધાળુ લોકો એમ જ માની રહ્યા છે કે ઉત્તર અને દક્ષિણ એ સ્વાભાવિક શત્રુઓ છે, અને તેઓ તેમ રહેશે જ. પણ

આપણી મુશ્કેલીઓનો આટલેથી જ અંત આવતો નથી. બન્ને પક્ષના વેર-ભાવે થયેલાં જાલીમ કૃત્યોથી ગણ્યા ગાંઠ્યા વફાદાર માણસોના હૃદયમાં આઘાત પહોંચે છે અને આથી આપણી મુશ્કેલીમાં વધારો થાય છે. આવે વખતે સાચા માણસોની સહિષ્ણુતાની ખરી કસોટી થાય છે, અને આ વખતે જ મનુષ્યોની છેલ્લી પરીક્ષા થાય છે. જેઓ ખોટા અભિપ્રાયને વળગી રહે છે, આત્મસંયમ ત્યજે છે, વેરભાવમાં મહત્તા માને છે, અને શત્રુનું નામ નિશાન કાઢી નાંખવું જોઇએ, એવી દલીલ કરવાનું એક ડગલું આગળ ભરે છે, તેઓ (પોતાની સામે થતી) સહિષ્ણુતા માટેની દલીલને મનુષ્યને નામર્દ બનાવનાર નિરાશાના–નિર્બળતાના સિદ્ધાંત તરીકે તિરસ્કારી કાઢે છે. (આ તે કેવો દંભ!) આપણે પોતાની જાતને ખ્રીસ્તી કહેવડાવવા માંગીએ છીએ, પરંતુ આપણે ખ્રીસ્તી ધર્મના મુખ્ય સિદ્ધાંત (સહિષ્ણુતા)નું પાલન કરવા ઇન્તેજાર નથી. એટલું જ નહિ, પરંતુ આપણે તે સિદ્ધાંતને હસી કાઢીએ છીએ. આથી ઉલટું જેઓ જાતે ખ્રીસ્તી ધર્મના નથી તેઓ ઉપ-રના સહિષ્ણુતાના સ્વર્ગીય સિદ્ધાંતની ભવ્યતાને લીધે તે સિદ્ધાંતને આનંદ-પૂર્વક સ્વીકારે છે. (આથી આપણે શરમાવું ન જોઇએ કે? સહિષ્ણુતા એ જ જેમના ધર્મનો ઉચ્ચ સિદ્ધાંત છે, એવા આપણે વેરવૃત્તિને પૂજીએ, એ કેવી ઉચ્છૃંખલતા–કેવી મૂર્ખાઇ? તમારો શો જવાબ છે?) શેલી શું કહે છે તે સાંભળો. "માર્ડોનીઅસ અને ઝર્કસીસે એટીકાના પ્રદેશને ઉજડ બનાવ્યા અને આ વેરનો બદલો લઇ મેસીડોનના એલેકઝાન્ડરે ઇરાનના રાજ્યને છેક ભૂંસી નાંખ્યું, આ વેરવૃત્તિના દાખલાથી કયી પ્રજા તોફાન કરતી અટકી છે? એલેક્ઝાન્ડરની વેરવૃત્તિ ઝર્કસીસની લડાયક વૃત્તિને આભારી નથી શું? આ દાખલાપરથી વેર લેવાની વૃત્તિથી દુનીઆમાં જે કાંઇ દ્વેષબુદ્ધિ અને અનિષ્ટતા હતી તેમાં ઘટાડો થવાને બદલે વધારો કરવા સિવાયની બીજી કાંઇ અસર થયેલી માલૂમ પડે છે? જો કોઈ પણ દાખલો આપીએ તો તેમાં વેરનો બદલો લેવાની વૃત્તિમાં કેટલી નિરર્થકતા, કેટલી મૂર્ખાઇ છે, તે માલુમ પડશે. શેલી આ વેરવૃત્તિ વિશે આગળ ઘણું લખે છે અને તેને "નિરર્થક વ્હેમ" ગણી નાંખે છે. (અલ્પ સરીખા હિંસારંભથી પણ ઉંચા અને ઉદાર વિચારવાળા દરેક માણસ પાછા પડે છે.) હવે મેઝીની શું કહે છે, તે પર લક્ષ આપો. "આપણું કર્તવ્ય વસ્તુસ્થિતિમાં બળાત્કારે પલટો કરવાનું નથી. આ રીતે સ્થાપેલી વસ્તુસ્થિતિ ભલે અસલ કરતાં વધારે સારી હોય તોપણ તે જુલ્મી જ છે." માટે જે સમે બોઇનની બેમાંથી કોઇ એક પાર હિંસાનો આરંભ થાય ત્યારે આપણે મેઝીનીના શબ્દો ભૂલવા જોઇએ નહિ

બીજી બાજુથી વેર લઇને દાખલો બેસાડવા માટેના પોકારો થતા જ હશે. આવે વખતે આપણને આપણા સાચા પંથમાંથી વિમુખ કરીને આપણામાં જુની કડવાશ ફરી તાજી કરે એવાં ઘણાં કારણો મળશે. પણ તે જ સમયે આપણે મક્કમ રહેવું જોઇએ અને જેમાં આપણું સાચું બળ સમાયેલું છે તે દૈવી સહિષ્ણુતાને આચરણમાં મૂકવાની આપણી અનિવાર્ય ફરજ માનવી જોઇએ.

(૪)

પણ આપણે તો કેવળ ગણ્યા ગાંઠ્યા ચૂસ્ત મનુષ્યોની સાહાય્યથી અંતિમ વિજય પ્રાપ્ત કરવાની આશા રાખીએ છીએ. ( અમે ) કોઇ પણ માણુસ વગરપ.રણામે સદાકાળ માટે લડે નહિ. સ્હેજસાજ પ્રગતિ અગર ફત્તેહની ઝાંખીની તે આશા રાખે છે. પ્રગતિના કાંઇક ચિહ્ન માટે, ફત્તેહની સ્હેજ ઝાંખી માટે તે ઇંતેજાર હોય છે, પણ કાંઇ નહિ; આજુબાજુ નજર નાંખતાં આપણને સ્હેજ સંતોષ મળે છે. આ આપણું સુભાગ્ય છે. નિરાશ બની ઉન્હા નિસાસા નાંખવાની કાંઇ જરૂર નથી. આપણને જુના વેરની લાગણી ચોકખી જણાશે તો ખરી, આપણે યુદ્ધના ભયંકર કકળાણ પણ સાંભળીશું. આપણે ક્રોધથી ઉન્મત્ત થયેલાં ટોળાંયે નિહાળીશું, છતાં આવા ટોળાં થોડી જ સંખ્યામાં છે. તેમના ક્રોધની તીવ્રતા નષ્ટપ્રાયઃ થઇ છે. જેઓ વીશ વર્ષ પહેલાં ક્રોધથી ધુંઆપુંઆ થયેલા હતા, તેઓ હાલ પણ ઘુરકે છે, પરંતુ તેમનો ગુસ્સો અસલ જેટલો તીવ્ર નથી, અને ( કોઇ પણ ) આદર્શ તરફ બીલકુલ બેપરવાઇ ધરાવનારા તેમની પડખે ઊભેલા યુવકો આપણા વિરોધીઓના પોકાર તરફ પણ દુર્લક્ષ કરે છે. તેઓ નિષ્ક્રિય હોય છે અને કોઇ પણ પક્ષની તેમનાપર કશી અસર થતી નથી. જો તેમને બરોબર સમજાવવામાં આવે તો તેઓ નવીન ઉત્સાહનું રહસ્ય સમજે એવી મારી માન્યતા છે. તેઓના તરફ દ્વેષભાવથી આંગળી થાય છે, પરંતુ જો તેમને અસરકારક રીતે ઉદ્દેશવામાં આવે તો તેઓ પ્રેમાળ, ચેતનવન્ત અને સાહસિક બને. આ યાદ રાખો અને નિરાશાને દૂર કરો. તમે અને હું આપણા માર્ગમાં **પગલે પગલે કેવી રીતે** આવી પહોંચ્યા, તેનો વિચાર કરો. આપણા પૂર્વજોના જમાનામાં રાજકીય જીવનને અનુકૂળ કેટલાક લોકાચાર હતા. તે લોકાચાર–તે રૂઢિઓ–આપણા સમયના તેજમાં અલોપ થયાં છે. આપણને આ રૂઢિઓ અસત્ય લાગી અને આપણે તેમને ઉંચી મુકી છે. આપણા પૂર્વજોને આનો ખ્યાલ ન હતો. તેઓ જે લડત માટે વફાદારીથી

ઝુઝતા હતા, તે લડત આપણુને વારસામાં મળી છે; તે આપણી જ લડત છે અને આપણે આપણા પૂર્વજોનો ઉપકાર માનીએ છીએ, કારણકે તેમની વફાદારી જોઈને તે લડતને સાચી ભક્તિથી વળગી રહેવાની આપણામાં પ્રેરણા થઇ છે. આપણે તેમની ભૂલો સુધારવાની છે અને તેમનાં અધુરાં કામોને હાથપર લઇ પુરાં કરવાનાં છે. પૂર્વ યુગનું અધુરૂં કામ હાથપર લેવું અને પોતાના ઉત્તર ( પછીના ) યુગને તે કામ સિદ્ધ કરી વારસામાં મૂકી જવું એ દરેક યુગનું કર્તવ્ય છે. યુવાન વર્ગ આ વાત સહસા પામી જાય છે અને એકે એક યુગ પૂર્વયુગની દૂષવૃત્તિઓ (વ્હેમો)ને કોરે મૂકી તથા તેના સત્યનો વિશેષ વિકાસ કરી પોતાના પૂર્વ યુગ કરતાં એક પગલું આગળ ભરશે. આ નવયુગમાં જુની દ્વેષભરી બાબતોપર વિતંડાવાદ કરનારા વૃદ્ધ થયા છે અને પોતાના જેવા જ મત ધરાવનાર એક પણ અનુયાયી વગર તે વૃદ્ધ પુરૂષો દુનીઆ છોડી જશે, એમ દરેક વ્યક્તિને પોતાના અનુભવ-પરથી માલૂમ પડતું નથી ? હા, પણ હું એમ નથી કહેતો કે દ્વેષબુદ્ધિ સમૂળગી નાશ પામશે. દરેક યુગમાં તેનું થોડું ઘણું અસ્તિત્વ તો હશે (જ) પણ જે વ્હેમોથી હાલ આપણે જુદા પડયા છીએ અને આપણા માર્ગમાં અંતરાય ઊભા થયા છે તે તો જશે જ ( એવી મારી દૃઢ શ્રદ્ધા છે. ) માત્ર આ દ્વેષભાવની કડવાશના પરિણામને લક્ષમાં રાખી, આપણે નવાં વેર અટકાવવાં જોઇએ અને ભવિષ્યને સહિસલામત રાખવું જોઇએ. હાલ આપણે એટલું જ ધ્યાનમાં રાખવું જોઇએ કે જે ડખલથી આપણી પ્રજામાં પક્ષો પડયા છે, તેનો નાશ થશે જ. આપણે માત્ર એટલું જ સમાલવાનું કે લગભગ બંધ પડી ગયેલી જુની કડવાશભરી વાતોથી આપણે નાહિંમત ન બની જઇએ તથા હજારો બેદરકારી ( આપણા આદર્શ તરફ ) બતાવે તેથી નિરાશ ન થઇ જઇએ. આપણે શ્રદ્ધા અને ખંત જાળવવાં જોઇએ, પછી ગમે તેવી આડખીલી પણ આદર્શની ચીનગારીથી દૂર થશે જ. કારણ, એક સમે દરેક આદર્શનો પ્રકાશ લાખો શંકાશીલ લોકોમાં પ્રકટે છે, તેઓ તે આદર્શને બરાબર સમજે છે અને પોતાના દેશના ઉદ્ધાર માટે મંડી પડે છે. આ સામાન્ય અનુભવ છે. આ કાંઇ નવાઈ નથી. દરેક આદર્શનું એ પુનરૂક્ત ચિહ્ન છે. આપણો આદર્શ પણ ( એક સમયે ) શંકા-શીલ લોકોના હૃદયને પ્રકાશિત કરશે; તેઓ આપણો આદર્શ બરાબર સમજશે, પોતાના જીવનમાં ઉતારશે અને તેઓ પણ દેશોદ્ધારના કાર્યમાં મંડી પડશે. ( માટે નિરાશ ન બનો. થોડા ચુસ્ત માણસોથી વિજય મેળવવાની આશા ગેરવાજબી નથી. માત્ર તેમનામાં અડગ શ્રદ્ધા-દિવ્ય શ્રદ્ધા જોઇએ

અને ગમે તેવા અંતરાયો છતાં હિંમત ન હારતાં, ખંતથી મંડયા રહેવાનો સદ્ગુણ જોઇએ. પછી બધાએ તે લડત ઉપાડી હશે જ અને લડતને અંગે વિજય પ્રાપ્ત થશે જ.)

(૫)

(વૈરવૃત્તિ અને દ્વેષને છોડીને વિશ્વભ્રાતૃત્વ સ્થાપવાનું મહાન ધ્યેય આપણે વિસરવું ન જોઇએ.) સુભાગ્યે, હાલમાં આઇરીશ લોકોમાં ભ્રાતૃભાવ પેદા કરવાની વાત કરીએ છીએ, ત્યારે કોઇને નવાઇ લાગતી નથી. પરંતુ, જે કારણથી ખુદ આઇરીશ લોકોમાં ફરીથી મિત્રભાવ જાગૃત કરવો જોઇએ, તે જ કારણથી ઇંગ્લાંડ કે આયર્લાંડ બ્હારના બીજા કોઇ પણ દેશ જેની સાથે આપણે હાલમાં કે ભવિષ્યમાં યુદ્ધમાં ઉતરીએ એની સાથે પણ ફરીથી મિત્રભાવ પ્રકટાવવો જોઇએ એવી વાત કરીએ છીએ, ત્યારે તે બહુ મંજુર રખાતી નથી. આ આપણું દુર્ભાગ્ય છે. પડોશી પડોશીમાં મૈત્રી એ મનુષ્ય જીવનનો સાધારણ વ્યવહાર છે. એક જ શેરીમાં કે શહેરમાં રહેનાર એ રહેવાસીઓમાં પરસ્પર કેવો પ્રેમ હોય છે! તેઓ એકમેકના સુખમાં શરીક થાય છે અને દુ:ખમાં પરસ્પર સહાય આપે છે. તેમના દૈનિક વ્યવહારમાં તેઓ મિત્રભાવે વર્ત્તે છે. પરસ્પરનું હિત જળવાય તેમાં તેમને સંપની ઝાંખી થાય છે. હવે એમાંથી ગમે તે એક તરફથી કાંઇ અપકર્મને લીધે તેમની મૈત્રી તૂટે તો શું થાય તેનો વિચાર કરો. જુની મૈત્રીને બદલે તિરસ્કાર જણાશે. મિત્રાચારી હતી ત્યારે ગાઢ સહવાસથી તેમનામાં જે ઉંડો આનંદ હતો તેને બદલે હવે (નજીકતાને લીધે) શત્રુભાવની તેટલી જ ઉંડી લાગણી પ્રકટ થાય છે. તેઓ એકમેક બાબતમાં એકબીજાને કનડગત કરે છે. તેમની જીંદગીને ઝેરરૂપ એવી આ કડવાશ તેમનાં ઉંચાં તત્ત્વોને વિનાશકારી નિવડે જ. તેમના ઉંડા અંત:કરણમાં (પરસ્પરનો) તિરસ્કાર ફેંકી દેવાની અને ફરીથી જુની મૈત્રી જાગૃત કરવાની આકાંક્ષા તો હોય છે, પણ છતાંયે આમ વિમુખ બનેલા બંધુઓ કદા શત્રુ જેવા લાગે છે. કેટલીક વખત તો એમાંથી કોઇ પણ એક પક્ષે કરેલા અનિષ્ટ કાર્યો એટલાં તો ગંભીર હોય છે–તેમની કડવાશ એટલી તો ઉંડી હોય છે કે જુનો પ્રેમ ફરીથી કદી તાજો નહિ જ થાય એમ આપણને ઉપર ઉપરથી લાગે છે. પણ જ્યાંસુધી જરા સરખી પણ આશા છે, ત્યાંસુધી સાચા હૃદયવાળા આદમીમાં (પક્ષમાં) તે (જુનો પ્રેમ ફરી જાગૃત કરવાની) ભાવના જાગૃત રહેશે જ અને આ ભાવના જાગૃત રહે એ ઘણું જ હિતકર છે: જીંદગીનું (ગયેલું) સૌન્દર્ય ફરીથી પુરેપુરૂં પાછું આણવું હોય અને તેને

લાંબા કાળ ટકાવવું હોય તો આ ભાવના હૃદયમાં રહેવી જ જોઇએ. વ્યક્તિ તેમજ પ્રજાના સંબંધમાં આ વાત સાચી છે. આ આપણને ખરૂં લાગે તો તો આપણે સાધનને હેતુ માની લેવાની નવી ભૂલ–જે જુની ભૂલનું નવું સ્વરૂપ જ છે તે–કરતાં સાવચેત રહેવું જોઇએ. સામાન્ય સંધિનો હેતુ દરેક પ્રજાને મુખ્ય મુખ્ય બાબતોમાં સ્વતંત્રતા અપાવવી તથા જીંદગીની સંપૂર્ણતા, સૌન્દર્ય અને ઉંડા હેતુ સિદ્ધ કરવા એ જ હોય છે. (કાંઇ કારણસર વિમુખ બનેલી બે વ્યક્તિઓ–બનેલા બે પક્ષોનાં હૃદયમાં પરસ્પરના તિરસ્કાર છોડી દઇને જુનો પ્રેમ ફરીથી તાજો કરવાની જે ઉત્કટ ભાવના પોષાઇ રહી છે, તે ભાવનાથી જ જીવનનું સૌન્દર્ય અને તેના ઉંડા હેતુ સિદ્ધ કરી શકાય. આ હેતુથી જ તેમની વચ્ચે સામાન્ય સંધિ થઇ શકે.) આવી સંધિનો હેતુ કાંઇ ગમે તે કિંમતે, થોડી ઘણી ખોટ વેઠીને (તાબેદારી ઉઠાવીને) પણ લગભગ ગુલામની દશા પ્રાપ્ત થાય એવી અપયશકારક સલાહ કરવાનો નથી. ના, એનો સંદેશો તો જે અમર્યાદિતપણાથી એક પ્રજા ખોટે માર્ગે ચઢી ગઇ તે અમર્યાદિતપણામાંથી બીજી પ્રજાને બચાવવાનો અને છેવટની માનભરી સુલેહ માટે માર્ગ ખુલ્લો કરવાનો (રાખવાનો) છે. તેનો સંદેશો આત્માનું દૈવી સમતોલપણું જાળવવાનો છે. આવી ઉમદા ભાવના જગાવવા માટે જ સામાન્ય સંધિઓ કરવામાં આવે છે પણ કોઇ કહે કે આપણે તો એક સર્વ સામાન્ય યુદ્ધમાં રોકાયેલા છીએ, અને મનુષ્યોમાં વધુ ઉમદા ભાવનાઓ જગાવવાના પ્રયત્નથી, યુદ્ધમાં તેમને બળ આવે એવી શત્રુ સામેની કડવાશ દૂર થશે અને તેથી (લડાઈ કરવાનો ઉત્સાહ–તીવ્રતા–મંદ પડી જવાથી) આવા માણસોના હાથ હેઠા પડશે. ભલે જેને આમ કહેવું હોય તે કહે. પણ મને તો આ શંકા–દલીલમાં–કાંઇ વજુદ લાગતું નથી. જો લોકોમાં ઉંચી ભાવના જાગૃત કરવાના પ્રયત્નથી, તેમનામાંની કોઇ પણ વસ્તુ દૂર થાય તો તે વસ્તુ કદીએ તેમના બળરૂપ બની શકે? કદી ન જ બની શકે. આપણે જોઇએ છીએ કે ખુદ ભાઇ–ભાઇ વચ્ચેના યુદ્ધમાં, દેશની અંદર અંદરની લડાઇમાં પોતાની ફરજના જુદા જુદા વિચારોને લીધે માણસોમાં પક્ષો પડે છે, અને પિતા પુત્ર સામે, તો ભાઇ ભાઇ સામે થાય છે. છતાં સારા, શાંત સમયમાં કડવાશ અને તિરસ્કારને દૂર કરે એવા તેમના કુટુમ્બપ્રેમ અને વસ્તુઓની ઉંડી એકસુરતા આ વખતે તેમને તેમની લડતમાં નિર્બળ બનાવતાં નથી. માટે જ્યારે તમે કોઇ માણસને સમજાવો કે “ભાઇ! તારો શત્રુ એ એક ખરા–ઉંડા–અર્થમાં તારો ભાઈ જ છે,” ત્યારે તમે તેને યુદ્ધમાંથી વિમુખ બનાવતા

નથી-(એમ મારૂં માનવું છે અને માન્યતાનું સત્ય મેં ઉપર સિદ્ધ કરી બતાવ્યું)-પરંતુ તેને તેના અસિદ્ધ (અપ્રાપ્ત) ધ્યેયનો સુંદર અને નવો ખ્યાલ આપો છો, તથા તેનામાં એક મહાન સ્વપ્ન જાગૃત કરી પોતાનું ધ્યેય ખંતથી પ્રાપ્ત કરવા માટે તમે તેનામાં ઉત્સાહ રેડો છો.

(૬)

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે વ્યક્તિગત અને પ્રજાકીય સ્વાતંત્ર્ય ઉપરાંત આવા (વિશ્વવિસ્તૃત એકતા સ્થાપવાના) મહાન ધ્યેય માટે યત્નો આદરવાની જરૂર છે; પણ આપણે તે ધ્યેયને આપણી દુન્યવી પ્રજા માટે દુર્લભ છે એમ કહી તરછોડી કાઢવું ન જોઇએ. આ ધ્યેયને આધારે જ આપણે યોગ્ય રીતે યથાશક્તિ થોડે ઘણે દૂર જઇ શકીએ-થોડું ઘણું આગળ વધી શકીયે. આવા મહાન ધ્યેયથી આપણા બધામાં ઉત્સાહ પ્રેરાવો જોઇએ-પ્રેરાય જ અને તેને ધ્યાનમાં રાખીને જો આપણે આપણી નીતિ દોરીએ-યોજીએ તો જ આપણે આપણા માર્ગે સીધા-સરલતાથી વધી શકીએ. આપણને એ માર્ગમાંથી ડગાવે એવા ઘણા મોહક પ્રસંગો આવશે, પણ આપણે દૃઢ-મક્કમ રહેવું જોઇએ. દૃઢતા એ આપણા મનની અજબ શક્તિ છે. તેની સામે કોઇ પણ વિનાશકારી અસર ટકી શકતી નથી. તે આપણો માર્ગ નિઃશંક અને મક્કમ બનાવે છે. આપણે તેને સાચવવી જોઇએ અને તે જ આપણને ઉગારી લેશે. માંહોમાંહે ઐક્ય પેદા કરવાના પ્રયત્નથી શરૂઆતમાં સ્વમતાગ્રહી અંધ પુરૂષો આપણાપર નાના પક્ષને દાબી દેવાની કપટજાળ (રચ્યાનો) રચવાનો આરોપ મુકે, આપણે ગભરાઇએ પણ આવે વખતે પણ જ્યાંસુધી આપણું ધ્યેય (નાના પક્ષ)ના મનપર ઠસે નહિ, અને બધાને આપણા સાચા ઉત્સાહની ખાત્રી થાય નહિ, ત્યાંસુધી આપણને આપણી દૃઢતા ઉગારી લેશે જ. આમ આપણી દૃઢતાથી આપણને અડગ જોઇ તેઓ પણ આપણા ધ્યેયથી પ્રેરિત થશે. તેઓ એ જ ઝુંડો સ્વીકારશે અને યુદ્ધની શરૂઆતમાં વિજય મળશે. જ્યારે માંહોમાંહે એકતા થાય (ઐક્ય સ્થપાય) ત્યારે સ્વતંત્રતા દૂર નથી. (આમ વ્યક્તિગત અને પ્રજાકીય સ્વાતંત્ર્ય તો સ્થપાય, પણ બીજી પ્રજાઓ સાથે અને ખાસ કરીને ઇંગ્લંડ સાથે મિત્રાચારી સાધવાનું કોઇને મુશ્કેલ લાગે.) “ઇંગ્લાંડ સાથે સુલેહ કરવાની વાત શામાટે કરો છો? ઇંગ્લાંડ તો પોતાનું ઉપરીપણું જળવાય તો જ સુલેહ કરે એમ છે” એમ કોઇ દલીલ કરે. આ દલીલનો જવાબ આપવાની જરૂર છે. જેમ બે માણસ વિના યુદ્ધ ન થાય

તેમ બે માણસ વિના સુલેહ પણ ન થાય. (બન્ને પક્ષનો તેમાં સરખો અવાજ હોય છે). પણ જો એક પક્ષ (હાથે કરીને) તાબેદારી સ્વીકારી લે તો તો જુદી વાત. પરંતુ આપણને આનો ડર નથી. આપણે ગુલામી સ્વીકારીએ એમ નથી. આપણે આપણું સ્વાતંત્ર્ય પરાણે કબુલાવી શકીએ અને આપણને વિજય માટે શ્રદ્ધા છે. હજુ પણ મિત્રાચારી કરવા માટે એક પગલું-માર્ગ છે. ઈંગ્લાંડ સાથે મૈત્રી નહિ જ થઇ શકે એવું માનવા જેટલો હું નિરાશાવાદી નથી. આપણે માત્ર આપણી ઉમદા વૃત્તિઓને જાગૃત રાખવી અને યુદ્ધમાં અડગ તથા નિશ્ચયી રહેવું જોઇએ. સુલેહશાંતિની આવશ્યકતા હોય તો યુદ્ધ પણ ખેડવું જોઇએ અને જો આપણામાં **ખરી મિત્રાચારી** સ્થાપવાની ઉત્કંઠા હોય તો આપણે હાનિકારક સુલેહો તોડવી જોઇએ. (આ બધામાં રહેલી મુશ્કેલીઓને લીધે ઘણા નાહિંમત થશે. પણ જ્યાંસુધી ઈંગ્લાંડ પોતાના ઉપરીપણાનો દાવો કરી રહ્યું હોય, જ્યાંસુધી તેની સાથે કરેલા સાહિત્યવિષયક, રાજકીય. હુન્નર ઉદ્યોગના અને સામાજિક સંબંધો, સ્વાશ્રય, સમાનતા અને સર્વ સામાન્ય સ્વાતંત્ર્યના મૂળ સિદ્ધાંતોથી સારા પાયાપર રચાય નહિ, ત્યાંસુધી તે સર્વે સંબંધો તોડવાની આપણી ફરજ જ છે. આપણે આવું હિંમતભર્યું પગલું આચરણમાં મૂકીએ તોપણ તે આપણને છેવટની-કાયમની મૈત્રીને માર્ગે લઇ જવું નયે જણાય, છતાં આપણે તો મંડયા જ રહેવું જોઇએ. સૌથી પહેલું **સ્વાતંત્ર્ય મેળવ્યા વિના છુટકો નથી.** આ ધ્યેય આપણે સિદ્ધ કરવું જ જોઇએ. આપણે આપણા ધ્યેય સંબંધીનો આપણો મત એકમેકના હૃદયમાં ઘટાવતા હોઇશું, તે વખતે શત્રુઓ પણ તેનો વિચાર કરતા હશે. તેઓ પ્રથમ તો તેને એક ભ્રમ કે જાળ માની કદાચ તેને કોરેયે મુકે, પણ એક ક્ષણે તેમનો ભ્રમ ભાંગશે જ અને ત્યારથી નવયુગની શરૂઆત થઇ જ હશે. આવી ક્ષણે દુષ્ટ વસ્તુનો ત્યાગ થશે (થાય છે), દ્વેષ ઘટશે (ઘટે છે) અને મૈત્રી પુનર્જન્મ પામશે (પામે છે), પરંતુ આપણી સ્વતંત્રતાથી તેમની સહિસલામતી જોખમમાં આવે એવી તેમને કદાચ શંકા થાય, અને આ શંકા વાજબી છે. છતાં (મારૂં તો એમ માનવું છે કે) આપણને દાબી દેવા કરતાં આપણને સ્વતંત્ર રાખવામાં જ વિશેષ સલામતી છે એવી અંતે તેમને ખાત્રી થશે જ, શંકાનાં વાદળ વિખેરાશે, અજબ પ્રકાશ પ્રકટી નિકળશે અને સર્વને એક સુંદર માર્ગની ઝાંખી થશે.

હવે આ ધ્યેયને (સ્વતંત્ર બની શત્રુની સમાન સ્થિતિએ પહોંચવાનું તથા ત્યારબાદ પરસ્પર મૈત્રી સ્થાપવાનું) પહોંચવા માટે આપણા શત્રુના

પણ આપણા જેટલા જ ઉંચા આશયો હોવા જોઇએ. આવી દલીલ આપી ઈંગ્લાંડ સાથે સંપ કરવાની દલીલ સામે કોઇ વાંધો ઉઠાવે તો તે સત્ય છે, પણ જડવાદ તથા સામ્રાજ્ય માટેના લોભમાં રમી રહેલો આપણો શત્રુ, અધ્યાત્મવાદી, ઉંડા વિચારવાળો તથા ઉંચી ભાવનાઓવાળો બને એવો તેનામાં પલટો થવાની બહુ જ થોડી આશા જણાય તોપણ આપણે આપણો આદર્શ છોડવો જોઇએ નહિ. આપણો શત્રુ આવા નીચ ઉદ્દેશો છોડવાને નાખુશ હોય, તેથી કંઇ આપણી જવાબદારી ઓછી થતી નથી. આપણે તો આપણો આદર્શ સાચવી જ રાખવો જોઇએ. ભલેને આપણું સમકાલીન ઇંગ્લાંડ નીચ વૃત્તિ અને નિર્દયતાથી સંપૂર્ણ હોય, ભલેને આપણી દલીલો આવા શત્રુ સામે તદ્દન નિરર્થક જણાતી હોય, તોપણ મને શ્રદ્ધા છે કે આપણે આપણા આદર્શ છોડીશું નહિ, તો જેમ કોઇ મહાકવિના નાટકથી કે કાવ્યથી અને અદ્વિતીય ચિત્રકારના મોહક ચિત્રોથી આપણા આત્મામાં નવીન-અજબ અસર થાય છે, તેમ આપણે પણ આપણા આદર્શની ઉત્તમતાથી શત્રુના અંતઃકરણમાં અજબ અસર ઉત્પન્ન કરીશું-તેમનો આત્મા હલાવીશું. પરિણામે શત્રુના હૃદયમાંથી કોઇ ગેબી અવાજ આપણા અને તેના સામાન્ય મનુષ્યત્વની સાક્ષી પુરશે. આપણામાં આવી ઉંચી મિત્રાચારી માટેની ઉત્કંઠા જાગ્રત છે અને એ ભાવના આપણા માર્ગમાંનો અંધકાર દૂર કરી, આપણા માર્ગમાં પ્રકાશ આપી આપણને આગળ વધારવા માટે જીવન્ત છે. આપણે એ માર્ગમાં યોગ્ય પ્રગતિ કરવી જોઇએ. આપણા શત્રુના ભલે ગમે તે વિચાર હોય, પણ આપણે તો (આપણા આદર્શમાં અડગ શ્રદ્ધા રાખી) પ્રગતિ કરી શકીએ. આમાં વધારે મુસ્કેલી તો નડશે, છતાં આપણે આગળ વધી શકીશું. એમાં જ (આથી જ) પ્રજાત્વનો સિદ્ધાંત વાજબી ઠરે છે એવી વિશ્વબંધુતા સ્થાપવા માટેની દલીલ છે. આ દલીલ સામે સવાલ જવાબ થઇ શકે નહિ. બધી પ્રજાનું ધ્યેય જીંદગીની મહત્તા અને સૌન્દર્ય પામી જવાનું હોવું જોઇએ. છતાં માત્ર એક જ પ્રજા તેને સ્વીકારે અને બીજી પ્રજાઓ તેનો ઇન્કાર કરે, ત્યારે તે ધ્યેયને સ્વીકારનાર પ્રજાએ તો પોતાની આકર્ષણ શક્તિથી તે ધ્યેય આખરે આખા વિશ્વને ચકિત અને ઉત્સાહી કરે ત્યાંસુધી તે ધ્યેયને પોતાની હદમાં જીવન્ત રાખવો જ જોઇએ. (આપણે પણ બીજાના-આપણા શત્રુના-ગમે તેવા વિચાર હોય છતાં આપણા અનુપમ ધ્યેયની સિદ્ધિ માટે-આપણા આદર્શમાં સદાયે શ્રદ્ધા રાખી-પ્રગતિ કરવી જ જોઇએ.) ભલે આ અંતિમ ધ્યેય બહુ દૂર હોય તોપણ તેની પુંઠે પડવામાં (તેની સિદ્ધિ માટે પ્રયત્નશીલ થવામાં)

આપણને આખિપર પ્રાપ્તિ જ છે અને આ ધ્યેય માટે જે જે હિંમતભર્યાં પગલાં લેવાશે તે સર્વ આપણને સદા આનંદ અને સૌન્દર્યનો સાક્ષાત્કાર કરાવશે. સત્યને માર્ગે લડનારને સદા સારો બદલો મળે છે. તેના મનમાં શંકા હોતી જ નથી. તેનામાં પ્રેમ-દયા હોય છે, તેની કલ્પનાશક્તિ સચોટ હોય છે; તે પોતાનો જીવનમાર્ગ સહેલાઇથી કાઢી લે છે. ( દોરી શકે છે. ) તેને દરેક કામમાં આનંદ લાગે છે અને દિવસની આખરે ( મહેનતને અંતે ) તે ઉચ્ચ સ્થિતિએ પહોંચે છે ! હા, અને આ ઉંચી પદવીપરથી, છેવટસુધી શંકા કરનારને સલાહનો છેલ્લો શબ્દ મળશે. તારાને પહોંચવાની મહત્ત્વાકાંક્ષામાં આપણે કદાચ પર્વતની ટોચે પહોંચીએ યે ખરા. આપણા શત્રુઓ એ કંઇ આપણા કટ્ટા દુશ્મનો નથી. એ તો આપણાથી વિમુખ થયેલા આપણા બંધુઓ જ છે. તેમની સાથે આપણે મૈત્રી બાંધી શકીશું. ઉપર બતાવ્યો તે માર્ગે વિશ્વબંધુતા સ્થાપી શકાય પણ કદાચ એમ ન જ બને ( તારાને ન પહોંચાય ) તોપણ આપણે ઘણાઓની શંકા દૂર કરી શકીશું, ઘણાઓનાં મન મેળવી શકીશું. છેવટે પર્વતની ટોચપર તો પહોંચીશું જ.

---

## પ્રકરણ ૫ મું.

### ખરૂં બળ શેમાં છે?

(૧)

સ્વાતંત્ર્ય મેળવવા માટે આપણામાં બળ જોઇએ. ત્યારે ખરૂં બળ શેમાં રહેલું છે? સ્વાતંત્ર્યની આખી હીલચાલમાં ઉપલો પ્રશ્ન બરાબર સમજવાની ખાસ જરૂર છે અને તે પ્રશ્નને આધારે જ આપણું વ્યક્તિગત જીવન-જે આપણા પ્રજાજીવનના પાયારૂપ છે તે-ઘડાવું જોઇએ. આથી, ખરૂં બળ કોને કહેવાય એ આપણે સ્પષ્ટ રીતે સમજવું જોઇએ. (કારણ) નાના પક્ષને દાબી દેનાર શરીરબળ (પશુબળ) ને એટલી હદસુધી નિરંકુશ સત્તાની સંજ્ઞારૂપ બનાવવામાં આવ્યું છે કે સત્યનું સ્પષ્ટીકરણ કરવા માટે ઘણી ધીરજ, દીર્ઘદૃષ્ટિ અને અલ્પ સરીખા મનનની પણ જરૂર છે. આપણું ધ્યેય (સ્વાતંત્ર્યસિદ્ધિ) એક મહાન ધ્યેય છે. તે ધ્યેયને હાંસલ કરવાનાં પ્રયત્નોમાં એક અનુપમ અને અતિ ઉપયોગી લડત જોવાની છે (ખેડવાની છે), તેમાં આપણા શત્રુની હિલચાલ નિહાળવાની છે, આપણાં પોતાનાં

સાધનો વિચારવાનાં છે અને જ્યાંસુધી આપણે અજય્ય ન થઇએ (આપણું બળ અભેદ્ય ન થાય) ત્યાંસુધી આપણે આપણું બળ ધીરે ધીરે ઘડવાનું છે.

(૨)

"સાચું બળ શેમાં છે?" એ પ્રશ્ન બરાબર સમજવા માટે આપણે એક ભેદ–તફાવત ઘણી બારીકાઇથી ધ્યાનમાં લેવો જોઇએ. આ ભેદ અમુક બે લશ્કરોના તફાવતમાં સ્પષ્ટ તરી આવે છે. એક લશ્કર સુવ્યવસ્થિત, બાહોશ સેનાધિપતિવાળું અને ઉત્સાહ તથા આશાથી આગળ વધનારૂં છે. બીજું લશ્કર, કોઇ અણધારી આફતના ભોગ થઇ પડેલા તે જ (ઉપરના) લશ્કરના થોડા ઘણા માણસોનું છે. આ થોડા માણસો તેમના બીજા સાથીઓની માફક ભયથી બ્હાવરા થતા નથી, તેમનામાં નરી નિરાશામાં પણ લડવાનું–ઝૂઝવાનું બળ છે. આ બે લશ્કરોનો ભેદ–તફાવત બરાબર તપાસીશું, તો ખરૂં બળ શેમા છે, તે આપણને સ્પષ્ટ થશે. સુવ્યવસ્થિત લશ્કરની હિંમત એ આફતમા આવી પડેલા અને નરી નિરાશામાં મરણીઆ થઇ છેલ્લા શ્વાસપર ઝૂઝતા પેલા થોડા માણસોની હિંમત જેટલો ઉચ્ચ ગુણ નથી. સાચે જ એ બેની હિંમતમાં આસમાન જમીનનો ફેર છે. આ મોટું લશ્કર શું છે? લશ્કર તરીકે તેની શી કિંમત છે? એ આપણે વિચારીએ. તેની સુવ્યવસ્થા, તેના એક એક સૈનિકનું પોતાના અમલદારની આજ્ઞાનું શબ્દશઃ પાલન, પરિણામે આખા લશ્કરની એકતા–આ બધા ઉપરાંત મોટી સંખ્યામાં રહેલી સહિસલામતીની ખાત્રી, એક આખા સુવ્યવસ્થિત લશ્કર સાથે કુચ કરવામાં પડતી સરલતા, બાહોશ સરદારોમાં શ્રદ્ધા–આ બધાં કારણોને લીધે જ લશ્કર હિંમતવાન અને બળવાન બને છે. સૈનિકોના એકત્રપણાને લીધે લશ્કરપર ભરોસો બેસે છે. (આ કારણથી જ સુવ્યવસ્થાની આટલી બધી પ્રશંસા થાય છે અને છેવટસુધી તેને જાળવવી પડે છે.) આ લશ્કરના સૈનિકોનું બળ તેમની સંખ્યામાં, તેમના ઐક્યમાં તથા પરસ્પરના અને સરદારપરના અડગ વિશ્વાસમાં રહેલું છે એ વાત આપણે ભૂલવી જોઇએ નહિ. હવે લશ્કરપર એકાએક આફત આવી પડે છે–જેવી કે સારા સેનાપતિનું મૃત્યુ, કોઇ યુક્તિનું નિષ્ફળ જવું, (શત્રુ તરફથી) એકાએક હુમલો, લડાઇમાં ઉપસ્થિત થતો કોઇ પણ સંજોગ–આવી આવી આફતોમાં લશ્કરનું બળ ભેદાય છે, તેની સુવ્યવસ્થાનો ભંગ થાય છે અને સહિસલામતીનાં સ્વપ્નાં ઉડી જાય છે. પાછા હઠવા (ફરવા) માટે, તેમનો અંતરાત્મા પ્રેરણા કરે છે; છતાં સુવ્યવસ્થિત રહેવાની ટેવને લીધે થોડી

વાર તો વ્યવસ્થા જળવાય છે, પણ પછી ધીમે ધીમે ભય વધે છે, બધી સાવચેતી અને નિયમનો દૂર કરવામાં આવે છે, પાછા ફરતી વખતે ધાંધળ થાય છે અને પરિણામે ભંગાણુ-અસ્તવ્યસ્તતા થાય છે અને આ સ્વાભાવિક પરિણામ જ છે. કારણ, બાહ્યાવસ્થાથી લશ્કરને જોર મળ્યું હતું ખરૂં, પરંતુ તેમનામાં આત્માવલંબનો સ્તુત્ય ગુણ જન્મ પામ્યો નહિ, એ લશ્કરમાં આંતર્વ્યવસ્થા, માનસિક તાલીમ તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું હતું. જ્યારે તેનું એકત્રિત બળ નાશ પામ્યું, ત્યારે તેનામાં નિરાશા અને ભય ઉત્પન્ન થયાં.

હવે તે જ લશ્કરનો એક ભાગ-જેના સૈનિકોમાં પ્રશંસનીય હિંમત છે, જેમાંનો એકે એક સૈનિક દૃઢ નિશ્ચયી છે અને જેમણે દુશ્મન સાથે ઝૂઝવાનો સંકલ્પ કરેલો છે તે ભાગ-ના સૈનિકોનો વિચાર કરીએ. તેઓને પ્રથમથી જ દુશ્મન સામે થવાના પોતાના કર્તવ્યથી થનાર એકે એક પરિણામનું એકદમ ભાન થાય છે, છતાં તેમના આત્માની ઉચ્ચતાને લીધે તેઓ વિનાસંકોચે આ પરિણામો વધાવી લે છે. નરી હારમાંથી જીત મેળવવાની એક જ મહાન આશામાં તેઓ પોતાની બધી માનુષી આશાઓનો ભોગ આપે છે. અગર જો જીત ન મળે તોપણ, સામે ધસી આવતા શત્રુના લશ્કરને અટકાવી તથા પોતાનું લશ્કર એકત્ર કરી યુદ્ધ ટકાવી રાખવાની આશામાં પણ તેઓ મરણીયા થઈને ઝૂઝે છે. આ જ ખરૂં શૌર્ય છે. જેનામાં આવું શૌર્ય છે તે ખરી કસોટીને પ્રસંગે સૂચનાની રાહ જોતો નથી અને 'મારૂં શું થશે' તેનો વિચાર કરવા બેસી રહેતો નથી. તે વાતાવરણનો પાકો અભ્યાસ કરે છે અને વિચારને વેગે પોતાનો (યોગ્ય-અનુકૂળ) માર્ગ શોધી લે છે. એક સ્થળે ન્હાસતાં લશ્કરો, બીજે રણભૂમિપર પડતા વાવટાઓ, ત્રીજે જીત મેળવતું લશ્કર, તો વળી અન્ય સ્થળે નાસભાગ અગર કતલ-આ બધા તરફ બીજાઓનાં મન દોડે છે, પરંતુ તે બહાદુર ટોળી (પેલા આખા લશ્કરની-ભંગાણ પછીની-નાની ટુકડી) તો નાસભાગ અને કતલની વચ્ચે ફત્તેહની આશાનું એક કિરણ નિહાળે છે અને તે જ આશાને લીધે (નિરાશ બની) નાસભાગ કરવાને બદલે, પોતાનો પ્રયત્ન નિષ્ફળ જાય તો, મોતને વધાવી લેવા તે ટુકડી તૈયાર હોય છે. આ જ ખરૂં શૌર્ય-આ જ સાચું બળ. આવો જ ગુણ આપણો ઉદ્ધાર કરશે. આપણો ઇતિહાસ પણ એની જ સાક્ષી પુરે છે, કારણ, આપણે આપણા ઇતિહાસમાં આવું વારંવાર જોયું છે અને ફરીથી (હાલમાં) પણ એ જ

ગુણને લીધે આપણો વિજય નક્કી છે. ( એવો ગુણ–એવું શૌર્ય આપણા જીવનમાં હશે તો તો આપણે જીતીશું જ. ) જ્યાં યુદ્ધમાં ઉતરેલા બન્ને પક્ષનું બળ સમાન હોય, અગર જ્યાં આપણે વિજયશીલ પક્ષને પડખે ઊભા હોઈએ એવા ભાગ્યવંત યુદ્ધમાંની આપણી શક્તિ–આપણો હવે પછીનો વિજય ચોક્કસ કરી શકે નહિ. તેમ ( ભૂતકાળમાં ) જુદી જુદી ભૂમિઓ-પર આપણે અનેક જીતો મેળવી હતી એ બનાવ પણ આપણો વિજય નક્કી કરી શકે નહિ. ભાગ્યવંત યુદ્ધોમાં દાખવેલી શક્તિ અગર આપણી ઘણી જીતોને લીધે જ હાલની મહાન અને અતિ ઉપયોગી લડતમાં આપણો નક્કી વિજય છે, એમ નથી, પરન્તુ જે તીર્થોપર આપણી પવિત્ર ભૂમિને અ-જય્ય બનાવનાર યુદ્ધો થયાં છે, એવાં આ ભૂમિપરનાં પવિત્ર તીર્થોની યાદ તથા તે યુદ્ધોમાં તરી આવેલા આપણા રાષ્ટ્રવીરો–ઉદ્દામ ગુણો–ને લીધે જ આપણો વિજય નક્કી છે. ( કારણ ) તેમના ગુણો આપણામાં ઉત્સાહ રેડે છે. તેઓ મરતાંસુધી ઝૂઝેલા તથા છેવટે તેમણે બત્રીશલક્ષણાનાં બલિ-દાન આપ્યાં. મરતાંસુધી ટક્કર ઝીલવી તથા ભોગ આપવો એ બન્ને એક મહાન વિજય ( દાખલા તરીકે ભૂતકાળના આપણા ઘણા વિજયો ) કરતાં પણ કેમ વધુ ઉત્સાહ પ્રેરે છે, તેનું કારણ ઝટ સમજી શકાય એમ નથી. પણ એ હકીકત તો સત્ય જ છે, કારણ તેમનો વિચાર કરવાથી આપ-ણામાં ધગસ ઉત્પન્ન થાય છે, ફરી હિંમત આવે છે અને એક બીજા ( નવા ) યુદ્ધ માટે આપણે આપણી પીઠ મજબૂત કરી શકીએ છીએ.

## (૩)

ત્યારે હવે આપણે વ્યક્તિ માત્રમાં ( વ્યક્તિગત ) ધીરજ, હિંમત અને દૃઢ નિશ્ચય ખીલવવાની જરૂર છે. આ વાત લક્ષમાં લઈએ કે બીજી જ ક્ષણે આપણું કામ શરૂ થાય છે. પરંતુ, પ્રથમ આપણે કેટ-લીક હાનિકારક માન્યતાઓનું અનિષ્ટ પરિણામ ખુલ્લું પાડવું જોઈએ. એક તો, સ્વાતંત્ર્ય માટે પ્રહાર કરવાની ભવિષ્યના કોઈ કાળે આપણે માથે ફરજ આવી પડશે, ( સ્વાતંત્ર્યના યુદ્ધમાં ઉતરવા માટે ભવિષ્યના કોઈ કાળે આપણી પાસે માંગણી કરવામાં આવશે. હાલ તે યુદ્ધનો પ્રસંગ આવ્યો નથી ) પણ તે પ્રસંગ આવે તે દરમ્યાન આપણે કેવળ રાહ જોવા સિવાય બીજું કાંઈ જ કરવાનું નથી, એવો હાનિકારક વિચાર કેટલેક સ્થળે ફેલાયેલો છે. પણ આ ઘણી ગંભીર અને નાશકારક ભૂલ છે. નવરાશની એક ક્ષણ ઘડી મળે તો આપણે તેને આપણું બળ વધારવામાં પસાર કરવી જોઈએ.

વળી, પ્રજાકીય કાર્ય એ તદ્દન નોખી વસ્તુ છે. સામાજિક, ઔદ્યોગિક, ધાર્મિક અને બીજાં કામો જોડે તેને કશો જ સંબંધ નથી, એવો એક બીજો ભૂલભરેલો ખ્યાલ ઘણા પ્રચારમાં છે અને તેથી આપણે આપણા અવકાશના કલાકોમાંથી કેટલોક સમય ( માત્ર થોડો સમય ) પ્રજાકીય કામો માટે રોકીએ છીએ અને બાકીના વખતમાં પ્રજાનું અસ્તિત્વ છેક ભૂલી જઇ બીજાં જ કામોમાં દિવસ ગુમાવીએ છીએ. આ બીના ઘણી ખેદકારક છે. આવા ખ્યાલો તો આપણી નિષ્ફળતાનું દૂતત્વ કરી રહ્યા હોય એમ જ મને લાગે છે; પણ મધ્યાહ્નને, ઉષ:કાળ તેમજ સાયંકાળ સાથે કુદરતી સંબંધ છે. આપણા જીવનનું પણ તેમ જ સમજવાનું. તેનું હરએક ક્ષેત્ર ( કાર્યક્ષેત્ર ) બાકીનાં બીજાં બધાં સાથે સર્વથા સંબંધ ધરાવે છે. મનુષ્ય પોતે ગમે તે ક્ષેત્રમાં કામ કરે તોપણ તેનાં કામોને બાકીનાં બીજાં બધાં ક્ષેત્રો સાથે સંબંધ અને અનુરૂપતા હોવાં જ જોઇએ. જે ઉત્તમ મિત્ર અને ઉત્તમ નાગરિક છે, તે જ ઉત્તમ દેશાભિમાની અને ઉત્તમ સૈનિક થશે. (થઇ શકે.) કોઇ પણ મનુષ્ય અમુક ક્ષેત્રમાં પ્રમાણિક તો બીજામાં તદ્દન બદમાશ થઇ શકે નહિ અને દેશ તરફની પોતાની ફરજ અદા કરવા માટે નાગરિક આબરૂદાર અને ઉત્સાહી હોવો જ જોઇએ, માટે તેણે પોતાના ખાનગી જીવનમાં મુખ્ય સદ્દગુણો કેળવવા જ જોઇએ. તેણે પોતાનું વ્યક્તિગત ચારિત્ર્ય બળવાન બનાવવું જોઇએ. જો પ્રજાકીય દૃષ્ટિબિંદુથી ઉપર ઉપરથી દૂર-ભિન્ન અગર ( અનવલંબી ) આધાર ન રાખતી એવી ઘણી વસ્તુઓ તે હાથ ધરે તો જ તે પોતાનું ચારિત્ર્ય બળવાન બનાવી શકે. દરેક મનુષ્યે, પોતાના ઓછા યા વધુ ઉપયોગી જીવનવ્યવહારમાં જાણે અજાણે પણ આવતી એકેએક વસ્તુ સામે કંઇક વલણ તો બતાવવાની જરૂર છે. કારણ, આ ઉપરથી તે તદ્દન જુદાં ક્ષેત્રોમાં કેવી રીતે વર્ત્તશે, તેની સાચી અટકળ બાંધી શકાય. આપણે ધંધા અગર સામાજિક જીવનમાં વ્યાપૃત ( રોકાયેલા-મશગુલ ) થયેલા માણસનું ઉદાહરણ લઇએ. તેને પોતાના દૈનિક વ્યવહારમાં ઘણા માણસો સાથે કામ કરવું પડે છે અથવા તો અવકાશનો સમય, તેમની સંગતમાં આનંદથી પસાર કરવાનો હોય છે. આવો માણસ કામ કરતી વખતે બીજું શું શું કરે છે અને નવરાશનો વખત કેવા પ્રકારની વાતચીતથી પસાર કરે છે, તે આપણે તપાસીએ. જ્યાં ( જે દૈનિક વ્યવહારમાં ) ઘણા માણસો સાથે સાથે કામ કરતા હોય ત્યાં સંપની જરૂર છે, છતાં એક નજીવી બાબતપર તકરાર કરવામાં અડબડાટ અને વેરભાવમાં કેટલાયે દિવસો વીતે છે. ઘણી વાર તદ્દન નજીવી બાબત માટે બે માણસો ચડભડી પડે છે અને પછી

થોડા દિવસો લગી નાના બાળકની માફક એક શબ્દ પણ બોલ્યા વગર તેઓ રીસાયેલા રહે છે. સ્ત્રી તેમ જ પુરૂષના સામાજિક જીવનમાં તમને આવો જ કાંઇ અનુભવ મળશે. તુચ્છ ઇર્ષ્યાઓ, ઉદ્વેષણ, નિંદા તથા હલકી નજીવી વાતો—આ વાતો, વાર્તાનાં પાત્રોની તિરસ્કાર પાત્રતા દર્શાવવા સિવાય બીજી કોઇ રીતે ઉપયોગી નથી. કોઇ ઉંડું અવલોકન કરનાર માણસ, જ્યારે બન્ને પક્ષમાં, પ્રશંસનીય હિંમત, પોતાની આસપાસના વાતાવરણનું ઉદાર અવલોકન, અને જેથી બધા નજીવા કજીઆઓને હસી કાઢી શકાય એવી વિશાળ દૃષ્ટિ—આ સર્વ ગુણોનું છેક મીંડું જુએ છે, ત્યારે ઘણો દિલગીર થાય છે. સિદ્ધાંત માટે કરવામાં આવતી કોઇ પણ લડતમાં (દૃઢ) નિશ્ચયની ખાસ જરૂર છે, એવું તેનું માનવું હોવાથી, તે પ્રાસંગિક નજીવા કંકાસો સામે ખરો તિરસ્કાર જાહેર કરે છે. આવા કંકાસોમાં કોઇ જ સિદ્ધાંત હોતો નથી, બલ્કે તુચ્છ અભિમાન જ હોય છે એવું તે સારી પેઠે જાણે છે, માટે આ હકીકત ધ્યાનમાં લઇ મનુષ્યે પોતાનો જીવનમાર્ગ દોરી લેવાનો છે. કલ્પનામાં સત્યનો માર્ગ તદ્દન સહેલો અને સરલ લાગે છે, પણ ખરૂં જોતાં તેમ નથી. એ માર્ગ ઘણો જ કઠિણ છે. એક માણસ બીજાને (નિર્દોષપણે) અવિવેક ભરી ઉદ્ધતાઇથી પોતાના તરફ વર્ત્તતો જુએ છે, ત્યારે તે છેડાઇ પડે છે. પણ આખરે તેને માલુમ પડે છે કે તેમાં તેનો કાંઇ અર્થ સરતો નથી. શાનો સરે? પેલા બીજા માણસની ગેરવર્ત્તણુકથી તેને કાંઈ નુકસાન પહોંચે એમ હતું જ નહિ, છતાં તેણે નકામો પીત્તો ગુમાવ્યો. તે આવેશમાં ને આવેશમા કહે છેઃ—"હું ફલાણાને આમ નહિ કરવા દઉં." પણ ત્યારે તો તેણે એ જ સિદ્ધાંતને આધારે પોતાને ગાળ દેનાર માણસ જોડે પણ એવી જ સ્ફાઈ કરવી જોઇએ. (પારણામ શું આવે તે તો સૌ કોઈ જાણે છે.) "હું અમુક માણસને મને માન આપતા શીખવીશ" એવી તે વાણી કાઢે છે. પણ કેટલીક વસ્તુને તો તેણે પોતાના દરજ્જાથી ઘણી જ ઉતરતી માનવી જોઇએ, નહિતો તેના સ્વમાનને હાનિ પહોંચશે. માણસને યોગ્યાયોગ્યનું ભાન હોવું જ જોઇએ. તેણે, ગમે તેવા તુચ્છ અપમાનને પણ જાણે તે જીવન મરણનો સવાલ હોય અને તેને માટે લડ્યા વગર ચાલે જ નહિ એટલી બધી મહત્તા (અગત્ય) આપવી જોઇએ નહિ. તે સામા માણસની નજીવી ઉદ્ધતાઇને સ્હેજ મશ્કરીથી અગર તિરસ્કારથી (હસી કાઢી) સુધારી શકે. (શામાટે આમ ન કરવું?) આવી આવી નજીવી બાબતોમાં પોતાનું સર્વસ્વ માનનાર સાંકડા મનવાળા મનુષ્ય તરફ તિરસ્કારને બદલે દિલસોજી—સહાનુભૂતિ-બતાવવાથી તેની ઉદ્ધતાઇ સુધારી શકાય. હા, પણ આ વાત સ્હેલી

નથી, એ હું ફરીથી કહું છું. ચ્હીડીઓ માણસ તો આપણે તેને વાજબી કારણો આપી ઠંડો પાડીએ ત્યારપહેલાં છેક લાલચોળ થઈ જશે. આપણે તેને સુધારવાનો પ્રયત્ન કરીએ તે તેને રૂચશે નહિ. આપણી દલીલો છતાં તે તો ઉશ્કેરાયેલો જ રહેશે. છતાં રફતે રફતે તે સમજે છે અને પરિણામે તેનો ખરાબ ચ્હીડીઓ સ્વભાવ નાશ પામે છે. કાળાન્તરે જે વસ્તુથી તે અતિશય ચ્હીડાઈ જતો હતો, તે વસ્તુનો વિચાર કરતાં તેને ખૂબ હસવું આવે છે. પોતાની પહેલાંની મૂર્ખાઇપર તે ખૂબ હસે છે. આમ પાછળથી આભા બનવું તેના કરતાં પ્રથમથી જ સંયમ રાખીએ તો શું ખોટું ? આત્મ-સંયમ પાળવાથી આપણે જીંદગીના મહાન યુદ્ધ માટે આવશ્યક એવો ઉત્સાહ નાશ કરીએ છીએ એવો કોઇએ ડર રાખવાનો નથી. આપણે તો તેને (ઉત્સાહને) વધુ દૃઢ, બળવાન અને સ્થાયી બનાવીએ છીયે. આત્મસંયમના એકેએક કર્મથી આપણામાં આપોઆપ એક એવી શક્તિ પેદા થાય છે કે તેથી કરીને આપણામાં સદૈવ ઉમદા વિચારની પ્રેરણા થાય છે. આમ નાની વસ્તુઓમાં સફળતા મળવાથી આપણે મોટી વસ્તુઓ સાધ્ય કરવા પ્રેરાઇએ છીએ. (આથી) ધંધા અંગેની ફરીયાદમાં અને સામાજિક ત.રા-રોમાં વિચારશક્તિ, હિંમત અને ધૈર્યના સદ્દગુણો કેળવવાની જરૂર છે; કારણકે આ સદ્દગુણોથી જ માણસ રણસંગ્રામની કસોટી માટે અથવાતો રાજ-તંત્ર ચલાવવા માટે સાધનસંપન્ન બને છે. (સામાજિક, ધાર્મિક ઔદ્યાગિક અને પ્રજાકીય એ સર્વેને એકમેક સાથે નિકટનો સંબંધ છે; અને દરેકમાં ધૈર્ય, હિંમત, વિચારશક્તિ, સહિષ્ણુતા વિગેરે કેળવવાની જરૂર છે. ભવિષ્યમાં લાગ આવ્યે સોગટી મારીશું, પ્રહાર કરીશું એવો ભૂલભરેલો ખ્યાલ આપણે છોડવો જોઇએ અને આપણા ટુંકા માનવજીવનની એકેએક મોંઘી પળ આપણા મહાન ધ્યેયની સિદ્ધિ પાછળ રોકવી જોઈએ).

(૪)

આપણે વ્યક્તિની સામાજિક અને વ્યાપારી જીવનમાંહેની સ્થિતિ નિહાળી. હવે રાજકીય સભાઓમાં તેની શી સ્થિતિ છે, તે આપણે નિહાળીએ. ત્યાં પણ આપણને એવો જ અનુભવ મળશે–એવી જ સ્થિતિ માલુમ પડશે. રાજકીય સભાઓમાં પણ માણસો ઘણી વાર નજીવી બાબત માટે ભારી તકરાર કરે છે. આથી જેમને આજુબાજુના સંજોગોનું સારૂં જ્ઞાન છે, તેમણે તેમના સંયમનો ગમે તેવો ખોટો અર્થ ( અનર્થ ) કરવામાં આવે છતાં ટંટો કરવા પ્રેરાવું ન જોઇએ. રાજકીય સભાઓમાં વારંવાર કંઈ

વસ્તુ આપણી નજરે સૌથી પહેલી ચઢે છે ? રાજકીય સભાઓ તો વ્યવહારકુશળ માણસોની સભા છે એવી માન્યતાથી આપણે શરૂઆત કરીએ છીએ. આ માન્યતા ઘણી હાનીકારક છે, કારણ, જે સિદ્ધાંતને આપણે જીંદગીભર વફાદારીથી વળગી રહેવું જોઇએ, તે સિદ્ધાંતનો આપણે કરેલો ત્યાગ છુપાવવા–તે વાતપર ઢાંકપીછોડો કરવા–માટે જ ઉપરના શબ્દો વપરાય છે. (રાજકીય સભાઓને "વ્યવહારકુશળ માણસની સભા" કહેવામાં આવે છે.) પ્રથમ, જો, લોકોએ ખરાં માન્યાં હોય અને ઉપર ઉપરથી સાચાં દેખાતાં હોય એવાં કારણોમાંથી એકાદ કારણ મળ્યું કે આપણે આપણા સિદ્ધાંતને કોરે મૂકવા પ્રેરાઇએ છીએ, (ખરી વ્યવહારકુશળતા!) અને થોડી વારમાં સિદ્ધાંત વિનાની નજીવી બાબતમાં આપણે એકમેકની સામે થઇએ છીએ. આનાં ખાસ ઉદાહરણ આપવાની જરૂર નથી. ઉપર વર્ણવેલી સ્થિતિ રાજકીય સભાઓમાં જોવી હોય તો એવી એક સભામાંના બનાવો તરફ લક્ષ આપો. ત્યાં, અનિશ્ચિત મનવાળો પ્રમુખ વ્યવસ્થાના જે નિયમો પળાવવાની તેનામાં હિંમત નથી, તે નિયમો સમજાવતો જણાશે. સભાસદો પ્રમુખ તરફ બેદરકાર રહી એક બીજાને ઉદ્દેશીને વાતો કરતા હશે. વળી બીજા વ્યવસ્થા જળવાવવા માટે બૂમો પાડતા હશે અને સમયાનુચિત તથા મુદ્દા બ્હારની વાતો ડોળતા હશે. ત્યારે વળી કોઇ, "ભાઇ, પ્રમુખ સમક્ષ કયો ઠરાવ રજુ થયો છે? સભા ભરવાનું શું પ્રયોજન છે?" વિગેરે વિગેરે પ્રશ્નો કરી આ બધી ધમાલની (અજાણપણે) નિષ્ફળતા સાબીત કરતો જણાશે. આનું દૃશ્ય બધાએ નિહાળ્યું હશે. છતાં (આશ્ચર્યની વાત તો એ છે કે) કાંઇ વિચિત્ર રીતે આપણે તેને અમુક સમય કે સ્થળે ઉપસ્થિત થયેલો એકાદ તરંગ માની લેતા હોઇએ એમ જણાય છે. વસ્તુતઃ આવું કાંઇ નથી. એ તો સિદ્ધાંતને કોરે મૂકવાથી–તેનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરવાથી થયેલું સ્વાભાવિક પરિણામ છે. આનો એટલો જ અર્થ થઇ શકે કે આપણામાં એક સમુદાય તરીકે અમુક વસ્તુ માટે તેનું સત્ય જાણ્યા પછી પણ અંતસુધી ઝુઝવાની અને તેનું યોગ્ય પરિણામ લાવવાની હિંમતની ખામી છે. આ ખામી આપણે દૂર કરવી હોય, એક સમુદાય તરીકે આપણે આથી જુદા જ લેખાવું હોય તો તો આપણે એવો આત્મસંયમ કેળવવો જોઇએ કે જે આપણને આથી વિશાળ અને વધુ ઉપયોગી ક્ષેત્રમાં ઝૂઝવા માટે લાયક બનવા જેટલી તાલીમ આપી શકે. આપણે જે મહાન લડત માટે ઝૂઝીએ છીએ તેના ઉમદાપણા તથા પ્રભાવનો આપણને યોગ્ય ખ્યાલ હોવો જોઇએ. આપણું ધોરણ–આપણો માર્ગ–અનિંદ્ય

હોય તો જ આપણે તે લડતમાં આપણી સેવા આપવા સરખી લાયકાત ધરાવી શકીએ. આથી આપણે ક્ષુલ્લક દરખાસ્તો તથા કપટમય નીતિઓનો અંત આણવો જોઇએ તથા હિંમતવાન, દૃઢ નિશ્ચયી અને પ્રમાણિક બનવું જોઇએ. આ આપણે બધાએ પોતપોતાના મનમાં સમજવું જોઇએ, અને દરેક જણ કસોટીમાં સાચો નિવડે એવી રીતે તેણે પોતાનો કાર્યક્રમ રચવો જોઇએ. આમ જાહેર સેવા કરવા માટે જો આપણા ખાનગી જીવનમાં મહાન સદ્‌ગુણો કેળવવાની જરૂર છે, આ આપણે પુરવાર કરી બતાવ્યું તો એથી વધુ જરૂર આપણા જાહેર જીવનમાં સૈનિક અને રાજનીતિકુશળ માણસના જેવા ધીરજ, હિંમત અને ડહાપણના ગુણો ખીલવવાની છે.

(૫)

આમ ને આમ દલીલ કર્યા કરતાં આપણે એક દાખલો આપીશું તો આ વિષય આપણને સ્પષ્ટ સમજાશે. જે સિદ્ધાંતના રક્ષણાર્થે આપણા અપ્રસિદ્ધ માણસોએ જાહેર જીવનમાં ભાગ લીધો હતો, તે જ સિદ્ધાંતનો તેમણે પાછળથી ત્યાગ કર્યાના ઘણા દાખલાઓ આપણા પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસમાં છે. જ્યારે આવા દાખલા આપણી નજરે ચઢે છે ત્યારે આપણે એક જ કામ કરીએ છીએ—અર્થાત્—એવા (સિદ્ધાંતનો ત્યાગ કરનાર) દોષયુક્ત માણસને દેશદ્રોહી ગણીએ છીએ અને તેનાપર શાપ અને તિરસ્કાર વર્ષાવીએ છીએ. પણ તેનો દોષ એ કાંઇ તેની સહજ (કુદરતી) દુષ્ટતા નથી. એ તો જે નિર્બળતા (માનસિક) સામે થવાની તેને તાલીમ મળી નથી, તથા જેને લીધે તે કટોકટીના પહેલા જ પ્રસંગમાં નિઃસહાય બને છે, એવી તેની એક નિર્બળતા છે. આ આપણે કદી વિચારતા નથી અને પેલા માણસને સ્વભાવથી જ દુષ્ટ માની લઇએ છીએ. રાજ્યાભિષેકના અંગ્રેજી તહેવારના સંબંધમાં આયર્લાંડના મેયર તથા લોર્ડ મેયરોએ જે પગલું લીધું તેથી આખું આયર્લાંડ સળગી ઉઠ્યું અને રાજધાનીમાં ભારે ખળભળાટ થયો. કેટલીક ચીજો (ઉપર ઉપરથી) સ્પષ્ટ જણાય છે, પણ અંદરખાનેથી શું તે કેટલા જુએ છે? હું એક બાબત તથા તેને લગતા સંજોગો વિષે ઇસારો કરીશ. જેમ આપણો દાખલો વધુ સચોટ હશે તેમ તે વધુ રસિક નિવડશે. આપણે નીચે મુજબનો દાખલો લઇએ—એક મેયર **સાથે સાથે જુનો ફેનીયન પણ (હોય) છે.** હવે તેને માટે કેવી સુંદર રીતે જાળ રચાય છે અને આખરે તે કેવી રીતે સપડાય છે તે આપણે વિચારીએ. પ્રથમ, મેયર એ માજીસ્ટ્રેટ છે અને તેને અદાલતને વફાદાર રહેવાની

પ્રતિજ્ઞા લેવી જ પડે. પણ તેણે તો જુના ફેનીઅન તરીકે આયર્લેંડને વફાદાર રહેવાની (ઇશ્વરસાક્ષી) પ્રતિજ્ઞા લીધી છે. **આ પહેલી અડચણ છે.** આ પહેલું વિઘ્ન. આમાં માત્ર 'હા' કે 'ના' નો સવાલ નથી, પરંતુ તેમને લગતા બીજા ઘણા સંજોગો છે. અધિકાર ભોગવતા જાહેર સેવા કરનારા માણસની આજુબાજુ સ્વાર્થી લોકો, કંગાળ મિત્રો, માથું મારતા ખટપટીઆઓ, રાજનીતિકુશળ પુરૂષો–ટુંકામાં અનુયાયીઓ (?) નાં ટોળાં ઉભરાઇ જાય છે. અદાલતમાં વડા માજીસ્ટ્રેટની સારી લાગવગ હોય છે અને પેલા બધા અનુયાયીઓ (?) તે લાગવગનો સારો લાભ લેવા માંગે છે. આથી તેઓ હમેશાં તેને બેન્ચ (Bench) માં જોવા ઇચ્છે છે. તેમની આડે આવનાર એક પણ સિદ્ધાંત તેમને ગમતો નથી. તેઓ અનુયાયીઓ તરીકે માજીસ્ટ્રેટની આજુબાજુ વીટળાઇ વળે છે અને તેને પોતે જ જાહેર જીવનમાં આણ્યાનો દાવો કરી તેના તરફ એવા પ્રકારની વર્તણુક ચલાવે છે કે જાણે તેમણે તેનો આત્મા પટે ન લઇ લીધો હોય! માજીસ્ટ્રેટને સાચું લાગે તે નહિ, પરંતુ જે પેલા અનુયાયીઓની નજરમાં લાભદાયી (ઉપયોગી) જણાય તે જ થવું જોઇએ. (આવો તેમના તરફથી આગ્રહ થાય છે). આમ એક ન્યાયી માજીસ્ટ્રેટ તરીકે તે સચ્ચાઇનો (પહેલો) એક દિવસ પસાર કરે ત્યાર-પહેલાં તો તેને પોતાના 'કહેવાતા અનુયાયીઓ' સાથે ઝગડવું પડશે પરંતુ જુના ફેનીઅન તરીકે તેનામાં પહેલી કસોટીમાંથી પસાર થવા પુરતો જુસ્સો છે (અનુયાયીઓની સ્વાર્થી માંગણીઓ સંતોષવા માટે તે સત્યનો ભોગ નહિ આપે) પણ બીજી મુશ્કેલી એને પગલે પગલે દોડી આવે છે. બીજી બાજુ 'ડબ્લીન કેસલ' નું ધ્યાન પણ તેના તરફ ખેંચાય છે. મેયરને મુખ્ય માજીસ્ટ્રેટ તરીકે કેટલાક હકો હોય છે. 'ડબ્લીન કેસલ' તેની પાસે દાવો કરતું આવે છે. જાણે માજીસ્ટ્રેટના આત્માનો તેણે પણ પટો લીધો ન હોય, તેવી રીતે તે (કેસલ) પણ માજીસ્ટ્રેટ સાથે વર્તે છે. ખાનગી અમલદારો છુપી રીતે તેની બદબોઇ કરે છે અને આ પ્રમાણે બબડે છે: "મેયર ન્યાયથી કામ કરતા નથી. તેમણે આમ ન કરવું જોઇએ. માજીસ્ટ્રેટની તો આ (આ અમુક તમુક) ફરજ છે. તેમણે પ્રતિજ્ઞા લીધી નથી" વિગેરે વિગેરે. આ બધા વિખવાદથી ઉપર વર્ણવેલા પેલા પોતાના અનુયાયીઓ (?) સાથેના ઝઘડા જેવો જ બીજો ઝઘડો શરૂ થાય છે કારણ **ડબ્લીન કેસલ પણ તેને પોતાનો કરી લેવા માંગે છે અને તેને (મેયરને) (સદા) ન્યાયાસનપર જોવા ઇચ્છે છે.** વળી જુના ફેનીઅન તરીકેની તેની ફરજમાંથી પણ તેને વિમુખ કરવાની તેની નેમ છે.

તેના હક્કો દબાવીને, તેની લાગવગ ઓછી કરીને અને તેના અનુયાયીઓને નિરાશ કરીને "ડબ્લીન કેસલ" મેયરપર દબાણ કરે છે. આ બધું ઘણું યુક્તિથી થાય છે. છતાં મેયર મક્કમ રહે છે. પણ 'ડબ્લીન કેસલ'ની કપટ જાળનો તેને ખ્યાલ ન હોવાથી, તે ધીમે ધીમે પાછો પડે છે અને ગુંચવાય છે. તેનું મક્કમપણું નાશ થવા માંડે છે. દરમ્યાન તેને ફસાવવાનો એક નવીન તાલ રચાય છે. વીન્ડસરમાં થતી મીજબાનીઓમાં તેને આમંત્રણ આવે છે. ખાનગી નાના નાના આનંદના પ્રસંગોપર પણ હાજરી આપવાની કૃપા કરવાનો તેને આગ્રહ હોય છે. દરેક આનંદોત્સવમા તે છૂટથી જઇ શકે છે. મેયર તથા તેમના બાનુને ખાસ વિનંતિઓ કરવામાં આવે છે. હવે, કેટલાક અગત્યના કામને લીધે આ બધી ફસામણીમાથી તે ઉગરી તો જાય છે, છતાં આપણો મુખ્ય નાગરિક (મેયર) ગભરાય છે. દરેક દિશામાંથી ફુટતાં આવા આમંત્રણરૂપી સામાજિક શસ્ત્રો એવા સુંદર અને ખુશામતભરેલાં હોય છે કે કે તેમનો ઇન્કાર (અસ્વીકાર) કરવાની કોઇની તાકાદ હોતી નથી. **હજીસુધી તો મેયર માત્ર** ગભરાયેલો **હોય છે, પણ તે ફસાતો નથી.** (એવામા) તેનાપર વળી એક નવો હુમલો થાય છે. 'હેલ્થ ક્રુઝેડ બેટરી' નામની નવી સંસ્થા ઉભી થાય છે તેમાં ઇશ્વરના (ઇશ્વરપ્રિય) અંગ્રેજો તેમ જ ઝનુની આઇરીશ ફેનીઅન તેમ જ કેસલમેન, મજુર તેમજ અમીર બધાને જોડાવાનું છે. (એવી સસ્થાના સ્થાપકો વિનંતિ કરે છે.) ખરેખર, કોઇ પણ પક્ષને આ સંસ્થામાં જોડાવાનો વાંધો હોવો જોઇએ નહિ. આપણે બધાએ–Microbe–જીવજંતુ–અર્થાત્ રોગોની સામે થવાનું છે. આપણે સર્વે તંદુરસ્તી ચાહીએ છીએ, માટે આવી સંસ્થામાં જોડાવું એ દરેક પક્ષ–દરેક વ્યક્તિની ફરજ છે. એ આ રાજકીય વિષય છે વિગેરે વિગેરે. એક મોટી સભા ભરાય છે. નામદાર સુબા તથા તેમના બાનુ તેમાં હાજરી આપે છે. મેયર સભાના પ્રમુખ તરીકે ચુંટાય છે. અહિંઆ પાછી ફસામણ આવી પડે છે. આ મહાન પ્રસંગે નામદાર સુબા સાહેબ મેયર સાથે પ્રેમથી વાર્તાલાપ કરે છે અને તેમના બાનુ સાહેબ મેયરની પત્ની સાથે સ્નેહથી વર્તે છે. બધું કામ એકમેકની પ્રશંસામાં ચાલે છે અને આખરે આનંદમાં ખલાસ કરવામાં આવે છે. નામદાર સુબા તથા તેમના બાનુ વિદાય લે છે. ખરો આ રાજકીય વિષય વિનાંના યુગ! ખરી આ રાજકીય વિષય સિવાયની બાબતની હિલચાલ! આમ ઘણુંયે રાજનૈતિક માણસોની બંદુકોમાં ખીલા મારી શકાય–તેમના ઉંડા જુસ્સાપર કાટ ચઢાવી શકાય–તેમનો ઉંડો જુસ્સો નાબુદ કરી શકાય અને છતાં તેવા માણસોને

સહીસલામત રાખ્યાનો ડોળ કરી શકાય. ખુશામતભરેલાં સામાજિક શબ્દો ખરેખર આમ કરે જ છે અને જતાં જતાં પોતાને મળેલા માન બદલ તેઓ ઉપકાર માને છે. કદાચ પ્રમુખની છોકરી પરણાવવાની હોય અગર તેમનો છોકરો મરી ગયો હોય તો તે બનાવ યાદ લાવી, ઉપકાર માનતી વખતે તેઓ ( નામદાર સુબા અને તેમના બાનુ ) પોતાનો આનંદ અથવા શોક જાહેર કરે છે. આવા પ્રકારની સહાનુભૂતિનો કયો ઉદ્ધત માણસ અનાદર કરે? પરિણામે મેયરપર નામદાર સુબાસાહેબની અસર જામે છે અને જુના ફેનીયન તરીકેનું તેનું જુનું બળ જડમૂળથી નાશ પામે છે. ( ઓહ! ) અંતમાં, તેને સપડાવવા માટે ઘણી સુંદર પ્રપંચ જાળ પથરાય છે અને "કેસલ" પોતાના શિકારને પોતાની જાળમાં સપડાવી લે છે. ( ચેતજો! ) ડબ્લીનમાં થોડા વખતપર મેયરોએ જે ધમાલ મચાવી હતી તેમાં તમારામાંના જેટલાએ ભાગ લીધો હોય તેમણે આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. કોઇ માણસ આમ મેયરની માફક વશ થઇ જાય તો તે બનાવને આપણે છેક હલકો ગણી નાંખવો ન જોઇએ; ( મેયરમાં કુદરતી દુષ્ટતા નહોતી. પરંતુ જે નિર્બળતા સામે થવાની તેનામાં શક્તિ ન હતી, તેવી તેનામાં એક અજય્ય નિર્બળતા હતી.) પણ તેનું પરિણામ કેવું આવે છે, તેમાં કેટલો ઉંડો અર્થ છે, તથા કેટલો ભય રહેલો છે, તે બરોબર સમજવું જોઇએ. આ ફરજમાંથી જે વિમુખ થાય તેનો જવાબ લેવો જોઇએ. જો ઉંચા હોદ્દાપર આવ્યા બાદ કોઇ મનુષ્ય, ગમે તેવી મુસ્કેલીઓ છતાં પોતાના સિદ્ધાંતનો—જે પવિત્ર સિદ્ધાંતને જીદંગીભર વળગી રહેવાની તેની ફરજ હતી તેનો—ત્યાગ કરે તો તેની જોખમદારી તેને જ શીર છે. (એવા સિદ્ધાંતના રક્ષણાર્થે અંતસુધી લડવું જોઇએ, નહિતો તેનો ત્યાગ કરવામાં રહેલી બદનામી—અને મુશ્કેલીઓ—તેને જ વ્હોરવી પડશે:) યુદ્ધ એ એક સાચી કસોટી છે. ત્યાં મિત્ર તેમજ દુસ્મન સાથે આપણે સરખા કડક થવું જોઇએ. ( આવી લડતમાં ગમે તેવી ગંભીર ભૂલોની માંડવાળ ન કરી શકાય પછી મિત્ર હોય તોયે શું?) પરંતુ મનુષ્યને તેના સિદ્ધાંતમાંથી વિમુખ કરવામાં કારણભૂત એવી તેની પોતાની નબળાઇ કરતાં વધુ બૂરી ચીજ તો આવી ( પેલી—ઉપર બતાવી તેવી ) પ્રપંચજાળ છે. આવી જાળથી ચેતતા રહેવાનું રખે ચૂકતા.

(૬)

આ ઉદાહરણથી આપણે આપણા ખાનગી અને જાહેર જીવનમાં આપણને પ્રપંચજાળમાંથી ઉગારી શકે એવો આત્મસંયમ—એવું આત્મબળ

કેળવવાના અને તે દ્વારા આપણું સ્વાતંત્ર્યનું ધ્યેય હાંસલ કરવાના જે સિદ્ધાંત માટે ચર્ચા કરીએ છીએ તે આપણને સ્પષ્ટ સમજાવે છે. આપણે જોયું કે પહેલાં પહેલાં ઘણી ઉંચી આશાઓ આપનાર માણસ પણ પાછળથી મોહક સામાજિક શસ્ત્રોથી ઘવાય છે અને પરિણામે પોતાના સિદ્ધાંતનો ત્યાગ કરી, શત્રુનો શિકાર બને છે, તથા અધોગતિએ પહોંચે છે. પણ જો તે જ માણસને પોતાનો સ્વાર્થ તાકનાર અનુયાયીઓને બદલે કેવળ સાચા અને વિશ્વાસુ મિત્રોની સંગતમાં એક જાહેર લડત લડવાની તક મળી હોત તો તે વધુ સાહસલામત હોત. આવા સમયસાધકોની સંગતમાં છેક છુપી લડત લડવી પડશે એનો તેને ખ્યાલ પણ ન હતો. ખુલ્લી કે છુપી કે સચોટ ધમકીઓ, તિરસ્કાર, મજાક, મહેરબાની, આશ્રય ( Patronage ), ખુશામત, ઉપર ઉપરથી સત્ય દેખાતા મહાન સિદ્ધાંતો અને આડકતરી રીતે થતા કપટી હુમલા—આ બધું તો અનાયાસે કંઈક ગુપ્ત રીતે અચાનક આવી ચડે છે. ( અને આવા સંજોગોમાં આપણા સિદ્ધાંત માટે લડવા જતાં આપણે પાછા પડીએ છીએ. ) આથી જે મનુષ્યમાં એકેએક બારીક ( કટોકટીના—સંકટના ) પ્રસંગે ટકી શકાય એવો સંયમ—એવી દૃઢતા—હોય તે જ મનુષ્ય આ બધાથી અક્ષત રહી શકે અને ખુશામત અગર ધમકીથી પોતાના સિદ્ધાંતથી વિમુખ થતો અટકે. જેમ આપણે જુદે જુદે પ્રસંગે જુદાં જુદાં વસ્ત્રો ધારણ કરીએ છીએ તેમ આપણું ચારિત્ર્ય ઘડી ઘડી બદલાય એવું હોય તો ન પાલવે. પરંતુ જે દૈનિક કૃત્યો થકી મનુષ્યની વૃત્તિઓ વ્યક્ત થાય છે, તેની માન્યતાઓ કળાય છે, તથા તેનું મન ઘડાય છે ( તેના વિચારો ઘડાય છે ) તેવાં સર્વ કૃત્યો થકી મનુષ્યનું ચારિત્ર્ય ખાનગી તેમ જ જાહેર જીવનમાં બરાબર ઘડાવું જોઇએ. આમ થશે તો જે વખતે ઉપલક જોતાં કશું નુકસાન નહિ હોય અને જે વખતે લોકો નજીવી બાબતો માટે રાતાપીળા ( આકળા ) થઇ પછાડા મારતા હશે, તે વખતે પણ મનુષ્યને તેના ચારિત્ર્યબળનો ( તેના સંયમનો ) બદલો મળશે; કારણકે જે માણસ આવી નજીવી બાબતોની બીનઉપયોગીતા સમજી જાય છે, તે સદા નિર્ભય બને છે. બધી ધમાલમાં ( વચ્ચે ) જળવાયેલી તેની શાંતિની કદર તો થાય છે જ, પરંતુ ( ખરો લાભ તો એ છે કે ) જે ઉચ્ચ માનસિક વૃત્તિઓને લીધે, તે નજીવી બાબતોને તુચ્છકારી શક્યો હતો તથા બધા ધાંધલ વચ્ચે શાંતિ જાળવી શક્યો હતો, તેજ માનસિક વૃત્તિઓને લીધે ( થી ) તે મનુષ્ય જીંદગીની મહાન વસ્તુઓની સત્યતા પીછાની શકે છે. આ ઉપરાંત, નજીવી બાબતોમાં સામાન્ય માણસ કળી ન શકે એવો તફ

વ્યક્તિગત અને પ્રજાકીય જીવનને નાશરૂપ નિવડે એવો ભય રહેલો છે, એમ તે મનુષ્ય પોતાની કુદરતી શક્તિથી સ્હેજે પામી જાય છે અને આવે પ્રસંગે તે માણસના વિચારો એટલા તો સ્પષ્ટ, દીર્ઘદર્શી, હિંમતભર્યા અને ઝડપી હોય છે કે તેનો શત્રુ તે જોઇને ગુંચવાય છે. ત્યારે, આવા ઉંચા ધ્યેયની પ્રાપ્તિ માટે ખરૂં બળ શેમાં રહેલું છે તે આપણે વિચારીએ. આવા ઉંચા ધ્યેય તથા સર્વ સંકટમાં અક્ષત રહી શકીએ એવું આત્મબળ—મૈત્રી દૃઢતા કેળવવાના—સ્વાતંત્ર્યની પ્રાપ્તિ માટે આપણે મોટાં લશ્કરો સાથે ઉભા રહી શકીએ અને ( તેવા સંજોગોમાં જ ) હિંમતથી યુદ્ધમાં ઉતરી શકીએ એટલું જ બસ નથી. પરંતુ જે સંયમથી આપણે આપણું ધ્યેય હાસલ કરી શકીએ તે સંયમ ઘણા ઉંચા પ્રકારનો હોવો જોઇએ અને એ સંયમ સદા જળવાવો જોઇએ. મોટા લશ્કરમાં ( ની પડખે ) રહીને યુદ્ધમાં ઉતરવાની હિંમત તો જનસમાજના મોટા ભાગમાં જોવામાં આવે છે અને જે યુદ્ધમાં બન્ને પક્ષના સંજોગો સરખા હોય ત્યાં જ આવી હિંમતપર આધાર રાખી શકાય. પ[illegible] જ્યારે સ્વતંત્રતા સર કરવા લડત ચાલતી હોય. જ્યારે બન્ને પક્ષના [illegible]ગો—સાધન, સાધન સામગ્રી અને લશ્કર અસમાન હોય, ત્યારે તો [illegible]તંત્રતાના સૈનિકે વિશેષ સુંદર હિંમત અને ચિરસ્થાયી બળથી પોતાના [illegible]ની ઉણપ પૂરવી જોઇએ. માત્ર લશ્કરો એકત્ર કરવા એ બસ નથી. ( [illegible] જે સરદાર પોતે કેટલા મોટા લશ્કરપર કાબુ રાખી શકે તેનું પુરે[illegible] ભાન ધરાવતો હોય, તેણે તો આવા એકત્ર થયેલા લશ્કરોના એકેએક [illegible]ની ખરી કસોટી કરી, પ્રત્યેક સંકટમાં—નરી નિરાશામાં ઝૂઝવાની તાકાત ધરાવનારા વીર સૈનિકોની એક ટુકડી ચૂંટી કાઢવી જોઇએ. આવા અ[illegible]મ શૌર્યવાળી ટુકડી તેના સંગમાં હોય, તો તે સરદાર જરૂર એકેએક અણધારી આફત સામે પણ ટકી શકે એટલો સજ્જ બને છે, અને જો તેના સંજોગો શત્રુના સંજોગો ( જેટલા જ સુતર ) જેવા હોય તો તો તે સરદાર એક ભવ્ય ફત્તેહ મેળવે જ. પરંતુ, યુદ્ધમાં કાંઇ ઓચિંતો પલટો થાય અને તેના લશ્કરમાં ભંગાણ પડે તથા **આફતના ઘેરાં વાદળ આવી ચઢે** ( અગર માથાપર ઝઝૂમતા લાગે ) તો તે વખત પણ ( નરી નિરાશામાં પ્રાણને જોખમે ઝૂઝવાના પેલા અનુપમ શૌર્યને લીધે ) તેનું લશ્કર એકાદ સ્થળે એકત્ર થશે અને રણમાં વિજય મેળવશે. અને, સુખદુઃખની મીઠી તીખી છાયામાં પણ ટકી રહેલો તેમનો ધ્વજ આખરે સ્વાતંત્ર્યના જ્વલંત પ્રકાશમાં ફરફરતો હશે. ( ઘણા કડવા અનુભવોને પરિણામે સૈનિકો સ્વતંત્ર બનશે તથા પોતાનો સ્વાતંત્ર્યધ્વજ અભિમાનથી ઉંચે ફરકાવશે ).

---

## પ્રકરણ ૬ ઠું.

## સિદ્ધાંતપાલન.

(૧)

આપણી ફીલસુફી (આપણો સિદ્ધાંત) અમલમાં ન મુકાય તો તે શા કામની? આપણે પુરતી ચાલીકીથી સિદ્ધાંતપર સિદ્ધાંત યોજી (રચી) કાઢી શકીએ પણ જો તે દૈનિક વ્યવહારમાં કામે ન લગાડાય તો તો આપણે ફીલસુફીના ઇતિહાસને બરચક કરી નાંખનારા લગભગ વિસારે પડેલા જુના સિદ્ધાંતોમાં એક નવો જ ઉમેરીએ છીએ (એમ કહેવાય-એમ કબુલવું પડે.) સિદ્ધાંતો કાંઇ આપણને આપણા જીવનમાર્ગ વિષે કેવળ વાત કરતાં કે લખતાં કે ચર્ચા કરતાં શીખવે એટલા પુરતાજ ઉપયોગી નથી, પરંતુ તે તો આપણને સાચો જીવનમાર્ગ બતાવવા માટે છે. આ વાત તરફ દુર્લક્ષ કરવાથી સમય અને શક્તિનો ગેરઉપયોગ થાય છે. આથી ઉલટું, સિદ્ધાંતો એ કેવળ વાતો કરવા માટે નહિ, પરંતુ આપણને સાચો જીવનમાર્ગ દર્શાવવા માટે (આપણને તે માર્ગે ચઢાવવા માટે) છે એ વાત-હકીકત-આપણે ધ્યાનમાં રાખીશું તો આપણે ગૂઢ, અવ્યક્ત બાબતોમાંથી પણ આપણી આન્તર્ લાગણીને સચેત કરે એવી કાંઇ પ્રેરણા પામીશું, આપણો સિદ્ધાંત જીવનમાં ઉતારી શકીશું તથા હાથપર લીધેલા કેટલાક પ્રશ્નોનો નિવેડો પણ આણી શકીશું. આ ઉપરાંત, વિરોધી ધોરણોમાથી ઉત્તમ ધોરણની પસંદગી કરી શકીશું અને એક એક વિરોધ તથા અસ્થાયી છતાં હાનિકર્તા નિરૂત્સાહ સામે પણ આપણે આપણા સાચા ધોરણ (સત્ય પંથ) ને વફાદારીથી વળગી રહી શકીશું. આમ કરીને આપણે આપણા સિદ્ધાંતના સત્યથી લોકને આંજીશું, જગત પાસે તે સ્વીકારાવીશું અગર તેનો વિરોધ વ્હોરી લઇશું અને આપણે એક ગંભીર કામ હાથ ધર્યું છે, એવી આપણા જમાનાની પ્રજાને ખાત્રી કરાવીશું.

(૨)

હવે આપણા સિદ્ધાંતને આપણા જીવન (આચરણ) માં ઉતારવા માટે વસ્તુસ્થિતિનો પુરેપુરો અભ્યાસ કરવો એ જ સાચો માર્ગ છે-એ જ આપણી પહેલી અને સ્વાભાવિક ફરજ છે અને આપણે ન્યાયપૂર્વક અટકળ બાંધી શકીએ, તે માટે આપણે ચાલુ સમય બરોબર સમજી જવો જોઇએ, ભૂત-

કાળનો પાઠ લેવો જોઇએ તથા જે સિદ્ધાંતો પાળવાથી એક એક યુગ સંસ્કારી બન્યું–બને છે તે સિદ્ધાંત અનુસાર આપણે આપણો ભવિષ્યનો પંથ ઘડવો જોઇએ. આપણામાં ચાલુ સમયનું પૂરૂં જ્ઞાન જોઇએ તથા આપણે ભૂતકાળનો પાઠ લેવો જોઇએ. છેક બે જુદા સમયનો ઇતિહાસ વિશાળ દૃષ્ટિથી અવલોકી આપણે ભૂતકાળનો અભ્યાસ કરીશું. દાખલા તરીકે ૭૯૮ અને આપણો સમય–તો કેટલાક ચોક્કસ સંજોગો આપણી નજર આગળ ઉભા થશે–આપણા જોવામાં આવશે. ૭૯૮, ૭૦૩, ૭૪૮, ૭૬૭ નાં પ્રસિદ્ધ (સુનેરી) વર્ષોમાં મહાન સિદ્ધાંતો સારી રીતે પળાતા હતા, લોકો બલિદાનનો મહિમા સમજ્યા હતા, ત્યાગવૃત્તિ શીખ્યા હતા, સત્ય માટે તેમનામાં અડગ માન્યતા (શ્રદ્ધા) હતી, શૌર્ય તથા સ્વાતંત્ર્ય તેમનામાં દીસતાં હતાં અને તેમના આદર્શ વિજયશાળી હતા. આ વર્ષોમાં લોકોને **સત્યનો સાક્ષાત્કાર થયો હતો** (લોકોમાં દીર્ઘદૃષ્ટિ હતી), તેમનામાં ઉત્સાહ હતો, દેશ આખામાં નવીન ચૈતન્ય હતું, દંભ, કપટ અને નીચતા (આ ચૈતન્યના પ્રભાવે) નષ્ટ થઇ ગયાં હતાં અને બધા વીર પુરૂષોને ઉચ્ચ આશા અને મહાન પ્રાપ્તિ માટે આ ચૈતન્યથી ઉત્સાહ મળતો હતો. જોકે કેટલાક લોકો તો રોદણાં રડતા જ હતા અને શત્રુને હાંકી કાઢવામાં વિલંબ થતો જ, તથાપિ તેને યુદ્ધ–કહેણ કહાવી, તેની શક્તિ હચમચાવી નંખાતી હતી, એ જ એક ખરી મહાન પ્રાપ્તિ હતી. આવા નવચેતનવાળાં સુનેરી વર્ષોની વચમાં વચમાં નિરૂત્સાહનાં નિરાશાજનક વર્ષો આવ્યા હતાં અને તે વખતે પ્રજાના શરીરમાં તનમનના રોગે ઘર કર્યા હતાં. સર્વત્ર શારીરિક તેમજ માનસિક મન્દતા જણાતી. આ વખતે પણ સાચા દિલવાળા સત્યપ્રેમી લોકો આમતેમ છુટાછવાયા (એક બે) તો હતા જ, તેઓમાં હજુ શ્રદ્ધા હતી, પરંતુ તેઓમાં અવ્યવસ્થા હતી તેથી તેઓ મુંઝાતા–ગુંચવાતા. (આવાં વર્ષોમાં) નેતાઓને હલકા પાડવામાં આવ્યા હતા અને તેમની જગ્યાએ જીંદગીના સાન્દર્યને ભૂતકાળની ભવ્યતાને અને આપણા ભાવિજીવનને એબ લગાડનારા ખુશામતીઆ, દંભી અને માનપાનના ભૂખ્યા લોકો પોતાની સત્તા બેસાડવા લાગ્યા હતા. ઐતિહાસિક અવલોકન કરતી વખતે આ બે સમયોપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે–(૧) નવચેતનવાળો સુવર્ણયુગ, (૨) નિરાશાનો જમાનો અને (ત્યારબાદ) આપણે આપણા ઇતિહાસમાં માત્ર વર્ષો જ ગણાવવાં છે કે પછી અમર કીર્તિ કરી આપણા ભવ્ય ઇતિહાસમાં સુવર્ણ અક્ષરથી એક વધુ પ્રકરણ લખી જવું છે, એ આપણે જ નક્કી કરી લેવાનું છે.

(૩)

ઉપર જણાવેલા બન્ને જમાનાનાં મુખ્ય મુખ્ય લક્ષણો સ્પષ્ટ રીતે સમજવા માટે આપણે બન્નેને છુટા છુટા વિચારીશું તો આપણો જીવનમાર્ગ સરળ થશે. જે વર્ષોમાં લોકોને સત્યનો સાક્ષાત્કાર થયો હતો, તથા (સ્વાતંત્ર્યના જ્વલંત પ્રકાશમાં) પોતાની દીવાલોપર પોતાનો રાષ્ટ્રધ્વજ ફરીથી ફરકાવવાનો તેમણે પ્રશંસનીય પ્રયત્ન કર્યો હતો, તે જમાનાનો આપણે પ્રથમ અભ્યાસ કરીશું. આ યુગના પહેલા પહેલા ઉત્સાહી પુરૂષોમાં નવચેતન, ઉત્સાહપ્રેરક આશાઓ, ગેબી જુસ્સો, તથા ઉડા વિચારો અને સાથે સાથે પોતાના અંતીમ ધ્યેયની, મહત્તાની, પોતાની સામાન્ય ફરજની તથા ઉત્તમ ચારિત્ર્ય, કરેલ કામો અને પવિત્ર હેતુ માટેની વ્યક્તિગત જવાબદારીની અસ્મિતા વૃદ્ધિ પામતી હોય છે; અને તેથી અધમતા, દાવપેચ (કાવાદાવા) અને વિશ્વાસઘાત વિગેરે વ્યક્તિની અને પ્રજાની ભાવનાઓમાંથી નાબુદ થાય છે. આવા જમાનામાં બધાને ખાત્રી થાય છે કે રાષ્ટ્રની સ્વતંત્રતાના પુનઃસ્થાપનનો સમય આવી પહોંચ્યો છે. આથી તેમના જુસ્સા અને ઉત્સાહની સાથે સાથે દૃઢ નિશ્ચય અને હિંમત ઓતપ્રોત થયાં હોય છે. આ યુગમા નિરૂત્સાહી વર્ષોના આવેશજન્ય કામોને નાલાયક અને નિષ્ફળ ગણી કાઢવામાં આવે છે. આ જમાનાના લોકના આદર્શ મહાન હોય છે મહાન આદર્શ મહાન યુદ્ધની પ્રેરણા કરે જ છે. આખરે તેવું યુદ્ધ થયું જ છે. (ભૂતકાળની આપણી પ્રજના મહાન આદર્શો આપણે જીવનમાં ઉતારવા માંડ્યા છે અને આપણે સ્વાતંત્ર્ય માટેના મહાન યુદ્ધમાં પ્રવૃત્ત થયા જ છીએ, એવું કબુલ્યા વિના કોઇનો છુટકો નથી). અને કેટલાક પરાજયો છતાં આપણે તે યુદ્ધને મહાન યુદ્ધ માનવું જ જોઇએ. એક સામટા ગમે તેટલા સંજોગો ભલે આપણા સુંદર સ્વપ્નને વણસાડે (આદર્શને કલુષિત કરે) અને આપણા વિજયમાં વિલંબ કરાવે, છતાં પેલાં બહાદુરીનાં વર્ષો આપણા સત્યની સાક્ષીરૂપ, સૈનિકોની સત્યપરાયણતાના પુરાવારૂપ અને ભવિષ્યમાં થનાર આપણા અચૂક વિજયને પ્રકાશ (પ્રકટ) કરનાર મસાલરૂપ છે.

(૪)

હવે આપણે સ્વાતંત્ર્ય માટેનાં મહાન યુદ્ધો દરમ્યાન જે નિરાશાજનક (મંદતા ફેલાવનાર) વર્ષો આવ્યાં, તેનો ઇતિહાસ તપાસીએ. આપણે પોતે તે વર્ષો વિષે સ્હેજસાજ જાણીએ છીએ. આગળ ઉપર તે વિષે કાંઇ કહી પણ ગયા છીએ, આથી આપણને નિરાશ અને અનીતિમાન બનાવે

એવા અધમ બનાવોનો વધુ ચિતાર નાહ આપીએ. પણ (આવા જમાન.માં) સ્વતંત્રતાના સિદ્ધાંતને માનનારા અને કદી કદી પોતાની માન્યતાને પરાણે પણ આચરણમાં મૂકવાની જરૂર જોનારા લોકો કેવા પ્રકારના પ્રયત્ન–કદી તો બીલકુલ પ્રયત્નનો અભાવ–કરે છે, એનો જ અભ્યાસ કરવાની ખાસ આવશ્યકતા છે. તેઓ લગભગ ગુમાવેલી લડતમાં ઝૂઝયા છે અને હાર પછી તદ્દન નિરાશ બન્યા છે. તેઓ પ્રાસંગિક (તાત્કાલિક) તોફાની સંજોગોને વશ થતા નથી, પરંતુ જે અડગ શ્રદ્ધા અને ઉત્સાહથી બહાદુરીનાં વર્ષોમાં લોકો હરવખત આવા સંજોગો સામે થતા હતા અને પોતાના ધ્યેયની સિદ્ધિની લડતમાં ન્હાય તો ફત્તેહ સર કરતા અગર પોતાના પ્રાણની આહૂતિ આપતા, તેવી અડગ શ્રદ્ધા કે તેવો ઉત્સાહ આ (નિરાશાજનક જમાનામાં પણ સ્વાતંત્ર્યના સિદ્ધાંતને માનનારા) લોકોમાં નથી. તેઓ આ જમાનાથી વિરક્ત રહે છે અને આખરે કોઇ દગા કે નીચતા(ના કામ)થી ઉશ્કેરાઇ જઇ, ક્ષણિક ક્રોધને વશ થાય છે, નકામે આડે અવળે માર્ગે કામ કરવા મંડી પડે છે અને છેવટે પાછા હતાશ થાય છે. પ્રતિક્ષણ ઉત્સાહ પ્રેરે, દરેકનો માર્ગ ચોક્કસ અને સહિસલામત બનાવે તથા સતત યુદ્ધમાં ઘુમવા માટે અખૂટ કૌવત આપે એવી જે (Vision) ઉંચી દીર્ઘ દૃષ્ટિ પેલાં મહાન (બહાદુરીનાં) વર્ષોમાં લોકોમાં માલુમ પડતી તે આ લોકમાં નથી. તેઓ તો મનમાં ને મનમાં (Tacitly) એમ જ માને છે કે તેમનો પોતાનો જમાનો કેવળ નકામો છે, શત્રુઓની ચઢતી છે, અને તેઓ પોતે તેને (શત્રુને) ભ્રષ્ટ કરી શકે નહિ. આ (નિરાશાજનક વર્ષોની અસર)થી તેઓ જે કાંઇ પગલું ભરે છે (જે કાંઇ કામ હાથ ધરે છે) તે કેવળ તેમની (શત્રુ સામે) કેવી વૃત્તિ છે તે બતાવવા પુરતું જ ભરે છે. પરંતુ યુદ્ધ ફરીથી શરૂ થાય છે, સ્વતંત્રતાની હાકલ (Bid for freedom) વાગે છે તથા ઇતિહાસમાં તેમના સમયની પ્રશંસા થશે અને તેમના યુદ્ધની નોંધ લેવાશે જ એવું શત્રુના મનપર ઠસાવવાના હેતુથી, તેઓ કાંઇ પણ હાથ ધરતા નથી. સત્તાના ઝુલણજી પૂજારીઓને જોઇ (તેમના જુલ્મોને પણ જોઇ) તેઓ ગાંડા ઘેલા અને બ્હાવરા બની જાય છે–છેડાઇ જાય છે–પરંતુ તેમના આવેશભર્યા પ્રયત્નો શત્રુના જુલ્મનો નાશ કરવા કરતાં વિશેષ કરીને તેમની પોતાની લાગણીઓને સંતોષવા માટે જ થાય છે. આ હકીકત આપણે ખૂબ ખૂબ સમજવી જોઇએ અને આપણાથી જુદા જમાનામાં શત્રુને પજવવા તથા છળવ માટેના આવા લોકોના આવેશભર્યા પ્રયત્નો–પુછાડા (makeshifts) જોઇ આપણે તેવા પ્રયત્નો બાજુપર મૂકવા જોઇએ તથા આપણા યુગની પ્રશંસા વધે–આપણા ભવ્ય ઇતિહાસમાં

સુવર્ણ અક્ષરથી એક વધુ પ્રકરણ લખાય—એવાં મહાન કાર્ય આદરવા માટે તૈયાર થવું જોઇએ.

(૫)

આમ ભૂતકાળનું અવલોકન કરતી વખતે આ ઉપર વર્ણવ્યા તે બે જમાનાનાં વિશિષ્ટ લક્ષણોની નોંધ લેવાથી આપણો જીવનમાર્ગ કંઇક અંશે સરલ બને છે. પણ જીંદગી તરફ આપણું તાત્કાલિક (હાલમાં) કેવું વલણ છે, આપણે કયાં છીએ, એ હવે વિચારીને નિશ્ચિત કરવાનું છે. કેટલીક ભૂલો, કેટલાક દોષો આપણે દૂર કરવાના છે. આપણામાં એક એવી (ખોટી) માન્યતાએ ઘર કર્યું છે કે આપણે આપણા સિદ્ધાંતને માત્ર અમુક સ્થળે જ આચરણમાં મૂકવાનો છે, માત્ર અમુક સમયે અને અમુક સભાઓમાં જ તેને વફાદાર રહેવાનું છે પણ આવી સભાઓમાં તો આપણા આખા જીવનનો માત્ર અલ્પ સરીખો જ ભાગ વ્યતીત થાય છે, કંઇ આપણું આખું જીવન ઘડાતું નથી, એ વાત આપણે લક્ષમાં લેતા નથી. જ્યારે આપણે બીજા સ્થળોએ—જ્યાં જાહેર યા છૂપી રીતે આપણાથી વિરૂદ્ધ સિદ્ધાંતો પળાય છે ત્યાં—હોઇએ છીએ, ત્યારે આપણે આપણા સિદ્ધાંતને જતો કરીએ છીએ, તેને વફાદાર રહી શકતા નથી. ( આ ઘણો ગંભીર ગુન્હો છે). આપણો સિદ્ધાંત આપણે સર્વત્ર પાળવાનો છે; કોઇ પણ સ્થળે, કોઈ પણ કાળે તેનો ત્યાગ કરવો ઉચિત નથી. આ બે આપણી ફીલસુફીના મુખ્ય મુદ્દાઓ છે. જીંદગી એક મહાન રણભૂમિ છે અને દિવસને ગમે તે વખતે આપણને આપણા વિરોધીઓ સામે આપણા સિદ્ધાંત માટે લડવું પડશે અને તેને વાજબી-યોગ્ય ઠેરવવો પડશે. જ્યાં જ્યાં તમારો સિદ્ધાંત પળાતો હોય ત્યાં જ કેવળ તમારે તેનો દાવો કરવાનો નથી. તમારો સિદ્ધાંત તમારામાં કાંઈ ગૂઢ પ્રેરણા કરશે (It will whisper) અને તમારે તેને અપરિચિત સ્થળોએ પહોંચાડવા ( પ્રચારવા) તૈયાર થવું જ જોઇએ (જોઇશે). એના પાલનમાં સહેજ પણ જતું આવતું ન કરી શકાય. ચ્હાય તો આપણે તેમાં મહત્તા માનવી જોઇએ ( માન લેવું જોઇએ ) અગર તેનો બીલકુલ ત્યાગ કરવો જોઇએ. આ સિવાય ત્રીજો માર્ગ નથી. એક વખત સ્વીકાર્યો કે પછી તેને પડતો મુકાય જ નહિ, કે ન તો કાંઈ વચલો માર્ગ ગ્રહણ કરી શકાય. (દહીં દૂધમાં પગ રાખવાની વૃત્તિ રાખવી પાલવે જ નહિ.) ગમે તે સંજોગોમાં, ગમે તે સ્થળે, તમારો સિદ્ધાંત તમારી સમક્ષ ખડો થશે અને તમારે તેને સ્વીકારવો જ પડશે.

(માટે) કોઇ પણ બ્હાને સિદ્ધાંત ઉંચે ન મુકાય તે માટે સાવધ રહેવું જોઇએ. તમે કાંઈ પણ ( માર્ગ ગ્રહણ ) ન કરો એ બને જ કેમ ? ખુદ સંજોગો તમને કોઇ પણ માર્ગે ઘસડી જશે. કશું કરવું જ નહિં એ પણ એક માર્ગ ગ્રહણ કરવા બરાબર છે. ધર્મગુરૂ, કવિ, અધ્યાપક, જાહેર જીવન ગાળનાર વ્યક્તિ કે પછી વેપારી સર્વેએ કંઇક તો જવાબ આપવો જ પડશે. તેમનો હિસાબ લેવાશે. તેમને કોઇને કોઇ માર્ગ તો ગ્રહણ કરવો જ પડશે. જીંદગીની પળે પળે સત્ય આદર્શને ખોટા આદર્શ સાથે અથડાઅથડી થશે જ. જો અવકાશના સમયમાં આપણે માત્ર તેની વિદ્વત્તાભરી ચર્ચા કરવામાં સંતોષ માનીએ તો આપણે યુદ્ધમાં હાર્યા જ (જાણો) છીએ. આ તો સંવાદસમાજો સ્થાપવાનો જમાનો છે અને તેમા આદર્શને કેવળ વાદ-વિવાદમાંનો એક મુદ્દો ગણી કહાડવામાં આવે છે અને તેથી આદર્શ ધારણ કરવાની દલીલ ઉડી જાય છે. પરંતુ આ જમાનામાં પણ આદર્શમાં અડગ શ્રદ્ધા રાખી તેને માટે જનસમાજમાં અતિ ઉત્સાહ (ઉલ્લાસ) થી લડવુ એ આપણા આદર્શનું સત્ય પુરવાર કરવા બરાબર છે. એમ કર્યાથી જે લોકોપર બીજે કોઇ પણ રસ્તે કશી અસર પહોંચી નથી, તેમના પર પણ અસર થાય છે, જનસમાજનું લક્ષ આપણી વફાદારી (થી) તરફ ખેંચાય છે, તેને પણ આપણા આદર્શમાં રસ પડતો જાય છે અને તેનામાં આગળ વધવાની ઉત્કંઠા પણ થાય છે. (પણ) **જ્યાં જ્યાં આપણે આપણા પંથને વળગી રહેવાનું છે, ત્યાં ત્યાં શત્રુની જાળ તો બીછાયેલી જ હોય છે.** આપણા ઇતિહાસમાં આવા એટલાયે દાખલા છે કે અમુક જ ઉદાહરણ આપવાની કાંઇ જરૂર નથી. જો ધર્મગુરૂઓ રાષ્ટ્રીય ભાવનાનો ઉત્સાહ તોડે તો તેમને વધારે આશ્રય મળે, અધ્યાપકો તેને વખોડી કાઢે તો તેમને વધુ માનચાંદ મળે, અને ધંધાદારીઓ, વેપારીઓ કે સાધારણ દુકાનદારો જો (રાષ્ટ્રીય) ભાવનાનો ત્યાગ કરે તો તેમનો ધંધો ધીકતો ચાલે એ આપણે ક્યાં નથી જાણતા ? ( આપણે સારી પેઠે જાણીએ છીએ. ) યુવાન અને ચાલાક માણસના માર્ગમાં સર્વત્ર કપટભર્યા અને દગાખોર પ્રલોભનો આવશે જ. તેને કહેવામાં આવશે, " ભાઇ, તું તો બાહોશ છે, શું કરવા બહાર પડતો નથી ? મૂકને એ બધા આદર્શોને ઉંચા, એથી તો તું અંધારામાં અથડાય છે; એમાં તારૂં શું ઉકળે છે ? જરા વ્યવહારકુશળ થા અને ચાલ જરા પ્રસિદ્ધિમાં આવ ! " આવી લાલચોથી તમે (બધા) નિર્બળ બનો છો, લાલચોને વશ થાઓ છો અને જનસમાજની પ્રશંસા પ્રાપ્ત કરવા માટે તમે તમારો સિદ્ધાંત છોડી આડે માર્ગ પ્રસિદ્ધિમાં આવો છો. પરંતુ આ સમે પણ તમારો જૂનો સિદ્ધાંત

છેક નાબુદ થતાંસુધી તમારા હૃદયમાં ખુંચ્યા તો કરતો જ હશે-હોવો જ જોઇએ. પણ પેલાં કપટભર્યાં અને દગાખોર પરંતુ સુંદર અને આકર્ષક પ્રલોભનોની અસર તમારાપર એવી જામી હોય છે, કે તમે દુઃખી બનો છો, નિરાશ બનો છો અને છેવટને માટે નિષ્ફળ નિવડો છો. ભલે આ પરિવર્તન સ્પષ્ટ ન હોય, પણ એમ બને તો છે જ. આથી ઉલટું જો તમે મક્કમ રહો, લાલચોને લાત મારો અને તમારા સિદ્ધાંતને વળગી રહો તો તો તમને મૂર્ખ અને નકામા ગણી કાઢવામાં આવશે. પરંતુ તમે તો સામ્રાજ્યોની જાહોજલાલી કરતાંયે એક વિશેષ સુંદર લડાઇ જીત્યા છો, એવું તમને મૂર્ખ કહેનારાઓ કદી પણ નહિ સમજે. તમારા આત્મામાં તમે સાચી જ્યોત અને ચિરસ્થાયી સૌન્દર્ય જીવન્ત રાખશો, એક સાચા ઉત્સાહીના હૃદયમાં તમારા સાચા આદર્શનું સંગીત સદાકાળ ગજવશો ( તમારામાં અપાર ઉત્સાહ રહેશે ) અને જે અંતિમ વિજય થકી સૈકાઓના પ્રયત્નો પછી વિશ્વ ટકી રહ્યું છે, જેનાથી વ્યક્તિની ઉન્નતિ થાય છે, રાષ્ટ્રની આબાદી થાય છે ( સત્તા મજબૂત થાય છે ) અને રખડતી રઝળતી પ્રજા પણ છેક રણમાંથી ( મહા મુશ્કેલીઓમાંથી ) પોતાના ધ્યેયને માર્ગે ચઢે છે, તેવા અંતિમ વિજયની તમને ઝાંખી થશે. ( માત્ર તમારે, સર્વ સ્થળે, સર્વ સંજોગોમાં અને સર્વ વિરોધ સામે જાનને જોખમે પણ તમારો સિદ્ધાંત પાળવો જોઇએ.

(૬)

હવે જો આપણે આપણા જમાનામાં જ આપણું વાજબીપણું ઠેરવવા માગતા હોઇએ તો આપણે થોડું ઘણું પડતું મૂકવાની કુટેવ છોડવી જ ઘટે. આ બાબતમાં ઘણા પ્રમાણિક માણસો પણ કાંઇ ઉંધા જ વિચારો-જૂદી જ માન્યતાઓ-ધરાવે છે અને જે વૃત્તિઓ આપણી નિષ્ફળતાના હેતુરૂપ છે, તેવી વૃત્તિઓને વાજબી માને છે. ત્યારે ખામી શી છે ? ( એ જ કે ) આપણે આ તરફ ઘણી વાર શાંતિથી અને લાંબા વખત સુધી બેપરવા રહીએ છીએ. આથી કોઇ આશ્ચર્ય પામે એમાં કાંઇ નવાઈ નથી. આપણે ઉપર જોઈ ગયા તેમ અમુક માણસ માત્ર અમુક સ્થળે જ પોતાના સિદ્ધાંતને વળગી રહે છે. બીજે સ્થળે જ્યારે તેની કસોટી થવાનો પ્રસંગ આવે છે, ત્યારે તે પોતાના સિદ્ધાંતને પડતો મૂકે છે. તેને સિદ્ધાંતમાં શ્રદ્ધા છે-તે તેને હૃદયથી માને છે-તેની તરફેણમાં તે કદાચ નનામા લેખો પણ લખે અને વળી પોતાના પંથને વળગતો યે જાય, પરંતુ તે એકેએક યુદ્ધમાં

પોતાના સિદ્ધાંતને ચૂસ્તપણે વળગી રહેશે નહિ. વળી જ્યારે આપણી જાહેર સંસ્થાઓ, જાહેર માણસો તથા વેપારીઓને પણ કામે લાગવું પડે, એવો કટોકટીનો પ્રસંગ આવી પડે, તથા જ્યારે રાષ્ટ્રના હિતાર્થે અગર તેની વિરૂદ્ધ છેવટનો નિર્ણય કરવો આવશ્યક જણાય, ત્યારે તે પોતાની સ્થિતિમાં પોતાના પક્ષ તરફથી આગળ પડતો ભાગ લેવાનું ડહાપણભર્યું ધારશે નહિ. તે છાનોમાનો સભાઓમાંથી ગેરહાજર રહે છે; તે પોતાનો ફાળો તો આપે છે, પણ પોતાની ગેરહાજરી માટે બ્હાનું કાઢે છે. પોતાના આદર્શને ખાનગી રીતે વફાદાર રહેવાનો દાવો કરી તથા તેની જગો લેનાર નવા માણસને અંદરખાનેથી ઉત્તેજન આપી તે સંતોષ માને છે. આટલું જ નહિ પરંતુ જાહેર ભાગ ન લેવામાં તે પોતાને વાજબી માને છે. આ સૌથી ખૂરી ચીજ છે. ખરી રીતે તે વાજબી હરતો નથી. ( પોતાની જવાબદારી ફગોટી દઇ, બીજાઓને કામે લાગેલા જોઇ સંતોષ કે આનંદ માનવો એ કાંઇ કોઇના લાયકાત ગણાય નહિ. પ્રત્યેક મનુષ્યે પોતાના આદર્શ માટે સર્વત્ર અને સદા કાળ જાનને જોખમે પણ ઝૂઝવું જ જોઇએ. ) વળી જે કાંઇ માણસ પોતાનાપર જોખમ લેવા તૈયાર હોય તેણે તે જોખમમાંથી બીજાને મુક્ત રાખી બધું જોખમ એકલાએ જ વ્હોરી લેવું ( એ પણ ગેરવાજબી છે ) જોઇએ નહિ. તેમ જ અમુક ધ્યેયને હૃદયમાં માનનારા બીરૂ સ્વભાવના લોકોને તેમના ધ્યેયની સંપૂર્ણ પ્રાપ્તિ માટે પ્રેરવા હોયતો તેમને સિદ્ધાંત પાળવાનો ઉપદેશ છેક નરમાશથી કર્યે ન પાલવે, બનતે પ્રયત્ને સિદ્ધાંત પાળવા માટે તમારે તેમને ઉત્તેજન આપવું જોઇએ. સિદ્ધાંત પાળવામાં તમારાથી તો કશી ખામી રખાય જ નહિ, નહિ તો જે સિદ્ધાંતને તમે પસંદ નથી કરતા તેનો તમે પ્રચાર કરતા જણાશો. જે બાબતોમાં ખુદ તમે સિદ્ધાંતને ચાહતા નથી, તે બાબતોમાં બીજાઓને તે સિદ્ધાંત પાળવાનું ફરી ફરી કહ્યા કરો તો તેની કશી અસર જ ન થાય. બલ્કે રફતે રફતે તે સિદ્ધાંત તમારામાંથી લોપ થશે. પ્રથમ આ બાબતનો ( સિદ્ધાંત લોપ થાય તેનો ) તમને કંટાળો-તિરસ્કાર-હતો પણ હવે તમે તે તરફ બેદરકાર બનો છો-તમે અજાણપણે બદલાઓ છો. તમારા જુના સાક્ષીઓ તમાર.પર ચીડાય છે, તેથી તમે પણ સામા ચીડાઓ છો. તમારામાં કેવી રીતે પલટો થયો તે તમે જાણતા નથી. જે વસ્તુમાં તમે માનો છો, તે વસ્તુના પ્રચારમાં વિલંબ થાય, તે તમારાથી સંખાતું નથી, તેમ નથી તમારાથી તે વસ્તુથી અસંબદ્ધ વાતો કહેવાતી કારણકે જો તમે એવી અસંબદ્ધ વાતો કરો તો બીજે જ દિવસે તમને જેમાં માન્યતા છે, તે વસ્તુ વિષે

કાંઇ પણ તમારાથી કહેવાશે નહિ. આ સ્થિતિમાં તમે ભાગ્યે જ કોઇ બંધબેસતી બે વાતો કરી શકો. આપણે અધુરી નીતિઓ અંગીકાર કર્યે ન પાલવે. આપણી નીતિ સંપૂર્ણ, સ્પષ્ટ અને અનુરૂપ હોવી જોઇએ તથા શંકાશીલ હૃદયને સંતોષી શકે એવી હોવી જોઇએ. જ્યારે આપણે આ બધાને આપણા પક્ષમાં લાવી શકીશું, ત્યારે જેઓ દિલચાલથી બીલકુલ વિરક્ત રહેતા હતા, તેઓ પણ આપણા સિદ્ધાન્તમાં માનતા થશે. મનુષ્ય પોતાની ગંભીર ફરજોમાંથી ન તો પોતે મુક્ત થઇ શકે, ન તો પોતાના સાક્ષીઓને વિમુખ કરી શકે. આ વાત (દરેક) મનુષ્યે બરાબર સમજવી જોઇએ. આમ છતાં આપણે આપણી છૂટછાટો તરફ બેપરવા થઇએ છીએ અને તેથી કરી આખરે મુંઝવણમાં આવી પડીએ છીએ તથા નિષ્ફળ નિવડીએ છીએ. ભવિષ્યમાં મહાન્ પુરૂષ થઇશું એવી ઝંખનામાં આપણે (સામાન્ય) મનુષ્ય તરીકેની ફરજોમાં પ્રમાદ કરીએ છીએ. આપણે એમ ધારીએ છીએ કે દૂર ભવિષ્યમાં એક વખતે આપણે મહાન ફરજો અદા કરવા તત્પર થવું પડશે, પણ એવી ફરજો અદા કરવાનો વખત હાલ આવી પહોંચ્યો છે, લડાઇ શરૂ થઇ ગઇ છે તથા આપણે આપણો આદર્શ જાહેર કરી તેને હિંમતથી હાલ ને હાલ આચરણમાં મૂકવો જોઇએ એ વાતો આપણને સમજાતી જ નથી. લડાઇ અટલી બધી નજીક આવવાથી આપણે ગભરાઇએ, એ વાત સંભવિત છે, પરંતુ લડાઇ શરૂ કરતાં જ ગભરાવું એ તો જીતી શકાય એવી લડાઇમાં હાર પામી તેનાં પરિણામો મુંગે મોંઢે ખમવા બરાબર છે. જો આપણે ભવિષ્યમાં વીરને છાજે એવાં કામો કરવાને લાયક થવું હોય તો આપણે આ ક્ષણે જાગ્રત થઇ ખરા મરદ બનવું જોઇએ.

(૭)

કેટલીક વાર લડતની મુશ્કેલીઓને લીધે આપણે તટસ્થ વૃત્તિ ધારણ કરીએ છીએ. આપણામાં કેટલાક સહૃદયી પુરૂષો એવા હોય છે કે આયર્લાંડમાં સ્વાતંત્ર્યના પુનઃ સ્થાપનની વાત તેમને ગળે ઉતરતી જ નથી. આ આપણું દુર્ભાગ્ય છે. છતાં આપણને તો તેમાંથી પણ કાંઇક લાભ છે. કારણ, આપણને કેટલીક વાર આપણું સમતોલપણું ગુમાવી બેસવાની ટેવ પડી છે; હવે જો આવા માણસો (આયર્લાંડમાં સ્વાતંત્ર્ય ફરીથી નહિ જ સ્થપાય એવું માનનારા) આપણા સંગમાં હોય તો તેમના સહૃદયતાથી આપણને સુધરવાની તક મળે, તથા તેમની ટીકાણીથી આપણે સમતોલપણું પણ જાળવી શકીએ. તેમને આપણા વિચારમાં ફેરવવાના (હજુ બાકી) છે.

દરમ્યાન એક સામાન્ય હેતુથી આપણે પ્રમાણિકતાથી એક બીજા સાથે ભળીએ છીએ. (તેમના વિચાર આપણાથી ભિન્ન છે છતાં આપણે તટસ્થવૃત્તિ ધારણ કરી, સામાન્ય હેતુ માટે, તેમની જેમ, આપણી યત્કિંચિત્ સેવા આપવાની છે). પણ આપણે આપણા આદર્શ સર્વત્ર ફેલાવવાનો છે શું? હા, એ વાત તો ખાસ આવશ્યક છે. વળી જુદા જુદા વિચારના માણસો મળે ( માણસોનો સંઘ થાય ) ત્યાં પણ આપણે આપણો આદર્શ છોડવાનો નથી. આપણે માત્ર એટલું જ લક્ષમાં રાખવાનું છે કે આપણા વિચારો બળજોરથી સામાના પર ઠસાવવાના નથી પણ આપણા મનમાં તે વિચારો એટલા જાગતા રાખવાના છે કે વિરૂદ્ધ મત આપણા પર કાબૂ મેળવે જ નહિ. ખરેખરી તટસ્થ વૃત્તિ જળવાય એ માટે આપણે સાવધ રહેવું જોઇએ. પણ લોક આપણી આ તટસ્થવૃત્તિનો ઉંધો અર્થ કરે. આપણે આપણા વિચારો સામાના મનપર પરાણે ઠસાવવાનો પ્રયત્ન કરતા નથી અને શાંતિથી આપણા વિચારોને મનમાં દઢ રાખીએ છીએ, ત્યારે ઘણા આપણી શાંતિ માટે શંકા લાવે છે. આપણા સિદ્ધાંત અનુસાર આપણે જે બાબતો સ્વીકારી શકીએ જ નહિ, તે બાબતો આપણે સ્વીકારી લીધી છે એવું કેટલાક અનુમાન કરે છે. છતાં આપણે સામા પક્ષ જોડે આથડી પડવું, એ આવા ખોટા અનુમાનને ઘણું વજન આપવા બરોબર છે. સામા પક્ષ જોડે આથડી પડીએ તો આપણી તટસ્થવૃત્તિનો ભંગ થાય, માટે આપણી સદા આવી વૃત્તિ જોઇએ. આપણે સામે પણ ન થવું તેમ આપણા સિદ્ધાંત વિરૂદ્ધની બાબતો પણ ન સ્વીકારવી–આનું જ નામ ખરી તટસ્થવૃત્તિ. ગંભીર બાબતો આપણામાં એટલે જેઓ રાષ્ટ્રીય હિલચાલમાં ખાસ પ્રત્યક્ષ રીતે જોડાયલા નથી (તટસ્થ હોવાથી) તેઓમાં–ઘણીવાર પક્ષો પાડે છે, માટે જ્યારે જ્યારે આપણે એક જ ભૂમિકાપર સામાન્ય હેતુથી કામ કરીએ છીએ ત્યારે ત્યારે આપણે વિરોધીઓની માન્યતાને નિંદીએ છીએ–(તેમ વિરોધીઓ આપણી માન્યતાઓને નિંદે છે)–એવો હાનિકારક ખ્યાલ છોડવો જોઇએ, કારણકે આવા પક્ષોમાંથી પોતાની માન્યતાને પ્રાણરૂપ માનનારા માણસો જો તે માન્યતાઓનો ત્યાગ કરે તો બન્ને પક્ષને શરમ છે. એમાં એકને પણ માન લેવાનું નથી. પણ ના. આપણે આપણા વિરોધીઓની માન્યતાને નિંદતા નથી. તેમનું પોતાપણું ભૂલાવવાનો આપણે પ્રયત્ન કરતા નથી. તેઓ અને આપણે પરસ્પરની માન્યતાઓને માન આપતા થઇએ એટલું જ આપણે ઇચ્છીએ છીએ. ટુંકમાં આપણે ખરી તટસ્થવૃત્તિ જળવાય, તે માટે આતુર

છીએ. તટસ્થવૃત્તિ ધારણ કરવાથી કોઇ પણ માણસને પોતાનો પંથ છોડવો પડતો નથી, બલ્કે તે તથા તેનો પંથ બન્ને પવિત્ર રહે છે.

(૮)

(આમ) આપણા આખા જીવનને રાષ્ટ્રીય ભાવનાથી રંગાયેલું જોઇએ છીએ ત્યારે તેના રક્ષણાર્થે આપણે કેટલીયે વાર અગાઉથી સહેજ પણ સૂચના (મેળવ્યા) વગર તૈયાર રહેવું પડશે એ આપણને ચોકખે ચોકખું સમજાય છે. રાષ્ટ્રીય ભાવના પોષવાની ફરજનો માણસો જાણી જોઇને ઇન્કાર કરે છે એમ તો નથી. પરંતુ આપણો મૂળ સિદ્ધાંત (રાષ્ટ્રીય) હાલ કે ભવિષ્યમાં કદીયે પ્રજાજીવનમાં સ્થાન નહિ જ પામે એવું માની લેવાની તેમને ટેવ પડી ગઈ છે અને તેઓ બીજાઓને આ ટેવના ભોગ થવા ઇચ્છે છે. તેઓ તો સિદ્ધાંત કરીને બેઠા છે કે હાલની સ્થિતિ બદલાય જ નહિ, પણ આ માન્યતા સામે આપણે સખત વિરોધ દર્શાવવો જોઇએ. આપણી માન્યતા એમનાથી વિરૂદ્ધ છે એ આપણે જાહેર કરવું જોઇએ. સ્થિતિ પલટાશે અને સ્વાતંત્ર્યનો જુસ્સો ફરીથી ફાટી નીકળશે એ વાત આપણે ભારપૂર્વક જણાવવી જોઇએ તથા રાષ્ટ્રીય ભાવનાના રક્ષણાર્થે તત્પર થવું જોઇએ. આ સંયોગોમાં આપણે એક વાત ખાસ ખાસ ધ્યાનપર લઈ લેવાની છે અને તે એ છે કે આપણી વિરૂદ્ધ ચોક્કસ, દૃઢ અને ઠરેલ વિચારો ધરાવનારા આપણા વિરોધીઓ બહુ જ થોડી સંખ્યામાં છે. ભાગ્યે જ આપણા વિરોધીઓમાંના ઘણામાં આવા દૃઢ વિચારો હોઇ શકે. આપણા પક્ષના સંગીન વિચારો ધરાવનારાની સરખામણીમાં તેમની સંખ્યા ઘણી જુજ છે અને તેઓ મોટા લશ્કરોપર કાબૂ રાખતી અંગ્રેજી સરકારને વધાવી લે છે, તેને તાબે થાય છે અને રાજ કરતી સત્તાના વેગમાં ઘસડાઇ જવાનો જેનો સ્વભાવ પડ્યો છે એવા જનસમાજપર પોતાની અસર જમાવે છે. આવા અસ્થિર બુદ્ધિવાળા જનસમાજપર આપણે ખરો આદર્શ-સત્ય વિચાર-દસાવવો, એ આપણી ફરજ છે. આપણે તેનામાં દૃઢ નિશ્ચય, હિંમત અને જાતિ-અભિમાન જેવા સ્તુત્ય ગુણો પ્રકટાવવાના છે તથા આવા લોકો પોતાની કોમને શોભાવે એવા નિવડે તે માટે આપણે તેમને કેળવવાના છે. જેમ જેમ આપણા આદર્શની-આપણી લડતની-સચ્ચાઇ તેમના દિલમાં ઠસતી જશે તેમ તેમ તેઓમાં શ્રદ્ધા ઉત્પન્ન થશે. આ સચ્ચાઇની છાપ બેસાડવી એજ આપણી ફરજ છે, એ ફરજ અદા કરવાનો સમય શોધવા જવાની કાંઇ જ જરૂર નથી. તેવો પ્રસંગ આપોઆપ આવી પહોંચશે અને આપણે કસોટીએ ચઢવું પડશે. કેવી રીતે

તે જુઓ. અમુક હેતુસર એકઠા થયેલા જુદીજુદી માન્યતાવાળા માણસો, જ્યારે કાંઇ અગત્યના મુદ્દાપર ચર્ચા ચલાવતા ન હોય તેવામાં કોઇ એક માણસ અજાણતાં જ કે હેતુપુરઃસર એકાદ એવો પ્રશ્ન કાઢે કે જેથી આ લોકોમાં પક્ષો પડે, સંઘમાં ભંગાણ થાય. દાખલા તરીકે તે ઐહિક લાભની ખોટી આશાથી પ્રેરાઇ, આયર્લૉંડના સ્વાતંત્ર્ય માટેનો દાવો પડતો મૂકી, બ્રીટીશ સત્તાને માન્ય રાખવાનો પ્રશ્ન ઉઠાવે એમ માનો. ( આવે સમે આયર્લૉંડને સંપૂર્ણ સ્વાતંત્ર્ય અપાવવાના યત્નમાં જોડાયેલા એવા આપણને અસ્થિર મનવાળા માણસોપર આપણો આદર્શ ઠસાવવાની તક મળે. ) સ્વાભાવિક રીતે આ પ્રશ્નપર ઘણી નજીવી તકરારો, ખોટો વિતંડાવાદ ચાલે. આથી જે મનુષ્ય આયર્લૉંડને સંપૂર્ણ સ્વતંત્રતા મળવી જોઇએ એવું માને છે, તે પોતાની આજુબાજુ એક અજબ ટોળી જુએ, કારણકે આ ટોળીએ આયર્લૉંડ માટે લડવું એ તેની ફરજ છે, છતાં તેનામાં આયર્લૉંડના સંપૂર્ણ હક્કોનું અલ્પ સરીખું પણ ભાન નથી. પણ કાંઇ નહિ. પેલા આયર્લૉંડને સંપૂર્ણ સ્વતંત્રતા મળે એવું ઇચ્છનાર માણસને માલૂમ પડશે કે આ ટોળીના માણસોમાં આયર્લૉંડના પુરા હક્કોનું ભાન નથી એટલું જ નહિ પરંતુ આયર્લૉંડના હક્કોને ધોકો પહોંચાડવાનો ઇરાદો પણ નથી. તેઓ હંમેશાં ગુંચવણમાં રહે છે અને ઘણે ભાગે સહેલાઇથી વશ થાય એવા હોય છે. આથી જ્યારે જૂદા જૂદા વિચારના માણસોનો સંઘ મળ્યો હોય અને તેમાં આયર્લૉંડના સ્વાતંત્ર્યના સવાલને પડતો મૂકી, બ્રીટીશ સત્તાને માન્ય રાખી જે કાંઇ ઐહિક લાભો મળે તે લુટવાની નીચ દરખાસ્ત રજુ કરવામાં આવે, ત્યારે આયર્લૉંડને સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળવું જોઇએ, એવું માનનાર પાસે પોતાના સિદ્ધાંત માટે સચોટ દલીલો હોવી જોઇએ, તેના રક્ષણાર્થે લડવાની તેનામાં તત્પરતા જોઇએ, તથા સામાની દોષયુક્ત દલીલો એકદમ પારખી કાઢી તેનું ખંડન કરવાની તેનામાં શક્તિ હોવી જોઇએ આવી શક્તિથી જ્યારે તે સામાની દરખાસ્તને તુચ્છ, નાલાયક અને અધોગતિકારક પુરવાર કરશે કે તરત જ તેની આજુબાજુ અનુયાયીઓ ઊભા થશે. તેનામાં માત્ર તૈયારી હોય એટલી જ ખાસ જરૂર છે. આમ કરવું કંઇ અશક્ય નથી, કારણ એક જ શબ્દથી ઘણી ચર્ચાઓ એકાએક પલટાઇ ગયેલી આપણે જોઇ છે—જાણી છે—તથા જે મનુષ્યમાં ઉત્સાહભર્યા અને ચોક્કસ વિચારો હોય છે, તે બધાના દિલમાં પોતાના વિચારોની ઉંડી છાપ બેસાડે છે, જ્યારે બીજાઓ તો કેવળ નિરૂત્સાહી અને અનિશ્ચયી જણાય છે. આવો બનાવ પણ આપણે ઘણી વાર અનુભવ્યો છે—જાણ્યો છે. તમે પણ આવા એક માણસ બનો—તમે પણ તમારા વિચારો

ઉત્સાહભર્યા અને ચોક્કસ રાખો. ખુદ જીંદગીના સંજોગો તમને કયાં લઇ જશે તેની તમને ખબર નથી; ખુદ તમારે મોઢે પણ તમારા આદર્શ સામે કદાચ વિરોધ દર્શાવવા આવે. આ'વે વખતે તમારે તમારૂં પોત પ્રકાશવું જોઇએ. તમે દૃઢ નિશ્ચયી બનો તથા ખોટો ટટો પિસાદ છોડો એ ખાસ જરૂરનું છે. પણ જ્યારે કોઇ તમારાપર ખાસ આક્ષેપ મૂકવા ઇચ્છે ત્યારે તમારે તેને જુઠો પાડવા માટે તૈયાર રહેવું જોઇએ. આથી તો બી'કણ (કાયર) પુરૂષોમાં શ્રદ્ધા ઉત્પન્ન કરી શકશો. આક્ષેપ મૂકવાની ટેવને રોગની જેમ ત્યજો અને મિત્ર તેમ જ દુશ્મન માટે તમારા વિચારો સ્પષ્ટ અને તૈયાર રાખો. જ્યારે અને જ્યાં અણધારી રીતે ખોટો વિચાર ફેલાતો માલુમ પડે, ત્યારે ત્યાં એક બે સારાં (બોધ) વચનોથી તે ખોટા વિચારને નાબુદ કરો. તમારા મિત્રોને હિંમત આપી દૃઢ બનાવો. પેલા ખોટા વિચારને સ્વીકારવાનો ભય ખેડતાં તેમને અટકાવો. જો તમને એમ લાગે કે તમે તમારા વિરોધીઓની વચમાં છો (તમારી આજુબાજુ તમારા વિરોધીઓ છે) અને આ વિરોધીઓ તમને તેમના પક્ષમાં માની લઇ, તમારા સહકારની આશા કરતા લાગે, તો એકાદ (ચોંકાવે એવા) શબ્દથી તમે તેમના પડળ ખોલી નાંખો-તમારા સહકારની ખોટી આશા રાખતાં અટકાવો. આથી તેઓ આકર્ષાશે, તથા તમારામાં કેટલું પાણી છે તે તેઓ કળી જશે અને તમારા આદર્શના રક્ષણ માટેની તમારી તત્પરતા જોઇ તમારા તરફ માન પ્રદર્શિત કરશે. બીજાઓ આપણે માટે-આપણા આદર્શ માટે-ખોટી અટકળો બાંધતા હોય-આપણી પાસે ખોટી આશાઓ રાખતા હોય-તેવે સમયે, તમારે તમારી વૃત્તિ ચોકખે ચોકખી જાહેર કરી દેવી, પછી લડત ચાલો યા ન ચાલો. આમ આપણી વૃત્તિ જાહેર કરવી એટલે-આપણે ધ્વજ ઉંચે ફરકતો રાખ્યો કહેવાય-આપણી રાષ્ટ્રીય ભાવનાનું રક્ષણ કર્યું કહેવાય.

(૯)

આપણે ઉપર જોઇ ગયા કે સર્વત્ર અને સદા કાળ તથા જાનને જોખમે પણ સિદ્ધાંતનું પાલન કરવું જ જોઇએ. આપણી ફીલસુફી જીવનમાં ન ઉતારીએ તો પછી તે શા કામની? પણ પોતાના જીવનમાં વીરને છાજે એવા ઉચ્ચ આશયો ધરાવનાર સામે કેટલા વિરોધ થાય છે, તેના માર્ગમાં કેટલા અંતરાયો ખડા થાય છે, એ આપણે વિચારીએ. તેના આદર્શને કેવળ ભ્રમ ગણી કાઢવામાં આવશે અને તેને લોકો શેખચલ્લી, ચક્રમ કે મૂર્ખ કહેશે. આપણે કોઇ ઉંચા આશયો ધરાવીએ ત્યારે આવી જ રીતે લોકોની

ટીકાને પાત્ર થઇએ છીએ પણ આપણને મૂર્ખ ગણી કાઢનારા અને જાતે ડાહ્યા હોવાનો ડોળ કરનારા આપણા ટીકાકારો કોઇ ભ્રમમાં જ આથડે છે કે કેમ અને તેથી જ આપણને મૂર્ખ ગણવા જેટલા ઉદ્ધત બને છે કે કેમ તે વિચારવાથી કાંઇ હેતુ સરશે. આપણે કેટલાક દાખલા લઇએ. એક માણસ ( ટીકાકાર ) આપણા જેવા આદર્શ ધારણ કરી ' મૂર્ખ ' થવા માંગતો નથી તે આયર્લાંડ છોડવાની વાત કરે છે–હિમાયત કરે છે પણ જરા તમે તમારા મનને પૂછો કે જે માણસો આયર્લાંડ છોડતી વખતે શાંત, ગંભીર અને સ્પષ્ટ વાણીવાળા હોય છે તથા જેમના ચ્હેરાપર લાલી હોય છે, તેઓ થોડાં વર્ષ પછી પાછા ફરે ત્યારે ખોખરા અવાજવાળા અને ફીક્કા પડી ગયેલા માલુમ પડે તો શું તેમની આશા સફળ થઇ કહેવાય ? તેઓ કહે છે "હા", પરંતુ તેમના અવાજ ( ખોખરા ) અને ચ્હેરા ( ફીક્કા ) પરથી તેઓ જુઠા પડે છે. હવે બીજાનો દાખલો લો. તે આયર્લાંડ છોડી જવાની વાત–હિમાયત કરતો નથી, પણ તે અહિં જ (બધા આદર્શો–ખોટા ભ્રમો–માં કુટાવાનું છોડી દઇ) ભોગ વિલાસમાં રહેવા માગે છે તથા તમને કહે છે કે મૂર્ખ ન બનો અને મારા જેવા થાઓ–આદર્શોને ઉંચા મૂકી, લ્હાવો લુંટો. આ માણસ તમારો માર્ગદર્શક થઇ શકે ? તેને અવકાશના સમયમાં કોઇ પણ દિવસ સાચો આનંદ મળતો નથી–તેનો બધો વખત ધાંધલ–ધમાલ અને ખોટા પછાડામાં જાય છે, એમ તમને માલૂમ પડશે. તેનો આનંદ માત્ર ઉપર ઉપરનો જ છે. તેના આનંદની કૃત્રિમ પીછોડી દૂર ખસી ગયેલી જોશો ત્યારે તમને તેનું જીવન ગમગીન, ઉદાસ અને નિરૂત્સાહી જણાશે. તે મોજશોખનો પૂજારી છે અને ઉચ્ચ યા નીચ સ્થિતિમાં તેને માત્ર ભાર જ વહેવાનો છે ( જીંદગી તેને બોજારૂપ લાગે છે.) ઉચ્ચ પદવીપર ( સારી સ્થિતિમાં) હોય ત્યારે તેવા માણસને મોજશોખના વધુ માર્ગો જડે છે, તેને વધુ અવકાશ મળે છે અને તે વધુ વિલાસી અને સ્વચ્છંદી બને છે. આવા સ્વભાવના માણસોની જ્યાં જોઇએ ત્યાં એક જ સરખી દશા હોય છે. જીંદગી તેમને ભારરૂપ લાગે છે. તેમનામાં આનંદ, ઉત્સાહ, સ્ફુર્તિ કે આશા હોતાં જ નથી. આવો માણસ અદેખાઇ કરવા લાયક ન હોવો જોઇએ (નથી જ.) હવે ત્રીજાનો દાખલો લઇએ. તે તમારો ખભો ઠોકીને કહે છે–" ખરી વાત છે, આપણે આયર્લાંડ છોડીને પરદેશ જવાની કશી જરૂર નથી, તેમ અહિં એશઆરામ ભોગવવાની–ઉડાઉ બનવાની પણ જરૂર નથી. આપણે વ્યવહારકુશળ થવું જોઇએ, બધા ભ્રમો દૂર કરવા જોઇએ તથા કેવળ સંભવિત વાતો કરવી ઘટે. કાલની કોને ખબર છે ?

આજની જ વાત વિચારોને." પણ આપણા આ શ્રદ્ધાશીલ મિત્રમાં વિનોદવૃત્તિનો છાંટો સરખોયે નથી. તમારો આદર્શ ભવિષ્યમાં ફળીભૂત થાય એમ હોવાથી (ભવિષ્યની શી ખાત્રી એમ કહી) તે તમારો આદર્શ બાજુએ મૂકે પરંતુ પોતે જ એવો માર્ગ ગ્રહણ કરે છે (કરવાનું ધારે છે) કે જેનું સારા નરસાપણું-ખરા ખોટાપણું-વાજબીપણું કે ગેરવાજબીપણું ભવિષ્યમાં જ નક્કી થઇ શકે. સંજોગો તમને અનુકૂળ થશે નહિ એમ કહેતાં તે સહેજ પણ અચકાતો નથી, પરંતુ પોતાને તો અનુકૂળ થશે જ એવું તે માની લે છે. (આ મૂર્ખાઈ નહિ તો બીજું શું ?) (આપણા આદર્શને ભ્રમ કહેવાની ધૃષ્ટતાવાળા આપણા ટીકાકારો પણ ભ્રમમાં જ કુટાયા કરે છે, એ તો સ્પષ્ટ જ જણાય છે.) આપણે સંજોગો વિષે કાંઇ જ કહેતા નથી. આપણે તો કેવળ એટલો દાવો કરીએ છીએ કે અમારા જેવા જ સિદ્ધાંતોનો ભૂત કાળમાં પ્રચાર થયો હતો-તે સિદ્ધાંતોથી જ અસલના લોકોનું જીવન ઘડાયું હતું અને એ જ (અમારા) સિદ્ધાંતો ભવિષ્યમાં સ્વીકારાશે-તેમને આધારે જ પ્રજાનું ભવિષ્ય ઘડાશે એવી અમારી શ્રદ્ધા છે. સંજોગો વિષે કોઇ કાંઇ કહી શકે નહિ. પેલો 'વ્યવહારકુશળ' માણસ તમારા સિદ્ધાંતોને લીધે તમને શેખચલ્લી કહે છે. તમારા સિદ્ધાંતો તેને તો કેવળ ભ્રમ લાગે છે, પણ તેના જેવા માણસોનો માર્ગ કદીએ વાજબી (સત્ય) ઠર્યો હોય એવો એક પણ દાખલો ચાલુ સમયમાંથી કે ઇતિહાસમાં તે આપી શકતો નથી. ઠીક ત્યારે, આપણે તો બધા શેખચલ્લી છીએ ભલે. પણ જ્યારે કેટલાકનાં સ્વપ્નાં કઢંગાં છે, ત્યારે બીજાનાં સ્વપ્નાં તો તારલાથી ચમકતી અને મધુર સંગીતથી ગુંજી ઉઠતી નંદનવનશી સુંદર ભૂમિનાં સ્વપ્નાં છે. અર્થાત્ બીજા કેટલાકના આદર્શ તો એવા છે કે તેથી જગત્ માત્રનું કલ્યાણ થાય, વિશ્વમાં ચિરસ્થાયી શાંતિ પ્રવર્તે છે અને જગ આખામાં સાચું સ્વાતંત્ર્ય અને ભવ્ય ભ્રાતૃભાવ પ્રકટે છે.

(૧૦)

આમ ઉંચા આદર્શ સ્વીકારનારના માર્ગમાં અંતરાયો તો આવવાના જ. અતિ ઉત્સાહી, હિંમતબાજ અને દૃઢ મનવાળા મનુષ્યોના ઉત્સાહ પણ કેટલીક વાર ભગ્ન થાય છે, માટે જેણે ઉત્સાહપૂર્વક માત્ર હમણાં જ નવીન પંથ ગ્રહણ કર્યો હોય તેણે ઉત્સાહભંગ થવાના પ્રસંગોથી ચેતતા રહેવું જોઈએ. આપણે મનુષ્ય છીએ અને તેથી પ્રત્યેક સાહસમાં મનુષ્ય માત્રના લલાટે લખેલા કેટલાક કડવા અનુભવો આપણને પણ આપણા કાર્યમાં

મળશે. તેથી લડતમાં ઉતરેલા એકેએક સૈનકમાં મહાન મુશ્કેલીઓ અને નિરાશાજનક પ્રસંગોમાં પણ ટકવા જેટલી તાકાદ જોઇએ. એકેએક સુંદર વસ્તુ અને આશાના નિર્મળ કિરણને ઢાંકનારા કાળા ગાઢ ધુમસની માફક ઉત્સાહભંગના પ્રસંગો એકદમ આવી પહોંચે છે. આવા ઉત્સાહભંગ થવાનાં ઘણાં કારણો હોયઃ—જ્યારે કદી ન કંટાળે એવા મગજના અતિ શ્રમથી સાધારણ નબળું (નાજુક) શરીર ક્ષીણ થતું જાય, જ્યારે મહેનતનાં ઘણાં વર્ષો દેખીતી રીતે નિષ્ફળ નિવડયાં લાગે, જ્યારે બહાદૂર, પ્રમાણિક અને ઉમદા માણસોની પોતાના પંથમાં અપેક્ષા રાખનારા એવા તમને તમારી સંગતમાં પોતાની લડતથી બીલકુલ અજ્ઞાત અને સંગતથી "દારૂણ દુઃખ" દે એવા ચારિત્ર્યહીન સોબતીઓ ભળેલા માલૂમ પડે, જ્યારે તેમની અધમ, તુચ્છ અને દગાખોર ઇર્ષ્યાથી તમે નિર્બળ બનતા હો, જ્યારે શત્રુનું બળ ઉપર ઉપરથી ચોંકાવનારૂં લાગે અને સ્વતંત્રતાપ્રેમી પુરૂષો નિરાશ બની તટસ્થ રહેતા હોય, તથા આ બધામાં જાણે વધારો કરતા હોય તેમ કરડાકી કરવાની ટેવને ઉંચી વૃત્તિ માનનાર અને ચાલુ સમયનો ગમે તે રસ્તે પોતાના લાભાર્થે ઉપયોગ કરવાનો અડગ સિદ્ધાંત માની બેઠેલા તમારા આત્મસંતુષ્ટ વ્યવહારકુશળ મિત્રનો જ્યાં ત્યાં અવાજ સંભળાતો હોય, ત્યારે ( ઉપરના બધા સંજોગોમાં ) તમારા ઉત્સાહનો ભંગ થવાના પ્રસંગો આવે; આવાં અનેક કારણો તમારા ઉત્સાહને વિનાશકારી નિવડે. પણ આવા અનુભવો વચ્ચે પણ સ્વતંત્રતાના સૈનિકે તો ઊભા રહેવાનું (ટકવાનું) છે. હતાશ બની આદર્શને ઉંચો મૂકવો એ સ્વતંત્રતાના સાચા સૈનિકને ન પાલવે. અનેક મુશ્કેલીઓ વચ્ચે તેણે પોતાના આદર્શને વફાદાર રહેવાનું છે. ઉત્સાહભંગ થવાના પ્રસંગો તો આવે, પણ જેમ તે પ્રસંગો આવે છે, તેમ તેવા પ્રસંગોમાં મુશ્કેલીઓને તરી જવાનો માર્ગ પણ જડી આવે છે, એ વાત લાંબી લડતથી કંટાળી જનારાઓએ ખાસ કરીને ધ્યાનમાં રાખવાની છે. કોઇ સ્થળે માત્ર એક બે જણ પોતાની લડત માટે વફાદારીથી લડતા હોય ત્યારે આપણને તે લડત નિરર્થક ( ઉપર ઉપરથી ) લાગે. પણ જો આવા એક બે જણ પણ મક્કમપણે ઝુઝે તો તેમની સંખ્યા જરૂર વધી જાય. ઘણા અનુયાયીઓ તેમની પડખે ઊભા થઇ જાય. સત્યનો પ્રેમ ચેપી છે. જ્યારે તમારી પ્રગતિ અટકે ત્યારે ચાલુ સંજોગોનો વિચાર કરશો મા. પણ એક સમે સત્શીલ પુરૂષોએ પોતાના મક્કમપણાથી કેટલું પ્રાપ્ત કર્યું હતું, તેમાંનું હજુ કેટલું ટકી રહ્યું છે અને આપણે હવે કેટલું પ્રાપ્ત કરી શકીએ તેનો જ તમારે વિચાર કરવો અને એ જ યોગ્ય છે. તમારા પક્ષકારો (અનુયાયીઓ)

કદાચ શિથિલ થઈ જાય અને (લડતમાં) ઢીલ કરે, તો તમારે તો વધારે અક્રમ બનવું જોઇએ તથા તેમના તરફ તમારે પણ સહાનુભૂતિ દર્શાવવી જોઇએ. બહાદુરીથી મરી જવા કરતાં ગમે તેવા કટોકટીના પ્રસંગમાં પોતાના સિદ્ધાંતને વળગી રહી એકસરખું જીવન ગાળવું એ વધુ કઠણ છે. ઉચ્ચ વિચારવાળા ઘણાયે માણસો અમુક ક્ષણે (તો) પોતાની બધી હિંમત એકઠી કરશે અને પોતાની લડતમાં પ્રાણ પણ આપશે. પરંતુ એવી ક્ષણો માટે ઘડીએ ઘડીએ, અગાઉની ચેતવણી વગર, તૈયાર થઈ રહેવું-દરેક મુશ્કેલીમાં અડગપણે આપણી લડત ચલાવવી એ આપણને ભારી થઇ પડે છે. આવા પ્રસંગોમાં લડતમાં ઉતરેલા સૈનિકો પાસે જે કાંઇ ઉંચી આશાઓ-સખત માંગણીઓ કરવામાં આવે છે તે તથા એવા પ્રસંગોમાં પહોંચતી હેરાન-ગતિને લીધે, ઘણા નિષ્ફળ નિવડે છે. આથી આપણે મનુષ્યોને એટલી ખાત્રી કરાવવાની છે કે મરવામાં જેટલી વીરતા છે તેટલી જ (પોતાના સિદ્ધાંતને ચૂસ્તપણે વળગી રહી એકસરખી રીતે) જીવવામાં પણ છે. હા, પણ એ વાતમાં મન પરોવે છે જ કોણ ? આપણે આપણા જીવનમાં વીરને છાજે એવા ઉંચા આદર્શો ધારણ કરવા જોઇએ એવો તો કોઇ આગ્રહ કરતું જ નથી. પણ " આયર્લૅાંડ માટે તમારા પ્રાણની આહૂતિ આપવાની તમારી પાસે કોણ માગણી કરે છે ? તમે તેને માટે જીવો એટલી જ તમારી પાસે માગણી થાય છે. " એવા સુંદર વાક્યથી ખરી ગુંચવણી ઊભી કરવામાં આવે છે. ( કંઇ કરીએ છીએ, કંઇ કરીએ છીએ એવી ખોટી ઝંખના લોકમાં ઉત્પન્ન થાય છે. ) પણ " કંઇ કરીએ છીએ, કંઇ કરીએ છીએ " એવો ઉપરચોટીયો સંતોષ મળે એવું જીવન ગાળવું તે કંઇ ખરૂં જીવન નથી. જો ભોગજોગે આવી નીચ જીવનદૃષ્ટિનો દેશમાં પ્રચાર થાય તો તો સત્યાનાશ જ વળશે, દેશ નામરદોથી ઉભરાશે, તેમના જીવનમાં કશી શક્તિ નહિ હોય તેમ જ મરવાની હિંમત નહિ હોય. દેશપર દુઃખનાં ઘેરાં વાદળ ચઢી જ આવશે. આ બધા સંજોગોમાં ઉત્સાહભંગ થવાનો પ્રસંગ આવે. આવે વખતે બેપરવાઈ અને દેશદ્રોહની વચ્ચે, નિરૂત્સાહી, નિષ્પ્રેમી મિત્રો અને જાગતા દુશ્મનો વચ્ચે, જુના સિદ્ધાંત આયર્લૅાંડને સંપૂર્ણ સ્વાતંત્ર્ય અપાવવાના માટે લડનાર એવા તમને તમારા નબળા શરીર અને વિહ્વળ મનને લીધે એમ લાગે કે તમે અરણ્યરૂદન કરી રહ્યા છો પણ જ્યાંસુધી તમારૂં લોહી ફરીથી ઉકળે નહિ, તમારામાં નવું જોમ આવે નહિ, તમારી કલ્પના પ્રૌઢ-સતેજ થાય નહિ ત્યાંસુધી તમને એક વિચારથી આનંદ પ્રાપ્ત થશે અને તે વિચાર એ છે કે જે અવાજ આજથી હજાર વર્ષ પૂર્વે કોઇ

પર પોતાની અસર જમાવી શક્યો ન હતો તે જ અવાજ આજે પોતાની અસર જમાવી અજય્ય થયો છે અને હજારોમાં ઉત્સાહ પ્રેરી રહ્યો છે, જ્યારે પેલા 'વ્યવહારકુશળ' માણસનો અવાજ અત્યારે એક પણ કાને પહોંચતો નથી.

(૧૧)

તો, અંતમાં આપણો શો નિર્ણય હોવો જોઇએ ? એ જ કે આપણે આપણા સિદ્ધાંત આચરણમાં મૂકવા. આપણે સામાન્ય રીતે આમ કરીએ કે તરત જ એક ઉંડા અર્થમાં આપણું સ્વાતંત્ર્ય-યુદ્ધ શરૂ થયું જ હશે, પણ વધુ અનુકૂળ સંજોગો, વધુ સુંદર તક મળે ત્યાંસુધી આપણે આપણી ફરજમાં (સિદ્ધાંતપાલનમાં) પ્રમાદ કરવો જોઇએ નહિ. જેમ લશ્કરની સામાન્ય હિલચાલોથી એક નિયમસર યુદ્ધ કરવાની જરૂર પડશે એ વાત જેટલી સંભવિત છે તેટલી જ સંભવિત વાત એ છે કે કદાચ આપણને અનાયાસે સ્વાતંત્ર્ય સર કરવાના માર્ગની તક મળી આવે. પણ પહેલાની આશામાં આપણે આપણી બીજી ફરજ તરફ દુર્લક્ષ કરવું જોઇએ નહિ જેમ બીજાં બધાં ક્ષેત્રોમાં તેમ રાજ્યદ્વારી પ્રકરણમાં પણ આપણે કેટલીક રૂઢિઓથી મુક્ત નથી. આ રૂઢિઓ કેટલી બધી અલ્પોપયોગી, નિરર્થક છે તે હમણાં જ ( થોડા વખતપર ) નીચેના સંજોગોમાં સાબીત થયું હતું. થોડા વખત પહેલાં, ઈંગ્લાંડ પોતાના રાજ્યબંધારણ અને પોતાના હક્કો વિષેના ( મોટે ભાગે નકામા ) વાદવિવાદના ઝગડામાં પડયું હતું; પરસત્તા સાથેની લડાઇ અને તેથી નિપજતી મુશ્કેલીઓ વિષે ચર્ચા તો ચાલી રહી હતી, તેવામાં એકાએક સ્થાનિક મજુર પક્ષના ઝઘડાને ( Local Labour Dispute ) લીધે, રાજ્યબંધારણ ઘડવાનો સવાલ અળગો મૂકી, તેમ જ પરસત્તાના હુમલાના ભય તરફ પણ બેપરવા બની, આખું ઇંગ્લાંડ ગાંડું બનીને માંહોમાંહે લડી પડવાની તૈયારીમાં હતું. તે વખતે આયર્લાંડને લગભગ સ્વતંત્રતા મેળવવાની તક મળી હતી. ઇંગ્લાંડ તે વખતે ભાગ્યે જ પોતાની જાતને બચાવી શક્યું હોત, ભાગ્યે જ આયર્લાંડપર કાબૂ રાખી શક્યું હોત, પરંતુ પોતાની જુની રૂઢિઓ ( જુના વિચાર ) પ્રમાણે વિચાર અને વર્તન કરવાથી આયર્લાંડ આખરે નિરાધાર બન્યું. આમાંથી આપણે એક સાર લેવાનો છે. આપણે ભવિષ્યમાં કેવો વિકાસ પામીશું તે કોઈ કહી શકે નહિ, પરંતુ ચાલુ સમય જ ખરો અસત્યનો સમય છે, એમ માની આપણે સદા તૈયાર રહેવું જોઈએ. આ ક્ષણે જ આપણે આપણો ધીર

(સુંદર) માર્ગ શોધી લેવાનો છે, અને તે માર્ગે જ આપણે આપણું આખું જીવન ઘડવાનું છે. જરૂર માત્ર એટલી જ છે કે દરેક માણસ પોતાના સિદ્ધાંતને વફાદાર રહે, અને પોતાની જવાબદારી બીજાના શીરપર ઢોળી ન દે. જ્યારે આમ થશે ત્યારે જ આપણો યુગ (ઉત્સાહભંગ કરનારાં વર્ષોમાં નહિ પણ આશાવંતાં વર્ષોમાં ગણાશે) સુવર્ણયુગ ગણાશે. આપણે આપણી લડતમાં પરોવાયેલા હોઇએ, તે વખતે (માત્ર) પોતાનો સમય સાચવનારાની નીચતાને લીધે કે શત્રુના દગાથી આપણે નાહિંમત થઇ જઇએ એ કેમ પાલવે ? આપણે તો શાંત અને સાવધ રહેવું જોઇએ. આ વખતે આપણે એ વાત પણ વિસરવી ન જોઇએ કે કેટલાએક લોકો તો પ્રમાણિક હેતુઓ અને વાજબી શંકાઓથી જ આપણામાં ભળ્યા નથી. આથી આપણી માન્યતા (સિદ્ધાંત) સુંદર અને સત્ય તેમજ સનાતન અર્થમાં વ્યવહારસિદ્ધ છે એમ આપણે સાબિત કરી આપવું જોઇએ. ત્યારબાદ જે લોકોના મનમાં આપણું સત્ય ઠસાવવું હોય અથવા ઠસાવવું યોગ્ય જણાય તેમને સમજાવાશે–આકર્ષાશે (તેમની સાથે મસલત ચલાવાશે) અને મતભેદ બને તેટલો ઘટાડાશે. આમ થશે ત્યારે જ લોકને ખાત્રી થશે કે જે મનુષ્ય ઉંચા આદર્શને અડગપણે વળગી રહે છે તે "તકનો લાભ લેનાર વ્યવહારકુશળ" માણસ કરતાં ઘણી કઠણ વસ્તુ સાધ્ય કરી શકશે; ત્યારે જ તેમને સમજાશે કે જેનાં તેમને સ્વપ્નાં સરખાંયે આવ્યાં ન હતાં, એથીયે વિશેષ સાધ્ય થઈ શકે એમ છે. તેમને પોતાના ધ્યેયની ઝાંખી થશે અને તે સાથે જ તેમનામાં અડગ ઉત્સાહ, પોતાની લડતનો સ્પષ્ટ વિચાર અને દૃઢ નિશ્ચય જન્મ પામશે. જન્મભૂમિનો (આયર્લાંડનો) પુનરૂદ્ધાર એ એક સ્વપ્નું નહિ રહે, પરંતુ આપણું જીવન–આપણું ભાવિ ઘડનાર એક સત્ય વસ્તુ ભાસશે. એકેએક અંતઃકરણમાં આપણા આદર્શની ચીનગારી પ્રકટશે. (નવચેતન આવશે.) આયર્લાંડ સ્વાતંત્ર્યના છેલ્લા યુદ્ધમાં ઉતરશે, પસ્તેહમંદ નિવડશે અને દુનીયાની પ્રજાઓમાં ફરીથી પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરશે.

---

## પ્રકરણ ૭ મું.

---

### વફાદારી.

કોઈ પણ માણસ માટે એમ કહેવાય કે તે તેની લડતને પૂર્ણ વફાદાર છે એ જ તેની ઉંચામાં ઉંચી પ્રશંસા છે. આપણા ઇતિહાસમાં કોઇપણ

કરતાં આપણને માલૂમ પડે છે કે આઇરીશ લોકોમાં આયર્લાંડને વફાદાર રહેવાનો મહાન્ સદ્ગુણ હતો. ત્યારે આયર્લાંડના દ્રોહી કોણ ? અને તેના સાચા સેવકો કોણ ? એ (પ્રશ્ન) સ્પષ્ટપણે સમજવાનો આ જ સમય છે. જ્યારે એક બેવકુફ સરકારે તેના તરફની આપણી માનની લાગણીને વફાદારી માની આપણા વીરપુરૂષોને (પણ) રાજદ્રોહી કહી કલંકિત કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે આપણે પણ તેમને " આપણા દેશના વિશ્વાસઘાતી " કહી જવાબ વાળવો અને તેમના અભિપ્રાયને હસી કાઢવો એ સ્વાભાવિક હતું. પરંતુ એક વાર આ હેતુ સિદ્ધ થયો કે તરત જ આપણે ફરીથી આપણી અસલ વૃત્તિ અંગીકાર કરવી જોઇતી હતી અને આયર્લાંડના અડગ નિશ્ચયી સાચા સેવકો મહાન બ્રાયન, યશસ્વી શેન, બહાદુર ઓવનરો અને અનન્ય ટોલ તથા મીશલ અને ડેવીસની પદ્ધતિ અનુસાર લખવું યોગ્ય હતું. તેઓ એક છેલ્લે પાટલે બેસનાર હતા, તેઓ કોઇને નમતું આપતા ન હતા, પણ પ્રમાણિકતા, શાંતિ અને માનની વૃત્તિથી તેઓ પોતાનું કાર્ય ધપાવ્યે જતા હતા. આપણો હેતુ સિદ્ધ થયા બાદ આપણે પણ શાંતિ અને નમ્રતાથી લખવું યોગ્ય (છે) હતું. મનુષ્ય જ્યારે એક ઘર કરી બેઠેલા અનિષ્ટ સામે ઝુઝે છે, ત્યારે આપણે તેને 'જુલ્મના શિકાર બનેલા' સત્ય તરફની તેની વફાદારી માટે પૂજીએ છીએ, (પણ) જે માણસ બગાવો કરવાના હેતુથી જ ઝુંડો ઉડાવે છે, તેવા હુલ્લડખોરને (કાંઇ) આપણે માન આપતા નથી. (સત્યને વફાદાર રહેનાર જ પૂજાય છે.) આ વાત આપણે બરાબર યાદ રાખવી જોઇએ, નહિતો સૈકાઓને પ્રયત્ને આપણે સ્વાતંત્ર્ય સર કર્યું હશે તોપણ એકેએક બદમાશ અને દેશદ્રોહી આપણી સ્વતંત્રતાની સામે થશે અને શત્રુને ફરીથી દેશમાં ઘુસાડવાનું કાવત્રું રચશે. **વફાદારી એ ઉત્તમ પ્રકૃતિના ઉત્તમ પુરૂષનો એક ઉત્તમ સદ્ગુણ છે.** આયર્લાંડમાં આ શબ્દનો દુરૂપયોગ કરવામાં આવ્યો છે, તેને (Maligned) કલંકિત કરવામાં આવ્યો છે. વફાદારી એ એકેએક યુગના આપણા વીરપુરૂષોનો મુખ્ય સદ્ગુણ હતો. એ વાત યાદ રાખી આપણે વફાદારીના ગુણની અસલ ઉત્તમતા ફરીથી સ્થાપવી જોઇએ–સ્થાપવાનો પ્રયત્ન આદરવો જોઇએ. વફાદારીને આટલો બધો ઉત્તમ ગુણ લેખીએ–વફાદારીને એ દૃષ્ટિબિંદુથી વિચારીએ,–ત્યારે આપણે કેટલાક બારીક પ્રશ્નો–સંજોગો–જેને લીધે આપણે ઘણી વાર પાછા પડ્યા છીએ, ગુંચવાયા છીએ, તેવા પ્રશ્નો–નો ઉકેલ કરવાની તક મળશે. પ્રશ્નો જેવા કે :—

(૧) જે સરકાર આપણા હક્કોનો ઇન્કાર કરે છે, તેના જ તંત્રનો ઉપયોગ કરી આપણા હક્કોનો ઇકરાર કરવો (એ યોગ્ય છે શું?)

(૨) સર્વ સંજોગોમાં આપણે અનુરૂપતા જાળવી શકીએ છીએ કે કેમ? એ જબરો સવાલ.

(૩) એક બાજુ, કોઇ પણ સિદ્ધાંત વગર રાજપ્રકરણમાં સાહસ કરી ઝંપલાવનાર વ્યક્તિ તરફ આપણું વલણ કેવું હોવું જોઇએ?

(૪) બીજી બાજુ, પ્રમાણિક, પરંતુ ગમે તે પ્રકારે સમાધાની ચાહનાર —અધૂરા યત્નો આદરનાર વ્યક્તિ તરફ કેવું વલણ હોવું જોઇએ? વિગેરે વિગેરે.

'વફાદારી' શબ્દમાં આ બધાનો સમાવેશ થાય છે. (સાચી વફાદારીનો વિચાર કરતી વખતે ઉપલા પ્રશ્નોનો ઉકેલ કરવો જ જોઇએ.)

આપરથી સિદ્ધ થાય છે કે જે મનુષ્ય સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે ઉલટે છે, તે માણસ સ્વતંત્રતા માટે મરનાર માણસથી બિલકુલ ભિન્ન નથી. વખત બદલાય તેમ તે પોતાની વૃત્તિ બદલતો નથી. સર્વ સંજોગોમાં તે (પોતાની લડતને) વફાદાર રહે છે, (અને તેથી) તેનાપર સર્વને અલૌકિક પ્રેમ થાય છે, (કારણકે) જ્યારે અજ્ઞાનના જમાનામાં તેને જંગલી, ક્રૂર અને હુલ્લડખોર કહી ભાંડવામાં આવતો હતો, ત્યારે પણ તે પોતાના આદર્શને વફાદાર હતો, હજુયે છે અને અંતસુધી તે પોતાની વફાદારી છોડશે નહિ. (ટોનમાં આવી વફાદારી હતી, માટે) ટોન એ આયર્લાંડનો સાચો વફાદાર સેવક છે અને સારે ખોટે માર્ગે શત્રુને સહાય કરનાર એકેએક માણસ આઇરીશ પ્રજાનો દ્રોહી છે.

(૨)

જ્યારે તમે આ સવાલ (વફાદારીના)ને મુખ્ય સિદ્ધાંતો (first principles) અનુસાર તપાસવાનો આગ્રહ કરો છો, ત્યારે તમારા સમયસાધક શત્રુને પોતાની નિર્બળતાનું ભાન થાય છે, અને સર્વ સંજોગોમાં તમે અનુરૂપતા જાળવી શકો કે કેમ તે માટે તે એકદમ શંકા કરે છે. તમારામાં અનુરૂપતા નથી એવી તે દલીલ કરે છે ત્યારે હવે અમુક વિષયમાં દલીલની માત્ર દલીલ તરીકે કેટલી ઉપયોગિતા છે, તે આપણે પ્રથમથી સમજી લેવું જોઇએ. કેટલાક સૂત્રોનો સમુદાય મુખ્યત્વે ઉપયોગી તો છે, પણ તેની ઉપયોગિતા કાંઇ જે બાબતપર આપણે ચાલાકીથી ચર્ચા કરી શકીએ એવી બાબતો ઉભી કરવામાં નથી સમાઇ; ત્યારે તેની ઉપયોગિતા શેને લીધે છે?

આમાં જો ઘણા સૂત્રોના આવા સમુદાયમાં એક એવું સૂત્ર હોય કે જે બાકીના બધા સૂત્રોને વધુ પવિત્ર કરે, મનુષ્ય હૃદયમાં એક અજબ જ્યોત પ્રકટાવે, આપણામાં ઉત્સાહ, પવિત્રતા અને શક્તિ પ્રેરે તથા આપણા મનને એક એવા કેન્દ્રસ્થળે લઈ જાય કે જ્યાંથી આપણને બધી વસ્તુ સત્ય અને યોગ્ય સ્થળે માલુમ પડે, તો જ તે સમુદાયની ઉપયોગિતા પુરવાર થાય. આવા સૂત્રના પાલનથી મનુષ્યમાં શંકા ઉદ્ભવતી નથી પરંતુ તે શ્રદ્ધાશીલ બને છે. આવા કોઈ અનુપમ સૂત્રનું પાલન કરતાં પહેલાં મનુષ્ય નિરૂત્સાહ અને અનિશ્ચયીપણામાં આમતેમ ફાંફાં મારતો હોય છે, બધી ફીલસુફીઓનો સ્વાદ ચાખતો હોય છે (અગર એકનો પણ નહિ) અને આખરે ઉંડી નિરાશામાં ગરકાવ થતો હોય છે. આવી દશામાં તે પોતાના આત્માની ખરી ખાત્રી સમજતો નથી અને પોતાના હૃદયરોગને મટાડવા ઔષધિની શોધ કર્યા કરે છે. આખરે તેના મનપર એક મહાન જ્વલંત પ્રકાશ ફરી વળે છે, તેનું જીવન સ્થિર બને છે અને ઇશ્વરી પ્રેરણાથી તે પોતાની તાકાત જાણી જાય છે (તથા આપોઆપ સન્માર્ગે ચઢે છે) એ જ ખરી ચીજ છે. આપણા બધામાં સત્યનો સાક્ષાત્કાર કરવાનું ગુપ્ત બળ તો છે, પરંતુ આપણા દોષરૂપી વાદળથી તે ઢંકાઇ રહ્યું છે. સાચી જીવનદૃષ્ટિ એ વાદળને વિખેરી નાંખે છે અને આપણા સ્વપ્ન (આદર્શ)ને સ્પષ્ટ, ચમત્કારિક અને ઉત્સાહક બનાવે છે. જેની દૃષ્ટિ આવી થઇ છે, તેને દલીલોથી દોરી શકાય નહિ. તેની વિરૂદ્ધ કરવામાં આવતી દલીલોને તે તિરસ્કારી કાઢે છે, એમ નથી; એથી ઉલટું તે આવી દલીલોનો (પોતાના બચાવમાં) સારો અને સચોટ ઉપયોગ કરે છે. તેના ઉંડા અંતઃકરણમાં એક એવી અલૌકિક વસ્તુ જાગૃત થઇ છે કે માત્ર તર્કબાજ માણસ તે કલ્પી પણ શકે નહિ. આ અલૌકિક વસ્તુ જ તે મનુષ્યના જીવનના પરિવર્તનના કારણરૂપ છે. તે શંકાશીલ હતો, ખંચકાતો હતો અને નિષ્ફળ નિવડતો હતો, પણ હવે તેનામાં શ્રદ્ધા ઉત્પન્ન થઇ છે, યુદ્ધમાં ઉતર્યો છે અને વિજયી નિવડ્યો છે. આ માણસને માત્ર સિદ્ધાંતવાદી લેખો તો તમે તેની ખરી અગત્ય સમજી શકતા નથી. સિદ્ધાંતવાદી અમુક સિદ્ધાંત પ્રતિપાદન કરે છે, અને જગતને તેમાં બદલવા માંગે છે; પરંતુ ફીલસુફને પોતાનો જીવનમાર્ગ આચરણમાં મૂકવાનો છે. તેનો આત્મા એવા વેગથી ઝઝુકી રહ્યો છે કે ગમે તેટલા સિદ્ધાંતોએ એ વેગને રોકી શકે નહિ. તેના મનમાં વસ્તુનું ઉંડું રહસ્ય સમજવાની તર્કશક્તિ છે, તેના લોહીમાં અલૌકિક નવચેતન વહે છે, અને આમાં જ તેની કીર્તિ છે. પોતાના સિદ્ધાંતોમાં મુંઝવાયેલો પેલો (Unbeliever) શ્રદ્ધારહિત સિદ્ધાંતવાદી પોતાની બુદ્ધિ

ઝેર મારી જાય ત્યાંસુધી વાદવિવાદ કર્યાં કરશે. (પણ) એક માણસ બુદ્ધિચાપલ્યથી અમુક મત યોજી કાઢે અને તેપર બાહોશીથી ચર્ચા ચલાવે, પણ એકદમ બદલાઈ જાય, એટલી જ ચાલાકીથી અસલ મતની વિરૂદ્ધ ચર્ચા કરવા મંડી પડે, એ વાત પેલો નાસ્તિક લક્ષમાં લેતાં ચૂકે છે. આપણે (યે) બન્ને બાજુ વકતાઓને નીમી વાદવિવાદ નથી કર્યા ? ઘણાયે કર્યા છે. એવા વાદવિવાદ કરવાની પદ્ધતિ કેવળ તર્ક-શકન (Dialectic) છે-મનની યુક્તિ છે. એથી ઉલટું ફીલસુફી, એ તો જીવનનો સોમરસ છે અર્થાત્ આત્માને ઉંચે માર્ગે ચઢવા પ્રેરી શકે છે. આથી સ્પષ્ટ થાય છે કે જેના દિલમાં એક અલૌકિક જ્યોત પ્રકટી છે, તથા જે અનેક શંકાકુશંકાને ફગોટીને દઢ નિશ્ચયથી પોતાની લડતને વફાદાર બન્યો છે, તે સિદ્ધાંતવાદી નથી. એવાને સિદ્ધાંતવાદી કહેવો એ તેની ખરેખરા અગત્ય તરફ દુર્લક્ષ કરવા બરાબર છે. વાદવિવાદ કરવાની શક્તિથી આપણી જીવનદૃષ્ટિ (ફીલસુફી) વાજબી ન ઠરે. પરંતુ જો તે (ફીલસુફી)ને લીધે મનુષ્યમાં એક એવો ગુણ જન્મ પામે કે જેથી તેને પોતાની જીંદગીનું સાચું રહસ્ય સમજાય, તેના અંતઃકરણમાં ઉત્સાહ પ્રેરાય, અને તેનો સ્વભાવ ઉલ્લાસપૂર્ણ, સુંદર, સુશીલ અને સાહસિક થાય, તો જ તે ફીલસુફી વાજબી ઠરે.

(૩)

હવે આપણે પેલો અનુરૂપતાનો જબરો સવાલ હાથ ધરીએ. "ઠીક, તમે અંગ્રેજી તાજને માન્ય કરતા નથી, ત્યારે તેના સિક્કા અને સ્ટામ્પ્સ કેમ વાપરો છો ? તમે વેસ્ટમીન્સ્ટરની પ્રતિનિધિસભા કબુલ રાખતા નથી, ત્યારે વેસ્ટમીન્સ્ટરમાં કાયદાથી સ્થપાયેલી કાઉન્ટી કાઉન્સીલો કેમ માન્ય રાખો છો ? સ્થાનિક સરકારની યંત્ર સામગ્રીનો કેમ ઉપયોગ કરો છો ?" વિગેરે વિગેરે સવાલો ઉઠયા જ કરે છે. એનો અર્થ એટલો જ થાય છે કે આપણી અનુરૂપતા માટે કેટલાકને શંકા છે. આ દલીલો-પ્રશ્નો કેવળ પરિચિત છે અને તેમનો ઉત્તર પણ સરળ છે. આજની ક્ષણે આયર્લાંડમાં બંદુકની ગર્જનાઓ તો નથી થતી, છતાં આયર્લાંડ યુદ્ધમાં ઉતર્યું જ છે. આપણે સ્વતંત્રતા પાછી મેળવવા માટે લડીએ છીએ. આ સ્વાતંત્ર્યના યુદ્ધને અંગે ઉભી થયેલી કેટલીક મુશ્કેલીઓને લીધે (જ) શત્રુને સ્હેજ મંદ પડવું પડયું હતું અને સ્થાનિક સરકારની ઉપર વર્ણવેલી બધી જગ્યાઓ (નાછુટકે) આપણને આપવી પડી હતી. જેમ એક યુદ્ધમાં મેળવેલા સ્થાનોનો આપણે ઉપયોગ કરીએ છીએ તેમ આ જગ્યાઓનો પણ આપણે આપણા દેશને ઉન્નત કરવા માટે ઉપયોગ કરીએ છીએ-આપણા દેશને કેળવવા, મજબુત

કરવા અને શત્રુની માલકીનું છેક છેલ્લું થાણું પણ જીતી શકે એટલો તૈયાર કરવા માટે જ આપણે એ જગ્યાઓનો ઉપયોગ કરીએ છીએ અને આ યોગ્ય છે. રણભૂમિપર જો કોઇ સેનાપતિ શત્રુનું સ્થળ જીતે અને પોતાની છેવટની ફત્તેહ માટે તે સ્થળને ઉપયોગમાં લે તો સાચે જ તેમાં તેનું માન છે. એમાં લડાઇની પ્રગતિનું ચિહ્ન છે અને તે ચિહ્નથી દૂર જોવા બેઠેલા લોકો લડાઇ કેવી રીતે ચાલે છે અને આખરે કોણ જીતશે તેની અટકળ કરી શકે છે. ( આથી ઉલટું ) જો માત્ર એવી ખબર પણ આવે કે સૈનિકો શત્રુઓના તંબૂઓમાં ગયા છે, અને તેની સત્તા માન્ય કરી, તેના પક્ષમાં ભળી ગયા છે, તો રણક્ષેત્ર બહાર ઘણો ઉહાપોહ-ઉત્પાત થાય. હા-અને આ વાત ખરી મુદ્દાની છે. શત્રુ આપણને કોઈ સ્થળ આપે અને આપણે તે સ્થળ સ્વીકારીએ તેમાં આપણી નતિ વાજબી ગણાય નહિ. આયર્લાંડને એ થકી લાભ મળો કે ગેરલાભ થાઓ, પરંતુ એટલું તો સત્ય જ છે કે જે મનુષ્ય શત્રુનો વાવટો સ્વીકારે છે અને તે માટે પોતાનો પક્ષ-આદર્શ છોડી દે છે, તે મનુષ્ય પોતાના કર્તવ્યથી તિરસ્કારપાત્ર બને છે. ( શત્રુનાં સ્થળ જીતીને તેને આપણે કામે લગાડવાં એ જુદું અને આપણે આપણો આદર્શ જતો કરી-આપણો પક્ષ છોડી શત્રુ જે કાંઇ આપે તે સ્વીકારવું એ વાત જુદી છે. ) પણ જો કોઈ એમ વાંધો ઉઠાવે કે આયર્લાંડપર સ્થાનિક રાજવહીવટ ચલાવનારાઓમાંના ઘણામાં આવી ચોકખી સમજ નથી, ( બાકી તમે કહો છો તે ખરૂં છે ) તો તેની શંકા વાસ્તવિક છે, તેનો સવાલ વાજબી છે. આ બધા વાંધાઓ સામે હું એટલું જ જણાવીશ કે સ્થાનિક સરકાર ચોકખી રીતે લોકના હાથમા છે અને ભવિષ્યમા એક મહાન ધ્યેયપર પહોચાડે એવા કોઇ તાત્કાલિક લાભ માટે તેનો ઉપયોગ થાય છે. સ્થાનિક સરકારનો આવો ઉપયોગ થાય છે એ વાત જેઓ જાણતા નથી તેઓ દેશના સામાન્ય વિકાસ માટે તથા તેની જુની સત્તા ફરીથી સ્થાપવા માટે અજાણતા જ યત્નો આદરી રહ્યા છે, જ્યારે જેઓ આ વાત જાણે છે, તેનાં ગંભીર પરિણામ સમજે છે, તેઓ દેશનો વિકાસ વધારવા માટે સ્થાનિક સરકારની એકેએક પદવીમા દાખલ થાય છે- જેવી કે વેસ્ટમીન્સ્ટરના કાઉન્ટી કાઉન્સીલો વિગેરે. હવે જ્યારે પરદેશી સત્તાને માલુમ પડે છે કે આમ લોકોને આપવામાં આવેલાં સ્થાનોથી પ્રજાનો ગુસ્સો દબાયો તો નથી, પણ ઉલટા મજબૂત થાણાંઓ મેળવવા માટે પ્રજા તેમનો ઉપયોગ કરવા ચાહે છે, ત્યારે તે પ્રજાની-સત્તા-લોકની સત્તા- અર્થાત્ સ્થાનિક સરકારને જુલ્મનાં જુનાં અને નિષ્ફળ શસ્ત્રો ધારણ કરવાને જબરદસ્તી કરે છે. આવી ક્ષણે પેલા (પોતાની

લડતને અંગે શત્રુ પાસેથી મળેલા-જીતાયલા-થાણુંઓ, પોતાના સ્વદેશના રક્ષણાર્થે જ કામે લગાડાય એવું જાણનાર ). માણસો પોતાનો અંતિમ ઉદ્દેશ-દેશની ખીલવણી કરવાનો જાહેર કરે છે. હાલમાં એ જ પ્રકારની લડત ચાલી રહી છે. ( આપણે શત્રુનાં થાણુંઓ સર કરવા માંગીએ છીએ તથા તેમનો આપણા વિકાસાર્થે ઉપયોગ કરવા માંગીએ છીએ. ) કેટલીક વખત શત્રુ આપણી હિલચાલને જમીનદોસ્ત કરવા મથે છે. વળી કેટલેક સ્થળે લડત ઘણી ઉત્સાહથી ચાલે છે. આપણા જ વખતમાં જમીન માટે એકસંપી ( Land Leagues ) સ્થપાઇ, જમીન માટે લડાઇઓ ( Land Wars ) થઇ, સ્વરાજ્ય માટે લડત ચાલી અને આઇરીશ વિદ્યાપીઠ માટે પણ ઝઘડા ચાલ્યા. પરિણામે જમીનને લગતા કાયદા ( Land Acts ) સ્થાનિક સરકારના કાયદા ( Local Government Acts ), યુનિવર્સિટીને લગતા કાયદા ( University Acts ) વિગેરે સ્થપાયા, તથા યુનિવર્સિટીના કાર્યક્રમમાં આપણી માતૃભાષાને અતિ ઉચ્ચ સ્થાન-અભિમાન લઇ શકાય એટલું ઉચ્ચ સ્થાન-આપવામાં આવ્યું. જે કોઇ સ્થળ મળે-શત્રુનું જે કોઇ થાણું જીતાય-એ આગળ વધવાનું પગથીયું જ છે-એનાથી આપણા દેશનો વિકાસ થઇ શકે. શત્રુનાં જેટલાં થાણાં હાથ કરાય એટલાં હાથ કરી શત્રુને પાછો હઠાવવો જ જોઇએ-આપણે આ ઉદ્દેશથી સ્થાનિક રાજતંત્રની સામગ્રીનો ઉપયોગ કરીએ છીએ અને તેથી આપણું એ પગલું વાજબી જ ગણાય. આમાં થાણુંઓનો ઉપયોગ કરી, આયર્લાંડમાં ફરીથી સંપૂર્ણ સ્વાતંત્ર્ય સ્થાપવાના પ્રયત્ન કરનારને કહેવું કે સ્થાનિક સરકારની બધી યંત્રસામગ્રી પરસત્તાના સાચા પૂજારીને સોંપી દો-તેનો ઉપયોગ કરવામાં તમે તમારી લડતમાં અનુરૂપતા જાળવી શકતા નથી એ કેવળ મૂર્ખાઇ છે. આથી આપણી વૃત્તિ માટે-આપણી અનુરૂપતાની શંકા કરનારને છેવટનો એક જ જવાબ છે, કે " અમે તો શત્રુની ખાઇઓ ધસડી જઇએ છીએ " -અર્થાત્ શત્રુ કનેથી સ્થાનિક થાણુંઓ-વેસ્ટમીસ્ન્ટરની કાઉન્સીલો-વિગેરે જીતી લઇને અમે શત્રુને હઠાવવા માંગીએ છીએ. આથી કાંઇ અમે શત્રુનો લેશ માત્ર પણ સહકાર ચાહતા નથી-અમારે તો સ્વતંત્રતા સર કરવી છે-તેથી પરતંત્રતાનાં સ્થળો જીતીને અમે શત્રુને હરાવવાની-ડગમગાવવાની-તાકાત મેળવી રહ્યા છીએ-અમારો માર્ગ અનુરૂપ જ છે.

(૪)

આપણી અનુરૂપતા માટેનો ખોટો ખ્યાલ દૂર કરતાં કરતાં આપણે સામાન્ય મનુષ્યની નજર બહારની એક બીજી વાતની પણ ચોખવટ કરી

લેવી જોઇએ. જો આપણો હેતુ એક અસરકારક સ્વાતંત્ર્યસૈન્ય સ્થાપવાનો હોય, તો તો આપણે માત્ર જે માણુસોને પોતાના ધ્યેયનું-પોતાની લડતનું સંપૂર્ણ ભાન હોય, જેઓ તેને સંપૂર્ણ વફાદાર રહેવા તૈયાર હોય તથા પોતાના પક્ષનું માન વધે એવી રીતે હમેશ લડવા તત્પર હોય તે જ માણુસોને આપણા સૈન્યમાં નોંધવા જોઇએ. આની અગત્ય એક ઉદાહરણ લેવાથી સ્પષ્ટ થશે. જ્યાંસુધી મનુષ્યસ્વભાવ આવો ને આવો જ રહેશે ત્યાંસુધી દરેક હિલચાલમાં એક એવા પ્રકારનો રાજનીતિકુશળ સાહસિક પુરૂષ જોડાશે કે જેનો ( વખત જોઇને એક તરફની પોતાની વફાદારી છોડી દઇને, બીજા પક્ષની વફાદારી જાહેર કરવી ) હમેશાં નમતાં ત્રાજવામાં બેસી જવા સિવાય બીજો સિદ્ધાંત હોતો જ નથી, અને આ ઉદ્દેશ બર આણવા માટે તે વારાફરતી ગમે તે પક્ષનો આશ્રય લેશે અને પછી તેને બેવફા નિવડશે. પરિણામે એને બધા ઓળખી જાય છે. કિંતુ જે પ્રમાણિક મનુષ્ય પ્રથમ વિરૂદ્ધ માર્ગ ગ્રહણ કરે છે અને ચોક્કસ તપાસ બાદ સત્ય આદર્શને સ્વીકારે છે, તે માણસ પેલા સમયસાધક સાહસિક રાજનીતિજ્ઞથી તદ્દન ભિન્ન છે. જે હિલચાલમાં આવો સિદ્ધાંતરહિત સાહસિક માણસ જોડાય અને અગ્ર સત્તા ભોગવે તે હિલચાલનું ભુંડું જ માનવું. આવા માણસોને ઘણી ભારી (અગત્યની) હિલચાલોમાં જોડવામાં આવે છે, એ જાણી આપણને આશ્ચર્ય થાય, પરંતુ આનું કારણ એ જ છે કે એકેએક હિલચાલની પહેલ કરનારાઓમાં જનસમાજને (લોકોને) એકદમ પોતાના પક્ષમાં ઘસડી લાવવાની તીવ્ર ઉત્કંઠા હોય છે. આમાં તેમનો એક જ હેતુ હોય છે, અર્થાત્ પોતાના પક્ષની સંખ્યા વધારવી, કારણકે આમ કરીને તેઓ જે માણસો હજુસુધી તેમના પક્ષમાં ભળ્યા નથી, તેમને પોતાના અનુયાયીઓની સંખ્યાથી ચોંકાવી નાંખી, અસર કરવાની આશા રાખે છે. આવો સુખાભિલાષી સાહસિક માણસ આપણી હિલચાલમાં જોડાવાથી આપણા વધતા જતા બળને ફટકો લાગશે એ વાત તરફ આપણે દુર્લક્ષ કરીએ છીએ; તે માણસ મળતાવડો અને ઉપરથી સાચો જણાય છે, તેને આપણે અનુભવી તરીકે આવકાર આપીએ છીએ અને આપણા પક્ષનું બળ વધારવાની ચિંતામાં આપણે એવા માણસને આપણા પક્ષમાં લેવાને તથા તેને અગ્ર સત્તા આપવાને સહેજ પણ અચકાતા નથી. પરંતુ આવા સ્વાર્થી સાહસિકોની સંગત તેમની સાથેના વિરોધ કરતાં વધુ હાનિકારક છે, એ આપણે લક્ષમાં રાખવું જોઇએ, તથા જનસમાજ ( ઉદાહરણ રૂપ એક રાહદારી માણસ જેનાપર આપણે વિશ્વાસ બેસાડવા માગીએ છીએ તે )

ચૂપકીદીથી આપણો તાસીરો જોયા કરે છે, અને આપણા સિદ્ધાંતોથી આકર્ષાઇ આપણી પરીક્ષા કરવા માટે છેક નજીક આવે છે, એ વાત પણ આપણે ભૂલવી ન જોઇએ. ભલે તેને (જનસમાજ, અગર પેલા રાહદારી માણસ) બીજી કશીયે ખબર ન હોય પણ તે પેલા સિદ્ધાંતરહિત સ્વાર્થીને ઓળખે છે અને જ્યારે તેવાને આપણા પક્ષમાં ભળેલો જુએ છે, ત્યારે તે વાદવિવાદ કરવાની તસ્દી લેતો નથી, પરંતુ તે આપણાથી દૂર રહે છે. "સોબત તેવી અસર" "મને તમારો સાથી બનાવો અને હું તમારી કિંમત આંકીશ" એ સૂત્રોનો પ્રચાર જનસમાજમાં આપણે ધારીએ છીએ એથી વિશેષ પ્રમાણમાં થયેલો છે. આપણે સ્વતંત્રતા માટે લડીએ છીએ, કોઇ ઐહિક લાભ કે સુખચેન માટે લડતા નથી. 'દરેક મનુષ્યે સ્વતંત્ર બનવું જોઇએ.' આવી તેની ઉંડી ઉંડી લાગણીમાંથી તેને પ્રેરણા થાય છે. એ પ્રેરણા આપણને આપણા ઉંડા અંતઃકરણમાંથી થઇ છે. આપણે સ્વાતંત્ર્ય સર કરવા માટે ઝૂઝવું એ આપણી કુદરતી ફરજ છે અને તેથી જ આપણે લડીએ છીએ. આવા પવિત્ર યુદ્ધમાં અધમ સ્વાર્થ તાકનારાઓને આપણા સાથીઓ કરીએ તો તે વિચિત્ર–અણઘટતું ગણાય. આપણે બધાએ સંપૂર્ણ વફાદારી બતાવવી જોઇએ, અને શરૂઆતમાં ઓછી સંખ્યામાં હોઇએ તેથી ડરવું જોઈએ નહિ. એક વફાદાર (ઉત્સાહી) નાની સરખી ટોળી પણ મોટા કલંકિત (અપયશકારક) સૈન્ય કરતાં વધુ અસર કરે છે. (એ તદ્દન સત્ય વાત છે.) તે ટુકડીની સંખ્યા દિવસે દિવસે વધશે અને આખરે તે એક અજય્ય સૈન્ય ઉત્પન્ન કરવામાં કારણીભૂત થશે.

(૫)

(આપણી લડતમાં) આપણી અનુરૂપતાને ઉપરના સુંદર અર્થમાં સમજવાથી, સ્વાર્થી સાહસિકો તરફ આપણું કેવું વલણ હોવું જોઇએ– આપણે તેમને આપણા પક્ષમાં ઘુસાડવા ન જોઇએ–એ વાતનો જેમ નિર્ણય થઈ જાય છે, તેમ પ્રમાણિક પરંતુ ઓછી શ્રદ્ધાવાળા, અધકચરા માણસો તરફ પણ આપણે કેવું વલણ રાખવું જોઇએ તેનો પણ નિશ્ચય થઇ જાય છે. આવો અર્ધશ્રદ્ધાળુ માણસ કહે છે કે 'ઇંગ્લાંડ સાથેનો સંબંધ તોડવો શક્ય નથી.' પોતે બીજો માર્ગ સૂચવે છે, જેવો કે સ્વરાજ્ય નહિ તો ગ્રેટબ્રિટનની પાર્લામેન્ટ કે પછી જે કંઈ મળે તે લેવું. જનસમાજને આવી સૂચના સહેજ વાજબી લાગે છે, તે સૂચના સહેજસાજ લોકને ગળે ઉતરે છે, અને આપણે બ્રીટીશ સાથેનો સંબંધ તોડવાનું અશક્ય માની

ઉપલે ધોરણે એકત્ર થઇએ છીએ. આખરે એક સંઘ ઊભો થાય છે, ( પણ તેનું ) પરિણામ શું આવે છે?

(૧) સંપૂર્ણ સ્વતંત્રતાને ચાહનારા (માનનારા) લોકો, (૨) થોડી ઘણી સ્વતંત્રતા આપણને આખરે સંપૂર્ણ સ્વતંત્રતાને માર્ગે લઇ જશે એવું માનનારા લોકો, (૩) તથા આખરે થોડી ઘણી સ્વતંત્રતા મળે તો પણ સંતોષ માનનારા લોકો–એમ ત્રણ જુદા જુદા આદર્શવાળા લોકો આ સંઘમાં જોડાય છે અને સંઘ થોડા દિવસમાં નિષ્ફળ નિવડે છે. ( આ સંઘમાંના ) ઘણા દુરંદેશી–દુરદર્શી વિચારવાળા–મનુષ્યને લાગે છે કે પોતાના અંતિમ ધ્યેયની પ્રાપ્તિ માટે જે કંઇ પગલું લેવાય, તે તેની વિશાળ દષ્ટિને તથા તેના અંતિમ ધ્યેયને અનુરૂપ હોવું જોઇએ. એકેએક તાત્કાલિક ( અમુક ક્ષણ માટે કરવામાં આવતાં ) કામોમાં તેનો સિદ્ધાંત વારંવાર અમલમાં મુકાવો જોઇએ એમ તે માને છે. આવી ક્ષણે તે પોતાના સિદ્ધાંત ( જે બીજાને અસ્વીકાર્ય છે પણ તેને મન તો કાયદા સમાન છે ) ને વફાદાર રહેવું ને ચૂસ્તપણે વળગી રહેવું, એવી પોતાની ફરજ માને છે. પણ આવા સંઘમાં ભળેલા સાથીઓના તેનાથી ભિન્ન વિચાર હોવાથી, તેઓ તેના સિદ્ધાંતને વફાદાર રહેવા બંધાતા નથી. તેમને મન તે સિદ્ધાંત કાયદા સમાન નથી. આવો મતભેદ એ જ આ સંઘની મુસ્કેલીનું મૂળ છે. અમુક સામાન્ય હેતુ માટે કામ કરી રહેલા મિત્રોને લાગે છે કે આ ( દૂરદર્શી માણસના સિદ્ધાંતનું પાલન કરવાનો ) એક નવો વિવાદ વિષય ઊભો થયો. એકદમ વાદવિવાદ શરૂ થાય છે અને લાગણીઓ પેદા થાય છે અને પરિણામે ક્રોધયુક્ત શબ્દો, પરસ્પર દોષારોપ, ખરાબ લાગણી અને આખરે સંઘનો ભંગ થાય છે. આવા અધૂરાં પ્રમાણોપર યોજાએલો સંઘ ધાર્યાં કામ સિદ્ધ કરી શકતો નથી; અને જે પ્રમાણિક માણસો તેમાં જોડાયા છે, તેમનામાં પરસ્પર શંકાની લાગણી પેદા કરે છે; વ્યવહારની દષ્ટિએ આ પરિણામ સારૂં નથી. આમાંથી આપણે એક (અનુમાન) ધોરણ લેવાનું છે. જે મનુષ્યોને પોતાની સંપૂર્ણ માંગણીઓનું સ્પષ્ટ ભાન હોય તેમણે પોતાની યોજનાઓ ઘડવામાં સાવધાનતા તથા દ્દઢ નિશ્ચય જાળવવાં અને પોતપોતાની યોજનાઓ અનુસાર તેઓએ વર્ત્યા જવું. પણ જ્યારે આમ થાય છે–અર્થાત્ બધા પ્રમાણિક માણસો પોતાપોતાની ( જુદી જુદી) માન્યતાઓ અનુસાર વર્ત્યાં જાય–ત્યારે બીજી બાજુથી આપણે એક દીલગીર અવાજ સાંભળીએ છીએ “ જુઓ, પાછું ભંગાણ પડ્યું! એ તો આપણા આઇરીશ ભાઇઓને! તેઓ કદી પણ એકસંપ થવાના જ નથી.” આ’વા આ’વા નિરાશાજનક

ઉદ્‌ગારો આપણે સાંભળીએ છીએ. પરંતુ એવા નિરાશાવાદી-સહેલાઈથી નિરાશ થઈ જનાર-લોકોના બોલવાથી આપણા કર્ત્તવ્યમાંથી આપણે પાછા ફરશું નહિ. પુરેપુરા એકમત-સંમત-ન થઇ શકે એવા પ્રમાણિક મતભેદવાળા માણસો વચ્ચે પણ સ્વતંત્ર સહકાર સંભવે છે, એ હમેશાં યાદ રાખવું. એક જ મતની સાંકળથી બધાને બાંધી રાખીને એક સંઘ ઊભો કરવા જતાં જે ભંગાણુ પડે છે, તેને બદલે પ્રમાણિક મતભેદવાળા માણસોનો સ્વતંત્ર સહકાર ધાર્યું કામ આપશે. પણ ખાસ કરીને, આપણાથી ભિન્ન પંથ સ્વીકારનાર આપણા જેટલા જ ઉત્સાહી અને પ્રમાણિક મનુષ્યપર, તેનો પંથ ખરાબ હોવાનો આરોપ મૂકવો એ અણઘટતું છે. આપણને તેનાથી મતભેદ છે, તેટલા જ માટે તેના હેતુઓપર-તેના પંથપર-શંકા લાવવી એ વૃત્તિનો કદી પણ બચાવ થઇ શકે નહિ. ઘણી વાર તે આપણા જેટલો જ સાચો ઉત્સાહી હોય છે, તેણે વધુ લાંબી અને મોટી સેવા કરી છે, પરંતુ બીજાથી એકત્ર થવાની ઉત્કંઠામાં તે પોતાની વૃત્તિને સ્હેજ ઢીલી પાડે છે. (પોતે કેટલુંક નમતું આપે છે). આપણે આવી વૃત્તિ સ્વીકારી શકતા નથી; પણ તેથી તેનો પંથ ખરાબ છે, એવો આરોપ મૂકવો એ તો ઘોર અન્યાય છે-અને તે સદા દુઃખકારી જ નિવડે. તીવ્ર મતભેદ દૂર કરવા જતાં આપણે ઘણી વાર માંહોમાંહે લડાઈ સળગાવી મૂકીએ છીએ, એ વાત આપણે ખૂબ ધ્યાનમાં રાખવાની જરૂર છે. માંહોમાંહે લડવા કરતાં આપણા બધાંના સામાન્ય શત્રુ જોડે લડવું વધારે અગત્યનું છે. આપણે આપણા સેનામુખીઓને પરદેશી રાજકર્તા, પરદેશી રાજબંધારણ કે પાર્લામેન્ટના ગુલામ બનવા દેવા ન જોઇએ. આપણે આપણા કર્ત્તવ્યની મહત્તા ભૂલવી ન પાલવે. ધારો કે એક મહાન્ ઇમારત રચવામાં શીલ્પી બેદરકાર બને, કાંઇ ભૂલ કરે અને તેને સુધારવાની વાત કિસ્મતપર છોડે; (તો) આનું પરિણામ એ જ આવે કે આખી ઇમારત વાંકી વળે (નમી જાય-ગગડી જાય) અને ભારે સંનિપાત થાય. (આપણી મહાન્ લડતમાં પણ તેમ જ છે.) આપણે આપણા પંથને નિર્ભયપણે કાળજીપૂર્વક વફાદાર રહેવું જોઇએ. જ્યારે જુદા જુદા પંથના જુદા જુદા સિદ્ધાંતો એક અનુરૂપ સિદ્ધાંતમાં મળી જશે ત્યારે દેશ આખાપર નવીન જ્યોત ફરી વળશે અને ફરીથી અસલનું જોમ-ચૈતન્ય-જન્મ પામશે. અધમો પોતાની અધમતા છોડશે, ભીરૂ (કાયર)માં પ્રશંસનીય હિંમત આવશે અને નિર્ભય લોકોનાં કૃત્યો વાજબી ઠરશે, દેશ જાગશે, યુદ્ધ પ્રવૃત્ત થશે અને ફતેહ મેળવાશે.

(૬)

'વફાદારી'ને જે દૃષ્ટિબિંદુથી આપણે આગલા ફકરાઓમાં જોઇ ગયા, તે દૃષ્ટિબિંદુ ખરેખર સુંદર છે. આપણી લડતના નિશાનરૂપ ઝુંડાપર આપણે તેની વફાદારીનો મુદ્રાલેખ લખીને આખા જગતને બુલંદ અવાજે તે જાહેર કરીએ (કરીશું). વફાદારીનો એવો (ઉપરના ફકરાઓમાં જે દૃષ્ટિબિંદુથી જોયો તેવો) વિચાર અવિકારી, આપણને શોભા આપે તેવો અને ભયના ખ્યાલથી રહિત તથા અનુરૂપ છે. આજના આપણા ઉત્સાહના પૂરમાં, ચોક્કસપણે અને સાવધાનતાથી આપણે વફાદારી વિષેના જે ઉદ્ગાર કાઢીશું તે જેવા ને તેવા અચળ (અક્ષત) રહેશે. (કદાચ) આપણને તાત્કાલિક હાર ખમી આવતી કાલે કેદીના પાંજરામાં ઊભા રહેવાનો પ્રસંગ આવશે (આવે) તોપણ આપણા શબ્દો જેવા ને તેવા જ રહેશે, અને જો આપણે સ્વતંત્રતાની આ લડતમાં ભવ્ય જીત મેળવીશું તો તો આપણી વફાદારી નિર્મળ સૂર્યની પેઠે પ્રકાશતી હશે! એની સુંદરતામાં જરા પણ ફેર પડ્યો નહિ હોય કે નહિ તેનામાં જરાયે વિકાર થયો હોય! હાલમાં તે આપણને રાજ્યબંધારણ ઘડવામાં મદદરૂપ બનશે, તથા રાજા, પ્રમુખો અને સિદ્ધાંતવાદીઓથી કંટાળી ગયેલી દુનિઆની પ્રજાઓ માટે નવી નીતિ સૂચવવાને શક્તિમાન બનાવશે. આવી ક્ષણે દેશમાં ઝગઝગત નવીન પ્રકાશથી સ્હેજસાજ અંજાયેલો છતાં જુની (પોતાની) શંકાઓને લીધે ભયભીત રહેનાર અસ્થિર મનવાળો મનુષ્ય દલીલ કરે છે, "એ તો બહું થયું, આપણે માણસ છીએ, ફીરસ્તાઓ નથી." ખરેખર, આપણે ફીરસ્તાઓ ( મહાત્માઓ ) નથી અને આપણી માનુષી નબળાઇ, આપણા ભૂલભરેલા વિચારો અને કોઇ વખતના તાત્કાલિક જુસ્સાને લીધે આપણામાંના અતિશ્રદ્ધાવાળા પુરૂષો પણ મુશ્કેલીમાં આવી પડે છે. પણ સિદ્ધાંત અને વર્તન–વિચાર અને આચાર, એ બંનેમાં જો માણસ ડગમગતો હોય તો પછી તેને કયી વસ્તુ બચાવી શકશે? તેની ઉન્નતિ શાથી થઇ શકે? તેવો માણસ તદ્દન નિરાધાર, શરમને પાત્ર અને હતાશ જ થવાનો! આપણે આપણા જીવનમાં જે મહાન્ સિદ્ધાંતો આપણી દૃષ્ટિ સમક્ષ મૂકીએ છીએ તે કંઇ એવા અભિમાનથી નહિ કે આપણામાં એ બધાને સ્હેલાઇથી પાળવાનું ગુપ્ત બળ રહેલું છે, પરંતુ આપણે એટલું જ કહીએ છીએ કે એ બધા સિદ્ધાંતોને દૂર મૂકી અમે જીવી શકીએ નહિ. અમારી તેનામાં અચળ શ્રદ્ધા છે. ( આ હકીકત પેલા અસ્થિર મનવાળા મનુષ્યે જાણવી જોઇએ.) સત્યની એ અચલ પ્રતિજ્ઞા છે. જ્યારે જ્યારે કોઈ

કોઇ ઉંચા આદર્શવાળો (શ્રદ્ધાવાળો) માણસ અવનતિના ખાડામાં જઇ પડે છે, ત્યારે તેનામાં કોઇ એક અચૂક સિદ્ધાંત હોય છે, તે તેને માર્ગ દર્શાવે છે. વળી અજ્ઞાત પ્રદેશો જીતવાને તેને ઉત્તેજિત કરે એવો સિદ્ધાંત તેના હૃદયમાં જાગૃત હોય છે. એલેકઝાન્ડરને પણ દુનિયાને જે પ્રકારે જીતવાનું સ્વપ્નું પણ નહિ આવ્યું હોય, તે પ્રકારે જગત્ જીતવાને તે પ્રેરાય છે. મનુષ્યમાં રહેલી એવી અડગ શ્રદ્ધા અને તેના પોતાના જીવનના આદર્શની ઉત્તમતા જ માણસને ખરેખરી શોભા અપાવનાર છે. જો અધમમાં અધમ પુરૂષ પણ વફાદાર હોય અને સારી સેવા આપે તો તે પણ ઉચ્ચ પુરૂષની કક્ષામાં આવે છે. (ત્યારે) માટે આપણે અધૂરી હિંમત અને અધૂરી શ્રદ્ધા-વાળા પ્રમાણિક માણસ તેમ જ સ્વાર્થને તાકનાર-પામર-સમયસાધક સ્વાર્થી સાહસિકોના માર્ગ કોરે મૂકી, દેવ અને સાચા મનુષ્યોને શોભાવે એવી વફાદારીમાં આપણી જીવનમુક્તિ, માર્ગસિદ્ધિ માની લેવી જોઇએ.

---

## પ્રકરણ ૮ મું.

---

### સ્ત્રીઓને.

એકે પૂછ્યું—"કેમ ભાઇ! તમે પ્રજાને સ્વતંત્ર કરવાની લડતમા નથી જોડાતા?" અને બીજાએ કહ્યું:—"ભાઇ હું તો પરણ્યો છું એટલે લડાઇમાં નહિ આવી શકું."

અને સદાયે સ્ત્રીપર દોષ ઢોળી નાંખી આપણે સંતોષ માનીએ છીએ, પરંતુ અમુક મનુષ્ય ખુદ પોને જ ખાસ કરીને પોતાનાં સુખસગવડ ચ્હાય છે અને છાનોમાનો એકાંતમાં સુખસેવન કરવામાં-બીડી, મદ્યપાન વિગેરેના વ્યસન કરવામાં-રચ્યો પચ્યો રહે છે અને હમેશ એવા હાજરજવાબી (હું તો પરણ્યો છું વિ.) બ્હાનાંઓ કાઢે છે, એ વાત આપણે કદી ધ્યાનપર લેતા નથી. હવે, આપણું ખરૂં મનુષ્યત્વ શેમાં સમાયેલું છે એ પ્રશ્નનો વિચાર કરીશું; પરંતુ "ભાઇ, હું તો પરણેલો છું" એવું સ્હેલું બ્હાનું કાઢી પોતાની અગત્યની ફરજનો ત્યાગ કરનાર નીચ પુરૂષ તરફ અમે આંખ આડા કાન કરીએ છીએ એવી કોઇએ શંકા કરવાની નથી.

(૧)

જ્યારે કોઇ સામાન્ય મનુષ્ય સ્ત્રીજાતિનો અભ્યાસ કરવાના હેતુથી તેમનામાં ભળે છે, ત્યારે સ્ત્રીઓ એકમેકને ઇસારા કરીને પૂછીને આવો

મનુષ્ય પોતાને માટે કેવો અભિપ્રાય દર્શાવે છે, એ જાણવામાં આનંદથી ઉત્સુક બને (છે) એ વાત માનવાયોગ્ય છે; પરંતુ જ્યારે કોઈ વિચિત્ર માણસ માની લે કે હું સ્ત્રીજાતિનું રહસ્ય સમજી ગયો છું અને એવી માન્યતાથી સ્ત્રીજાતિના સંબંધમાં આવે છે ત્યારે ખરી રમુજ આવે છે. હું આ લેખમાં સ્ત્રીજાતિનું રહસ્ય જાણવાની પ્રતિસ્પર્ધી શોધ કરવા માંગતો નથી. પરંતુ આપણે કદાચ આ સુંદર સ્ત્રીજાતિને આનંદ વિલાસને બદલે કાંઇ ગંભીર વાતો વિચારવાને જાગૃત કરી શકીએ, એમ મારૂં માનવું છે, તેથી હું સ્ત્રીઓને કાંઇક કહીશ. તેમની સમક્ષ આપણે માત્ર એક જ સાદી વાત મુકવાની છે કે મનુષ્ય માત્ર સ્ત્રી સાથે કોઇ પણ પ્રકારના સંબંધથી જોડાયલો તો હોવાનો, ચ્હાય તો પુત્ર તરીકે, ભાઇ તરીકે કે પતિ તરીકે. હવે જો ભવિષ્યમાં આપણે એક યુદ્ધ ખેડવું જ પડશે એમ આપણે માનતા હોઇએ તો આપણે આજની જ ક્ષણે કેટલીક બાબતોની ચોખવટ કરવી જોઇએ. ભવિષ્ય માટે સ્ત્રી કેવી તૈયારી કરે છે? પુરૂષ, સ્ત્રી સાથેનો પોતાનો ગાઢ સંબંધ કેવી રીતે જાળવશે? શું સ્ત્રી તેને દૃઢાલિંગન આપી તેના કર્તવ્યમાંથી વિમુખ કરશે, કે પોતે વીરાંગનાઓ બની તેનામાં વધુ ઉત્સાહ રેડશે? યુદ્ધમાં એક સાથીને બદલે પુરૂષને સ્ત્રી કેવળ બોજારૂપ બનશે કે પછી યુદ્ધનો પ્રસંગ તે બન્નેના સ્નેહબંધને વધુ દૃઢ બનાવશે અને તેમનામાં જીવન જેવી અલૌકિક વસ્તુનું ઉંડું જ્ઞાન જાગૃત કરશે? (આ સર્વ બાબતોની આપણે ચોખવટ કરીશું તો જ આપણે આપણી ભવિષ્ય માટેની લડતની તૈયારી કરી શકીશું.)

(૨)

હું એક આઇરીશ વીરાંગનાના ચારિત્ર્યલેખનપર થોડોક સમય રોકીશ, જેથી આ યુગની સ્ત્રીઓને એક આદર્શ મળી શકે. હું આ વિષયમાં બહુ ઉંડો ઉતરીશ નહિ, પરંતુ માત્ર મુખ્ય મુદ્દાઓપર વિવેચન કરીશ. દાખલા તરીકે હાલમા સ્ત્રીઓની જાગૃતિને પરિણામે તેઓ સમાજમાં પોતાનું સ્થાન નક્કી કરવાના પ્રશ્નમાં પોતાનું મન પરોવી રહી છે અને "ધી ડોલ્સ હાઉસ" માં દર્શાવવામાં આવેલી નમુનારૂપ સ્ત્રીની સ્થિતિએ પહોંચવા તથા માન અને ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરવાની હિલચાલ કરી રહી છે. આમ પોતાના સ્વમાન અને ગૌરવ માટેની લડતની પહેલ કરનારી સ્ત્રીઓને અમે અભિનંદન આપીએ છીએ, પરંતુ "ધી ડોલ્સ હાઉસ" માંની આદર્શ સ્ત્રી બનાવવાની જવાબદારી પુરૂષને શીર છે. સ્ત્રીઓ તો જો બનશે તો જ કદાચ તે સંબંધી પ્રયત્ન કરવા બહાર આવશે. બધી જવાબદારી પુરૂષને શીર જ

છે, એવું માનવાનું સ્ત્રીઓ ભૂલ નહિ કરે, એવું અમે ઇચ્છીએ છીએ. ( આપણે ઉપર જોઇ ગયા કે અમુક માણસ અઘરી ફરજો અદા કરવાને બદલે પોતાનાં સુખસગવડ સાધવાનું વધુ પસંદ કરે છે ), પોતાને "થોડા શ્રમથકી સાધ્ય " એવી ઉચ્ચ સ્થિતિ ઉપર લઇ જાય એવા સુંદર જીવનમાર્ગને બદલે મોહક અલંકારો, મોંઘા ખાદ્ય પદાર્થો અને નાટક તમાસાને વધુ ચાહનારી સ્ત્રીને તે પુરૂષ પોતાની જીવનસખી માને છે. વિશેષમાં આવો પુરૂષ ઘરનો રાજા નથી ( તેનું ઘરમાં બહુ ચલણ નથી ), બલ્કે, ઘણે ભાગે ઘરમાં તે ગુલામની દશા ભોગવે છે અને વળી જીવનમાં કેટલીક રૂઢિઓ પાળવાની હોય છે. સ્ત્રી પુરૂષ વચ્ચેની ઉચ્ચ સભ્યતા–જેને લીધે સ્ત્રીમાં પ્રેમાળ લાગણીઓની સાથે સ્વાવલંબનનો સદ્‌ગુણ જન્મ પામે છે, તથા મનુષ્યના બળની સાથે સાથે તેનામાં મનોહર નમ્રતા આવે છે તેને બદલે આપણે સ્ત્રી પુરૂષ વચ્ચે ખોટો વિવેક જોઇએ છીએ; ( આથી ) સ્ત્રીઓને ખોટી ફુલાવવા ફુલાવવામાં આવે છે તથા જાણે તે એક નિરર્થક રમકડા જેવી વસ્તુ હોય એવી વર્તણુક તેના તરફ ચલાવવામાં આવે છે. વળી પુરૂષ ભૂમિને ભારરૂપ એક કાયર પુરૂષ બને છે; ઉચી સભ્યતા અને ઉંચી મૈત્રી એકમેકપર આધાર રાખે છે, પણ આપણે તો સ્ત્રી પુરૂષ વચ્ચેનો ખોટો વિવેકભર્યો સંબંધ સ્વીકારીએ છીએ. તેથી સ્ત્રીના ગૌરવને તેમજ પુરૂષના વીરત્વને ધોકો પહોંચ્યો છે. આપણે પુરૂષોએ તો ઉંચું પુરૂષત્વ ઘડવાનો પ્રયત્ન કરવો જોઇએ. આપણે આપણા બાહ્ય સંજોગોપર આપણી નબળાઇનો દોષ ઢાળી શકીએ નહિ અને સ્ત્રી પણ પોતાનું સ્ત્રીપણું કેળવવા માટે તેટલી જ જવાબદાર છે મતાધિકાર પ્રાપ્ત કરવા કરતાં તો પોતાની સ્ત્રીઓએ પોતાની બ્હેનોને ઉત્સાહી, સ્વાશ્રયી અને ગમે તે સંકટ સામે ટકવાને શક્તિમાન બનાવવી એ ફરજ વધુ અગત્યની છે, એ વાત સ્ત્રીઓએ ધ્યાનપર લેવી જોઇએ. જ્યારે સ્ત્રી આ પ્રકારની કેળવણી પ્રાપ્ત કરશે ત્યારે સમસ્ત વિશ્વની પ્રજામાંનો કોઇ પણ માણસ સ્ત્રીજાતિની પુરૂષ સાથેની સમાનતા અને ઉચ્ચ પદવી માટેની લાયકાતની ના પાડી શકશે નહિ.

(૩)

ભવિષ્યના યુદ્ધ માટે હાલમાં પ્રાસ્તાવિક યુદ્ધ થયું છે જ. સ્ત્રીએ પણ આ વાત જાણી લેવાની છે. તેમણે પણ એમાં ભાગ લેવાનો છે. જીંદગીમાં કેટલાક એવા માઠા (વિચિત્ર) પ્રસંગો ઉપસ્થિત થાય છે કે પુરૂષને ન્હાય તો કોઇ નામોશીભર્યો સિદ્ધાંત ગ્રહણ કરવાની જરૂર પડે છે અગર પોતાનું પુરૂષત્વ

ઝુલાવવા માટે યુદ્ધમાં ઉતરવું પડે છે. આવા પ્રસંગોમાં સ્ત્રીને માટે બે જ માર્ગો ખુલ્લા છે. ચ્હાય તો તેણે પોતાના સ્વામીને યુદ્ધમાં ઉત્સાહિત કરવો કે ચ્હાય તો તેના હાથ હેઠા પાડવા. સ્ત્રી આ હકીકત ધ્યાનમાં લેશે કે તરત જ તેને પોતાની ફરજ અદા કરવાની તક નજદીક આવી લાગી જણાશે. સત્ય પંથમાં પળતી વખતે પુરૂષ ઘણી વાર ડગમગતો હોય છે. આ વખતે જો સ્ત્રી પુરૂષ કરતાં વિશેષ ઉચ્ચ હોય તો તેણી પુરૂષને પોતાના જેટલી ઉચ્ચી સ્થિતિએ આણે છે. આથી ઉલટું જો સ્ત્રી પુરૂષ કરતાં અધમ હોય તો તેણી પુરૂષને અધોગતિએ પહોંચાડે છે. જ્યારે બન્નેમાં સરખો ઉત્સાહ અને સરખી ઉત્તમતા હોય ત્યારે આ સંસાર ભવ્ય બને છે, સર્વ શક્તિમાન ઇશ્વરના સત્ય અને સુંદર શાશ્વતપણાની આપણને ખાત્રી થાય છે, તથા ત્યારબાદ આપણને આવા સ્ત્રીપુરૂષના ચમત્કારિક જીવનની ઉત્પત્તિ તથા તેના ભવિષ્યની ઝાંખી થાય છે. સ્ત્રી અને પુરૂષ એકબીજાના અંગભૂત છે, તેમના જુદા પડવાથી એમાંથી કોઇને જીંદગીના સૌંદર્ય કે મહત્તાનું પુરેપુરૂં ભાન નહીં થાય એ વાત પ્રમાણિકતાથી સ્ત્રીપુરૂષે લક્ષમાં રાખવી જોઇએ અને કદાચ આ જ ક્ષણે નહિ, પરંતુ પોતાના ખુશામતીઆને બળે રાજ્ય ચલાવી રહેલી હાલની તુચ્છ રાજસત્તા સામે તેમને ઝઝુમવું પડે એ વાત પણ તેમણે જાણવી જોઇએ. આપણા કમનસીબે (હાલમાં) આપણાપર આવી સત્તા છે, અને ઘણા તે સત્તાને 'હા જી હા' કરવાની ટેવને લીધે મોજશોખમાં ભળે છે. તેઓ ખુશામત કરી જાહોજલાલીમાં રહેવાનું ચાહે છે. પરંતુ સાચા મર્દ બની મુશ્કેલીઓ વધાવી લેવાનું તેમને ગમતું નથી. તેમનો આત્મા ગુલામનો આત્મા છે. જો આપણે ઉજળા ભવિષ્ય માટે તૈયાર થવું હોય તો આવી ખુશામત સામે થવું એ આપણી ફરજ છે. જો આપણે પ્રજાને ગુલામગીરીની બેડીમાંથી છોડવવી હોય તો આપણે મનુષ્ય માત્રની 'હા, જી હા' ભણવાની અધમ કુટેવ ઉન્મૂળ કરી નાંખવી જોઇએ. આ જ આપણને ભવિષ્યના યુદ્ધ માટે કેળવશે. જો સ્ત્રીઓ આ વાતને પોતાના હૃદયમાં ઉતારશે તો તેઓ પણ પુરૂષ જેટલું જ (ના જેટલે જ અંશે) **તિરસ્કાર સાથે સુખ સગવડ ભોગવવા કરતાં સ્વમાન જાળવવા માટે એકાંત સેવવાનું બહેતર ગણશે.** આથી, જેમને હાથ સ્ત્રીઓને કેળવવાનું કામ છે એવા માણસોને આપણે એટલું જ વિનવીશું કે સ્ત્રીઓને તેઓ એવી કેળવણી આપે કે જેથી તેઓ ખુશામતીઆ-'હા, જી હા' ભણનારા-પુરૂષને ધીક્કારતા તથા તેની મોજશોખો-જે પેલા પુરૂષનું સર્વસ્વ ગણાય છે તે-તરફ તિરસ્કાર-કંટાળો જાહેર કરતાં શીખે.

(૪)

હવે, હું આયર્લાંડની વીર સ્ત્રીઓ વિષે વિવેચન કરીશ. જ્યારે મુસ્કેલીઓથી ગભરાઇએ અને આપણી જાતને કે બીજાઓને અમુક સાહસમાં હિમત આપવાની જરૂર જણાય છે, ત્યારે આપણે તેવી જ મુસ્કેલીઓમાં જે વીરો અને વીરાંગનાઓએ બહાદુરીથી પોતાની લડત ચલાવી ફત્તેહ મેળવી તથા આપણે માટે પોતાની સાહસો તથા વફાદારી ( લડત તરફની ) વારસામાં મુકી ગયા છે, તેમનાં ઉદાહરણો (સ્વાભાવિક રીતે) લઇએ છીએ. આપણા વીર પુરૂષો આટલા ઓછા સુપ્રસિદ્ધ છે, એ આપણે માટે શરમની વાત છે, આપણી વીરાંગનાઓને કોઇ બીલકુલ જાણતું નથી, એથી તો આપણે વધુ ગેરત પામવાની છે. જ્યારે કોઇ એક વીર કે વીરાંગનાના ગુણગાન કરવા માગીએ છીએ, ત્યારે આપણે યોગ્ય પસંદગી કરતા નથી. જ્યારે આપણે કોઈ જલસામા કોઈ એક વ્યક્તિને કરૂણ સ્વરે "પ્રિયા છે દૂર દૂર પરદેશ" એવું ગાતા સાંભળીએ છીએ ત્યારે આપણી લાગણીઓ ઉસ્કેરાઇ જાય છે. સ્વદેશાભિમાનને પ્રતિકૂળ એવો કવિતાનો શોખ આપણને આપણા જીવનમાં હોય છે, તે શોખને લીધે આપણને હતાશ થયેલા પ્રેમીપર દયા આવે છે. ખુદ આપણા તરફ એકેએક માણસ અને એકેએક વસ્તુ તરફ દિલસોજી ઉત્પન્ન થાય છે અને એ શોખ આપણા ચિત્તમાં ક્ષોભ પેદા કરી આપણા સ્નાયુઓને ઢીલા કરે છે. આ પ્રકારનો ચિત્તક્ષોભ આપણને શક્તિહીન બનાવે છે. આવા સંજોગોમાં આપણું લોહી ઉત્સાહ અને ચેતનથી વહેતું નથી, આપણું જીવન કાબુમાં રહેતું નથી, તથા આપણા પંથને વળગી રહીને પુરેપુરી લડત ચલાવવા જેટલા આપણે દૃઢ નિશ્ચયી બનતા નથી. માટે જે પ્રજાએ જુદી જુદી રંગભૂમિઓપર "સરાહ કુરાન"–Sarah Kuran–ના કરૂણ પ્રેમાલાપો સાંભળ્યા છે, તેણે હવે મી. ટોનની વીરપત્ની (ના ચારિત્ર્યલેખન) તરફ નજર નાખવી જોઇએ. ટોનની વીરપત્ની 'સરાહ કુરાન' કરતા વધુ સુંદર અને વધુ વીરતાભરેલી આદર્શ સ્ત્રી છે. (હતી)

(૫)

જ્યારે આપણે સ્ત્રીજાતિના ખાસ ગુણોનો વિચાર કરીએ છીએ. ત્યારે આપણને લાગે છે કે આકર્ષક વિનય, સાલસપણું, દિલસોજી અને કોમળતા એ સ્ત્રીના વિશિષ્ટ ગુણો છે, અને જ્યારે આપણે કોઇ સ્ત્રીમાં આ ગુણો પરાકાષ્ઠાએ પહોંચેલા જોઇએ તથા તે ઉપરાંત ધૈર્ય, સહિષ્ણુતા, હિંમત

અને સાહસ જેવા પુરૂષના વિશિષ્ટ ગુણો તેનામાં જોઇએ છીએ ત્યારે તે સ્ત્રી વીરાંગના લેખાય છે. આવી જ એક વીરાંગના મી. ટોનની પત્ની હતી. આપણે નિઃશંકપણે તેનાં ગુણગાન કરી શકીએ, કારણકે તેની એકેએક રસ્તે કસોટી થએલી અને તે દરેક પ્રસંગે કાંઇ અજબ રીતે વફાદાર નિવડેલી. જે સમયે ટોન મરણ પામ્યો હતો અને દૈવે ટોનની પત્ની પાસેથી તેના સ્વામીનો અલૌકિક પ્રેમ અને આનંદી સ્વભાવ ઝુંટવી લીધા હતા, તે સમયે જો ટોનની વીર પત્ની ટોનનાં કાર્યો તથા કીર્તિ ભૂલી ગઇ હોત, તોપણ પોતાના સ્વામીના મહાન કાર્યમાં તેણીએ પોતાના સ્વામી તરફ જે ભક્તિ દાખવી તે બદલ તથા તેને તેના કાર્યમાં પ્રોત્સાહિત કર્યો તે બદલ જગત્ તેણીની ઘણી પ્રશંસા કરત. પરંતુ જ્યારે દૈવે તે સ્ત્રી કનેથી તેણીના સ્વામીનો પ્રેમ અને જુસ્સો ઝુંટવી લીધા, ત્યારે પણ તેણી અલૌકિક રીતે સત્યને વળગી રહી અને અજબ વફાદાર નિવડી. પોતાના પ્રિય પુરૂષ તરફ દૃઢ ભક્તિ ધરાવનાર કોઇ પતિવ્રતા સ્ત્રીની જેમ, ટોનના જીવતા તેની વીરપત્ની ટોનને અલૌકિક પ્રેમભક્તિથી વળગી રહેતી. ટોનના જીવતાંસુધી તેણીએ સ્ત્રીજાતિની કોમળતા પ્રકાશિત કરી હતી, પરંતુ તેના મૃત્યુ પછીના દુઃખના દિવસોમાં તેણીના અડગ ધૈર્યથી આપણને તેણીના ઉત્તમ ચારિત્ર્યની ખાત્રી થઇ છે. આ પતિપત્નીમાં કાંઈ સાધારણ પ્રેમ ન હતો. તેમના જીવનના અહેવાલો વાંચતી વખતે આપણને આ વાત સ્પષ્ટ થાય છે. ટોન-જેને આપણે વીર કાર્યસાધક, દૃઢનિશ્ચયી લડવૈયો, દુરદર્શી વિચારક, અજય્ય આત્મા અને મનુષ્યનો આજન્મ નાયક માનીએ છીએ, તે એક પ્રેમાળ બાળકની આકર્ષક સાદાઇથી પોતાની સ્ત્રીને લખે છેઃ—"હું બચ્ચાને તથા તને અપાર ચાહું છું." તે તેના કાગળમાં નીચે પ્રમાણે લખતો "મારા વતી બાળકને દશ હજાર વાર ચુંબન કર મારી પ્રિયતમા! સર્વશક્તિમાન પ્રભુ તને સુખી કરો!" (આ "ફ્રેન્ચ એથીઇસ્ટ"માંથી ઉતાર્યું છે. હું માનું છું કે તેના નિંદકો પોતાની નીચ વૃત્તિથી શરમાતા હશે.) આમાં કાંઇ નવાઇ જેવું નથી. જ્યારે પોતાની લડતની શરૂઆતમાં તે અમેરિકાથી પોતાનો મહાન્ પેગામ ફ્રાન્સને પહોંચાડવા જવાની તૈયારી કરે છે, ત્યારે તેને પોતાનાં સ્ત્રી બચ્ચાં (કુટુંબ)ના સ્મરણથી દુઃખ થાય છે. આ ગંભીર પ્રસંગે તેની સ્ત્રી કેવી રીતે વર્તે છે? શું તેણી તેને દૃઢાલિંગન કરી, આંસુ સારી, પોતાના બાળકોની યાદ આપી, ટોનની જુની પ્રતિજ્ઞાનું સ્મરણ કરવા તથા તેના પ્રેમનો વિચાર કરવાની વિનંતિ કરી, દેશને ભૂલી જવાનું કહે છે? ના. અલબત્ત નહિ! જુઓ! ટોનની નોંધપોથી શું કહે છે?

ટોન લખે છેઃ—"ખાસ કરીને મારી સ્ત્રી કે જેની હિંમત અને મારા માન તથા હિત માટેની તીવ્ર ઈચ્છા, તેણીનાં જુનાં દુઃખોથી સહેજ પણ ઓછાં થયાં નહોતાં, તેણીએ મને વિનંતિ કરી કે તમે તમારા દેશ તરફની ફરજ અને તમારા મિત્રો તરફની મસલતમાં એક ક્ષણવાર પણ મારો તથા આપણાં બાળકોનો ખ્યાલ આડે આવવા દેશો મા. તમારી ગેરહાજરીમાં હું આપણા કુટુંબની દરકાર લઇશ, અને જે પરમાત્માએ આપણુને વારંવાર ચમત્કારિક રીતે બચાવ્યા છે તે આપણુને આ વખતે ત્યજી દેશે નહિ." (પરમાત્મામાં કેવું દૃઢ શ્રદ્ધા-સંકટમાં કેવું અડગ ધૈર્ય!) ખરેખર આ એક સ્ત્રીના જ ઉદ્‌ગાર છે. ટોનને વિદાય આપતી વખતે તે ધ્રૂજે છે પરંતુ તેની આંખમાં એક એવી જ્યોત ઝળહળતી જણાય છે કે ધ્રૂજતા માણસો તે દેખીને શરમાય. આ જ્યોતની તુલના માત્ર તેના અનન્ય સ્વામીથી જ થઇ શકી. એથી વિશેષ જ્યોત કોઇનામાં હતી નહિ. જે સમયે ટોનની લડત અનેક મુસ્કેલીઓ વચ્ચે ભાંગી પડી અને ખુદ ટોનને પોતાના પ્રાણની આહૂતિ આપવી પડી, તે સમયે તેણીના ધૈર્યની સખ્ત કસોટી થઇ હતી. જ્યારે પોતાનું આવી બન્યું હતું એવી છેલ્લી ક્ષણે ટોને પોતાની પત્ની પર જે પત્રો લખ્યા હતા તેમાં રહેલી (પતિએ કરેલી પોતાની પત્નીની) પ્રશંસાથી વધુ પ્રશંસા અસંભવિત છે. "પ્રિય, પ્રણામ! આ પત્ર હું પુરો કરી શકીશ નહિ. મેરીને મારા સ્નેહસ્મરણ. ખાસ કરીને તું એ વાત યાદ રાખજે કે હવેથી આપણા વ્હાલાં બાળકોનાં માતપિતામાં તું જ છે. તેમનાં શિક્ષણ માટે તારે જાતે જીવીને મારા તરફના સાચા પ્રેમનો ઉત્તમ પુરાવો આપવાનો છે! સર્વશક્તિમાન પ્રભુ તને સુખી કરો!" આ પત્રમાં તેણીના દુઃખ—તેણીની નિરાધાર સ્થિતિ—માટે કલ્પાંત નથી, ખુદ પોતાને માટે શોકનો એક પણ શબ્દ નથી, પણ આથી કાંઇ તેમના અતિપ્રેમી આત્માને આઘાત ન્હોતો (નહતો) પહોંચ્યો એમ નથી. "હું કોઇ પણ શબ્દથી તારા માટેનો કે આપણા બાળકો માટેનો પ્રેમ જાહેર કરી શકું નહિ, માટે હું તે માટે પ્રયત્ન પણ નહિ કરૂં. કોઇ પણ પ્રકારની ફરીયાદ કરવી એ તારી તેમ જ મારી હિંમતને લજાવવા જેવું છે." પરંતુ તેઓ દુઃખ ખમવા માટે જ સરજાયા હતા. તેઓ કસોટીમાંથી યશસ્વી નીવડયા. ટોને પોતાનાં બાળકો પોતાની સ્ત્રીને હવાલે કર્યાં તે વખતે જે વાત આપણે પાછળથી જાણી તે વાત, તેણે પોતાના નિર્વિકાર પ્રેમને લીધે પ્રથમથી જ જાણી હતી. તેની પત્ની પોતાની જવાબદારી યથાર્થ રીતે પાલન કરશે, એ વાત તે પ્રથમથી સમજી ગયો હતો. આ એક પતિની

પોતાની સ્ત્રી માટેની કેવી ઉચ્ચ પ્રશંસા છે! મીસીસ ટોને પોતાના બાળકોને ઉત્તમ પ્રકારે કેળવ્યા હતા, તે વાત પછીનાં વર્ષોના બનાવો સાબીત કરે છે. ટોનનો પુત્ર કે જેણે પોતાના પિતાની સ્મરણાંજલિ લખી છે, તે પોતાના બાપના મરણ વખતે માત્ર બાળક હતો. એ વાત આપણે યાદ કરીએ છીએ, ત્યારે મોટપણે તેણે પોતાની માતાની કેટલી બધી પ્રશંસા કરી છે, તે માલુમ પડે છે. "મારી માતાએ મને મારા પિતાના સિદ્ધાંત (આદર્શ) અનુસાર ઉછેર્યો. મારામાં મારા પિતાની લાગણીઓ (પિતાનો જુસ્સો) ઉત્પન્ન કરી." આ ઉદ્ગાર બસ છે, પરંતુ આ સ્મરણાંજલિ લખાઇ તે પહેલાંનાં વર્ષોનો ઇતિહાસ ધ્યાનમાં લઇશું તોપણ મીસીસ ટોને પોતાની ફરજ કેવી (સુંદર રીતે) અદા કરી, તેનો અસરકારક પુરાવો મળશે. આ વર્ષોમાં તેણીની બાળક માટેની ભક્તિ તથા તેમના અને પોતાના સ્વાતંત્ર્યના રક્ષણ માટેના અભિમાન અને સાવધાનતા આપણી આંખ આગળ તરે છે. ફ્રાન્સના એક સેનાપતિની વિધવા તરીકેની પોતાની પદવીને તે ઉચ્ચ ગણતી હતી, તે તેમાં ગૌરવ લેતી હતી, અને તેથી તે બાહ્ય (પર) રાજ્ય તરફથી મળતો આશ્રય તથા ઉચ્ચ પદવીને છોડી દે છે અને પ્રજાસત્તાક તેમ જ સામ્રાજ્યમાંના મહાપુરુષોના માનને પાત્ર થાય છે.

ટોનના મૃત્યુ પછી એક વર્ષે લ્યુસન બૉનાપાર્ટે ૫૦૦ સભાસદોની સભા મધ્યે હૃદયને હલાવી નાંખે એવા (હૃદયમર્મચ્છિદ્) શબ્દોમાં મીસીસ ટોનની પ્રશંસા કરી, કાઉન્સીલને એક વિનંતી કરી. "જો ટોનની સેવા તમારી લાગણીને ઉશ્કેરવા-જાગ્રત કરવા પુરતી ન હોય તો હું તમારી આગળ તેની અનુપમ ધર્મપત્નીના સ્વતંત્ર જોમ તથા દૃઢ નિશ્ચય વિદિત કરૂં છું, તે સાંભળો. આ ઉત્તમ સ્ત્રી પોતાના ભાઇ તથા સ્વામીની કબ્રપર નિસાસા સાથે આયર્લાંડની મુક્તિ માટેની પોતાની આકાંક્ષા જાહેર કરે છે. તેણીના મુખ ઉપર દુઃખની છાયા ઉપરાંત જે આઇરીશ જુસ્સો ઝળહળી રહ્યો હતો, તેનો તમારી સમક્ષ ચિતાર આપવાનો હું પ્રયત્ન કરીશ. તેણીના દૃષ્ટાંતથી સ્પાર્ટાની સ્ત્રીઓ આંખ આગળ તરી આવે છે. તે સ્ત્રીઓ જ્યારે તેમના દેશબંધુઓ રણમાંથી પાછા ફરતા ત્યારે આખા લશ્કરને ચિંતાતુર નયને તપાસી જતા અને તેમાં પોતાના સ્વામી, ભાઇ કે પુત્રને ન જોતાં બોલી ઉઠતીઃ-"તે (ભાઇ, સ્વામી વિગેરે) પોતાના દેશ માટે મર્યો-તે પ્રજાસત્તાક રાજ્ય માટે મર્યો." (હિંદુસ્થાનની સ્ત્રીઓમાં આવો જુસ્સો-આવું દેશાભિમાન જાગૃત થશે કે તરત જ દેશ આઝાદ બન્યો હશે.) જ્યારે

પ્રજાસત્તાક રાજ્ય ભાંગી પડયું અને એ બધા ધાંધળમાં તેણીના (મીસીસ ટાનના) હક્કો તરફ ઉપેક્ષા કરવામાં આવી ત્યારે, તે જાતે શહેનશાહ નેપોલીઅન પાસે ગઇ, અને પોતાના પુત્રને લશ્કરમાં જગ્યા અપાવવા માટે પરદેશી છતાં સ્વદેશીઓના જેવા હક્કોની માંગણી કરી. શહેનશાહે તેનો સત્કાર કરી, તેની વિનંતિ સાંભળી, તથા તેની ઇચ્છા સફળ કરી. તેણીએ એ બાળકોના મૃત્યુ જોયાં હતાં—છોકરીનું મૃત્યુ ઘણું દયાજનક હતું—અને હવે તે પોતાના છેલ્લા બાળકને મદદ કરી રહી હતી. કોઇ પણ બાળકની કદીએ આ પ્રકારના પ્રેમથી દરકાર રખાઇ નથી અને કોઇ પણ બાળકને બીજી કોઇ પણ માતાએ વધુ અભિમાનથી તેના (બાળકના) જીવનમાર્ગપર ચઢાવ્યો નથી. આ બધું સમજવા માટે દરેકે તેનું જન્મચરિત્ર—જીવનવૃત્તાંત વાંચવું જોઇએ. તેણીએ શરૂઆતમાં પોતાના સ્વામીને હિંમતથી વચન આપ્યું હતું કે હું બાળકને માટે જવાબદાર થઇશ. પછી અતિશય દુઃખી સ્થિતિમાં તેણે આ વચન શબ્દશઃ પાળેલું હતું. તેણીએ અનન્ય બળ, ભક્તિ અને વફાદારીથી તે વચન પાળ્યું—(કેવી રીતે)—કાંઇ અજબ રીતે—, તેણીએ પોતાનાં બે બાળકને એક કારમા રોગના ભોગ થયેલાં જોયાં અને હવે હાલમાં જીવતા એકના એક છોકરાની તંદુરસ્તી, પોતાની દરકારથી સુધારી, તેને કોલેજમાં મોકલ્યો અને લશ્કર જીવન માટે તેને અભિમાનથી મોકલ્યો! મીસીસ ટાને જ્યારે તેનો આશ્રય છોડી દીધો, ત્યારે ફ્રાન્સનો એક વજીર ગુસ્સે થઇ, તેણીને એમ કહેવા લાગ્યો કે હું મી. ટાનને ઉંચી પદવીપર મુકાવવા માટે શહેનશાહનું ગળું ઝાલી શકું નહિ. ત્યારે તેણી જાતે નિર્ભયપણે અને ગૌરવથી કેવી રીતે ગઇ અને માનને પાત્ર થઇ! (એ આપણે જોઇ ગયા.) જ્યારે કોઇ એક અધમ બુદ્ધિના માણસે એવી સૂચના કરી કે મીસીસ ટાનની માંગણી પૈસા સંબંધી છે, ત્યારે તેણી કેવા અભિમાનથી કહી શકી કે “ મારા કોઇ પણ સંકટમા હું હાથ લંબાવવાનું શીખી જ નથી.” એના દરેક સંકટમાં આપણે તેણીને અજબ ગૌરવ, કોમળતા અને હિંમત ધારણ કરતી જોઇએ છીએ અને તેણી વાત્સલ્યભાવથી પોતાનાં બાળકોની માંગણીઓ એકદમ સમજી જઇ, તે માંગણીઓ પુરી પાડવાના કામમાં પ્રમાદ કરતીજ નહિ. (એવું આપણને તેના જીવનવૃત્તાંતપરથી માલુમ પડે છે.) તેણે પોતે યોજેલા માર્ગપર તેનો પુત્ર સ્હવારે ચઢે છે, ત્યારે આપણે તેને તે જ ધ્રુજતી બાઇ જોઇએ છીએ કે જે બાઇએ સુખ અને દિલાસાના (ઉત્સાહક) શબ્દો કહી પોતાના સ્વામીને તેની ફરજ અદા કરવા માટે વિદાય આપી હતી. તે સ્ત્રી હાલ કસોટીનાં વર્ષો પછી, પોતાના પુત્રને

તેના પંથ ઉપર ટેકથી ચઢાવે છે. આ તેમનો (માતાપુત્રનો) પ્રથમ જ વિયોગ છે. આપણે તેણીના જ શબ્દો ટાંકીશું. "આજસુધી મ્હને એમ ખ્યાલ પણ આવ્યો ન હતો કે વીલીઅમ મારો પોતાનો એકનો એક બાળક છે. હું તો એમ માનતી હતી કે ટોને પોતાનો પુત્ર મ્હને સોંપ્યો છે....... હું એક ક્ષેત્ર (ખેતર)માં બેઠી હતી. મારી સામેનો માર્ગ વિશાળ અને સ્વચ્છ હતો અને તે રસ્તાપર મારા બાળક સિવાય બીજી કોઇ વસ્તુ હતી જ નહિ.........હું વિચારશૂન્ય બની પરંતુ મેં આ પહેલાં જે કંઇ બન્યું હતું તે સર્વ તે ક્ષણે મારી નજર સમે ખડું થયું. મને એવી તીવ્ર ઇચ્છા થઇ કે હું સદા માટે મારી આંખ બંધ કરૂં અને મને લાગ્યું કે એ પ્રમાણે તો કદી બન્યું જ ન હોય. **વિચારનાં પરિવર્તન ઘણા અલૌકિક** છે. હું ત્યાં બેઠી ત્યારે મારામાં ઘેર પાછા ફરવાની જરૂર વિષે વિચાર કરવાની શક્તિ પણ ન હતી. દરમ્યાન મારી સામેની ઘાસપરથી એક લાવરી ઉડી આવી, તે મારા માથાપર આમતેમ ઘુમી આવી, ને તેણે એક સુંદર, મધુર અને આહ્‌લાદજનક ગીત લલકાર્યું. હું શૂન્યાવસ્થામાંથી જાગૃત થઇ. મને મ્હારા અંતઃકરણમાં લાગ્યું કે જાણે ટોને તેને મારી પાસે ન મોકલી હોય ! હું મારા એકાંત ઘર તરફ પાછી ફરી." એક સ્વામીભક્ત સ્ત્રીને સૂર્યના પ્રકાશમાં લીલી ઘાસપર એકલી અટુલી, છેક લાવરી આવીને ઉંચે આકાશમાં ઉડતી વખત એક મધુર સંગીતદ્વારા તેનાસ્વામીનો દિલાસાનો સંદેશો આપતી હોય તેમ તેને જગાડે ત્યાંસુધી બેસી રહેતી જોઇને આપણું અંતઃકરણ પીગળતું નથી ?—પીગળે છે. આ ચિતાર જોઇને થતો ચિત્તક્ષોભ આપણને શક્તિહીન બનાવતો નથી. (સરાહ કુરાન જેવી કોઇ વ્યક્તિના કરૂણ પ્રેમાલાપોથી થતો ચિત્તક્ષોભ અને આવી પતિવ્રતા સ્ત્રીના અપ્રતિમ વાત્સલ્યભાવથી થતો ચિત્તક્ષોભ તદ્દન જુદા છે) એથી ઉલટું, આવા ચિત્ત-ક્ષોભને પારણામે આપણને આપણા દેશ અને દેશજનો માટે અભિમાન થાય છે. આપણા સ્નાયૂઓ મજબૂત બને છે. આપણાં અંતઃકરણો કામ (કરવા) માટે પોકાર કરી રહે છે. (આપણા અંતઃકરણમાં કામો કરવા માટે તાલાવેલી લાગે છે). આપણે રૂદન કરતા નથી, પરંતુ લડત માટે અત્યુત્કંઠિત થઇ ઉઠીએ છીએ. આ વીરાંગના વિષે આપણે કેટલું થોડું જાણીએ છીએ ? આપણો ટોન જોડે ઘણી રીતે પરિચય છે. તેનું ઉત્તમ ચારિત્ર્ય, તેનો નિખાલસ સ્વભાવ, તેનું સાહસ, તેનું ધૈર્ય, તેનું દુરદર્શીપણું, તેની ન્યાયી બુદ્ધિ—આ બધાને લીધે આપણે તેને (સારી પેઠે) જાણીએ છીએ. તેના સાથીઓમાંનું કોઇ તેની તુલના કરવાને શક્તિમાન ન હતું. તેનો આત્મા અવિશ્રાન્ત અને

અજય્ય હતો; પરંતુ તેને એક સમપદસ્થ મિત્ર હતો. ગંભીરતા અને મહત્ત્વમાં તેના સ્વભાવની બરોબરી કરી શકે એવો એક સ્વભાવ હતો. તે સ્વભાવ સ્ત્રીનો હતો અને તે સ્ત્રી વુલ્ફ ટોનની ધર્મપત્ની હતી.

(૬)

આપણી સ્ત્રીજાતિમાંની આ એક વીરાંગનાનો દાખલો પુરૂષ તેમજ સ્ત્રીની નજરમાં રહે, એ ઠીક છે. આ દાખલાથી આપણને સ્પષ્ટ થવું જોઇએ કે સ્વદેશાભિમાન, બીજી સારી અને પ્રેમની લાગણીઓનો નાશ કરતો નથી પરંતુ તેમને જન્મ આપે છે અને તેમના ઉપયોગાર્થે ક્ષેત્ર ખુલ્લું કરી આપે છે. પ્રેમ અને કોમળતા એ સૈનિકોના ગુણો નથી એવું માનો લેવાની આપણને ટેવ પડી છે. એથી (એ બેથી) તેનું દિલ ડગમગ થશે, તેનું કામ નિષ્ફળ નિવડશે (એવો આપણે ડર રાખીએ છીએ) પરંતુ જ્યારે જ્યારે આપણી હિલચાલ અમાનુષી (પ્રેમ અને કોમળતા વિનાની) થાય છે, ત્યારે ત્યારે તે નિષ્ફળ નિવડે છે. જ્યાંસુધી આપણે પુખ્ત ઉમરના થઇએ નહિ અને આપણામાં જીવનનું કાવ્ય ગુંજી રહ્યું ન હોય ત્યાંસુધી આપણે અમુક સિદ્ધાંત પ્રમાણે અંધપણે વર્ત્તીએ છીએ, પણ જ્યારે પ્રકૃતિ તેનું મૂળ સ્વરૂપ ધારણ કરે છે, ત્યારે કેવળ સિદ્ધાંતવાદી આપણાપર કાબુ રાખી શકતો નથી—અસર જમાવી શકતો નથી. આ યાદ રાખી આપણે મનુષ્ય—ખરા મનુષ્ય બનવું જોઇએ. આપણે ઘણી વાર શબ્દોમાં સ્પષ્ટ કહેતા નથી, પરંતુ પરોક્ષ સૂચના કરીએ છીએ કે "આયર્લૅાડના હિત માટે પ્રેમમાં પડો મા." ઠીક, આપણે એમ પણ કહી શકીએ કે "આયર્લૅાડ ખાતર તમારા લોહીને ફરવા દેશો મા!" આ અશક્ય છે, અને શક્ય હોય તોપણ તિરસ્કરણીય છે. સ્ત્રીએ અને પુરૂષે સાથે સાથે રહી મહાન અને સુંદર ભવિષ્ય સિદ્ધ કરવાનું છે. આવું ભવિષ્ય સિદ્ધ કરવાને બદલે જેનાથી ન તો ધર્મમઠોનો એકાંતવાસ કે ન તો વિશ્વનું સામ્રાજ્ય સધાય એવા એક અસ્વાભાવિક જીવનમાર્ગને સ્વીકારવો એ નથી સુંદર કે નથી મહાન. આપણી સન્મુખ જે ઉદાહરણો છે, તેમાં આપણને કૃતજ્ઞતા બતાવવાનું કારણ મળે છે. આ ઉદાહરણથી સ્ત્રી એ શીખી શકે કે તેણી એક વીરપુરૂષ સમાન થઈ શકે, અને પુરૂષ એ શીખી શકે કે પોતાના સ્ત્રીબાળકને રાજીખુશીથી ગુલામ અને કાયર બનાવવા કરતાં તેમને દુઃખ ખમવા દેવાની તેની ફરજ છે. કેટલાક પ્રમાણિક અને ઉત્સાહી પુરૂષો એવા હોય છે કે તેઓ જાતે કારમાં કષ્ટો પ્યારાં ગણવાને તત્પર છે, પરંતુ

જેમને તેઓ ચાહે છે ( સ્ત્રી બાળક ) તેમનું દુઃખ તેમનાથી ખમાતું નથી અને ભૂલભરેલો કુટુંબપ્રેમ તેમને રોકી ( બાંધી ) રાખે છે. ખરેખર! પોતાના સ્ત્રી કે બાળકને દુઃખ આવી પડશે એવા ડરની ગણના કરીને પોતાની ફરજને કોરે મૂકવી એ કોઇ પણ મનુષ્ય વધુ સારૂં માનશે નહિ, કારણકે જો તેમ થાય તો સ્ત્રી મિત્રને બદલે ભારરૂપ છે અને બાળક એક નીચ પ્રાણી છે તથા ઇશ્વર તેમજ મનુષ્ય તરફ પોતાની ફરજ અદા કરવાને અસમર્થ નિવડે છે એમ આપણે કબુલવું પડશે. પોતાનાં પ્રિયજનો દુઃખમાં તવાય તેથી કોઇ પણ પુરૂષે ડરવું જોઇએ નહિ. ( સત્યની લડત જીતવા માટે કંઇક તો ત્યાગ, કંઇક તો બલિદાન કરવાં જ પડે અને તેમાં દુઃખ વેઠીએ તો જ લડત જીતાય ) પરંતુ પોતાથી બનતે પ્રયત્ને તેમને દુઃખ ખમતાં શીખવવું જોઇએ અને ત્યારબાદ સત્યના મહત્ત્વપર તથા વફાદારીના ઉત્તમ સદ્‌ગુણપર વિશ્વાસ રાખતાં શીખવવું જોઇએ. આથી તે પુરૂષને તેમજ તેના પ્રિયજનોને કદીએ ન ધાર્યો હોય એવો બદલો અંતમાં મળશે તથા જે યુદ્ધ તેમની કસોટી કરે છે, તે યુદ્ધ તેમનામાં અનુપમ દયાભાવ, ક્ષમતા, નમ્રતા અને દૃઢતા જેવા અપૂર્વ સદ્‌ગુણોને જન્મ આપશે. વળી તેમનામાં જીંદગીનું ઉંડું રહસ્ય સમજવાની અને સૃષ્ટિનું વિશાળ દૃષ્ટિથી અવલોકન કરવાની શક્તિ પેદા કરશે. આથી અંતે તેમનામાં ડહાપણ, કોમળતા અને હિંમતનું સુંદર મિશ્રણ થશે અને તેને લીધે તેમને ખાત્રી થશે કે અનેક (જીંદગીના) દોષો, લાડમારીઓ અને દુઃખો છતાં જીંદગી સદાયે એક મહાન અને સુંદર વસ્તુ છે.

આથી સ્ત્રીઓને માત્ર આજ બે બોલ કહેવાના કે તેઓ મીસીસ રોનની માફક સંકટમાં ધૈર્ય રાખી, સ્વામીને તેની ઉચ્ચ લડતમાં ઉત્સાહી બનાવી, અનન્ય વાત્સલ્ય ભાવથી પોતાનાં બાળકોની–ભાવી પ્રજાની–કાળજી રાખવામાંજ મહત્તા માને. પ્રેમની પ્રતિજ્ઞાઓની યાદ આપીને કે દૃઢાલિંગન કરી, બાળકોની નિરાધાર સ્થિતિનું ભાન કરાવી, ઉચ્ચ ( સ્વાતંત્ર્યની ) લડતમાં ઉતરેલા પોતાના સ્વામીને હતાશ બનાવવો એ સ્ત્રીને મોટામાં મોટું કલંક છે. પુરૂષોએ પણ પોતે પવિત્ર લડતમાં ઉતરવાથી કદાચ તેનું કુટુંબ દુઃખથી તવાશે, એવો ડર રાખવો ન પાલવે! જ્યારે સ્ત્રીઓ સ્વામીને ઉત્સાહ આપનારી અને સ્વાશ્રયી બનશે, તથા પુરૂષો ખોટા ડર, ખોટી શંકા અને "અમેજ કુટુંબનું પોષણ કરીએ છીએ" આવું મિથ્યાભાવ છોડશે, ત્યારે હરએક દેશ દેવોનું ધામ બની જશે. ( હિંદુસ્તાનની સ્ત્રીઓ તમે યે મીસીસ રોન જેવાં નહિ બનો કે? સીતા, ગાર્ગી વિગેરેનાં ઉદા-

ઘરણો આપવામાં જ મહત્તા માનશો કે? સીતા, ગાર્ગી અને અહલ્યાબાઇ જેવાં તમે યે નિવડશો ?)

## પ્રકરણ ૯ મું.

### સરહદ.

(૧)

આપણી સરહદ બે પ્રકારની છે—ભાષાની અને સાગરની. આપણા દેશની ચોતરફ ફરી વળતા જળની ભવ્યતા વિષે આપણે કાંઇ પણ કહેવાની જરૂર નથી. ( આપણે કોઇને કશીયે વિનંતિ કરવાની નથી ) સિવાય કે આપણા વ્યક્તિગત જીવનપર આવી ચોક્કસ (ઉત્સાહપ્રેરક) મુદ્રા આપવા બદલ તથા આ સાગરના વિશાળ ક્ષિતિજને આપણા અપાર ભાવિના ચિહ્નરૂપ બનાવવા બદલ આપણે ઇશ્વરનો ઉપકાર માનવો જોઇએ. ભાષા સંબંધે હજુ કાંઇક કહેવાનું છે. ( આ સંબંધમા ) હાલમાં જનસમાજમાં કેટલાક એવા વિચારો ફેલાયેલા છે કે તે સામે વિરોધ દર્શાવવો, તેના પર ટીકાના બે શબ્દો લખવા, એ આપણને આવશ્યક થઇ પડયું છે. હાલમાં:—

(૧) આઇરીશ ઉત્સાહથી ઉછળતા અને આયર્લાંડ તરફ વફાદારી બતાવનારા, છતાં સંજોગવશાત્ પરભાષા ( અંગ્રેજી ભાષા ) માં લખાયેલાં પુસ્તકોને કેટલાક લોકો આઇરીશ સાહિત્ય લેખવાની ના કહે છે.

(૨) ગોલ (Gall) લોકો ઉતરતી પંક્તિ સ્વીકારે તો જ તેમને આયર્લાંડના વતની તરીકે માન્ય રાખવા એવું કેટલાક ગેલ અથવા ગેઇલ (Gael) લોકો પ્રતિપાદન કરે છે.

(૩) પોતાના હક્ક તથા પોતાની ફરજો જાણવાની તસ્દી ન લેનાર એવા કેટલાક ગોલ હાલમાં અતડાપણું જાળવી રહ્યા છે.

(૪) ગેલ તથા ગોલ એ બન્ને પક્ષ તરફથી ‘ આઇરીશ ’ નામની ખરી મહત્તા તરફ દુર્લક્ષ કરવામાં આવે છે.

(૫) રાજ્યને સારા પાયાપર મૂકી શકે અને આખા વિશ્વને ચમત્કારક એવા આ અશાંતિના યુગના ઉત્પાતોથી તેને (રાજ્યને) સહિસલામત રાખી શકે એવી સ્વદેશાભિમાનની લાગણી, તથા સત્તા અને ન્યાયના ઉંડા મૂળ તરફ બધાનું દુર્લક્ષ છે.

આ પ્રમાણે હાલમાં કેટલાક વિચિત્ર અને દુ:ખદ વિચારો જનસમાજમાં ફેલાયેલા છે. આપણે તેમને ગેરવાજબી ઠેરવવાના છે: તેમની સામે વિરોધ દર્શાવવો જ જોઇએ.

(૨)

પ્રથમ આપણે અંગ્રેજી ભાષામાં લખાયેલા આઇરીશ સાહિત્યનો વિચાર કરીએ. સાહિત્ય જેવા અગત્યના સવાલ તરફ જનસમાજનું જે કાંઇ વલણ છે, તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે (આપણા) વિચારનો મૂળ (મુખ્ય) ભાવાર્થ અમુક ભાષાદ્વારા લખી જણાવવાથી નષ્ટ થાય છે. આપણે જે કાંઇ કહીએ, અને જે હેતુથી કહીએ, એ બન્ને આપણે જે ભાષા દ્વારા તેને પ્રકટ કરીએ તે (ભાષા) કરતાં પહેલાં ઉદ્‌ભવે છે. પરંતુ અદ્યાપિપર્યંત અવગણવામાં આવેલી આપણી માતૃભાષા તરફની હાલની પ્રજાકીય જાગૃતિને લીધે આપણે એટલા બધા ઉશ્કેરાઇ જઇએ છીએ કે આપણે વસ્તુનું ખરૂં મહત્ત્વ ઘણીએ વાર ભૂલી જઇએ છીએ મનુષ્યના ઉદ્‌ગાર એ ખાસ ઉપયોગી વસ્તુ છે અને જ્યારે તેમાં કાઇ અગત્યનું -જનસમાજને ઉપયોગી થઇ પડે એવું-હોય ત્યારે વધારે મનુષ્યોપર અસર કરી શકે એવી કોઇ ઉપયોગી ભાષાદ્વારા તે ઉદ્‌ગારો દર્શાવવાની ખાસ જરૂર છે. ત્યારબાદ જો આપણે (વાચકોને) લેખકના પૂરેપુરા વિચારો અને તે વિચારોના સત્યનું વિશાળ જ્ઞાન આપવા ઇંતેજાર હોઇએ, તો તે વિચારોને અમુક જ ભાષામાં દર્શાવવા આપણે આગ્રહ રાખવો-કરવો જોઇએ. વસ્તુઓના આ સ્વાભાવિક ક્રમ તરફ આપણે દુર્લક્ષ કરીએ છીએ. ઘણા માણસોપર અસર કરાય અને લેખકના વિચારો તથા તે વિચારોનું સત્ય જનસમાજપર ઠસે તે માટે તે વિચારો અમુક ભાષાદ્વારા પ્રકટ કરવાથી વિશેષ ફાયદો છે,. એમ પુરવાર થયું. આથી, હવે શંકાશીલ ગૉલે આઇરીશ ભાષા શામાટે સ્વીકારવી જોઇએ, એ વિષે આપણે જે કાંઇ કારણો આપીને તે તેણે કાને ધરવા જોઇએ અને તેમાં જ લાભ છે. આઇરીશ ભાષા સ્વીકારવાથી કાંઇ ગેલ (ગૅલિક) લોકોને માન આપવાનું છે, એમ નથી. તેમને ઉંચી પંક્તિના સ્વીકારવાના છે એમ નથી, પરંતુ ગૉલ લોકોએ આઇરીશ ભાષા સ્વીકારી આઇરીશ લેખકોના વિચારોથી પોતાનાં મન સતેજ કરવાનાં છે, અને ગેલ તેમ જ ગૉલ લોકોના સામાન્ય વારસારૂપ પોતાના દેશના પ્રદેશોનું રક્ષણ કરવાનું છે. ભાષાનું રહસ્ય કાંઇ અજબ છે-તેની શક્તિ કાંઇ ગૂઢ જ છે. ડેવીસે જ્યારે નીચે પ્રમાણે કહ્યું ત્યારે તેને ભાષાનું ખરૂં રહસ્ય-ભાષાની ખરી અગત્ય-જણાઇ હતી. તે લખે છે:- " (ભાષા) એ કિલ્લા કરતાં વધુ સહિસલામત કોટ છે અને નદીઓ

કરતાં વધુ અગત્યની સરહદ છે.” ભાષા એ એકી વખતે આપણી સરહદ અને આપણો પહેલો કિલ્લો છે. ભાષા, એ આપણી પ્રજાની અમુક શાખાએ શોધી કાઢી છે, એટલા માટે નહિ, પરંતુ તે આપણા બધાનો સામાન્ય વારસો માનીને, આપણે બધાએ આપણા ભાષારૂપી કિલ્લા પાછળ ઊભા રહેવું જોઇએ. આઇરીશ ભાષામાં આઇરીશ લોકોનું મન સતેજ કરવાની શક્તિ છે, એ વાતની આઇરીશ ભાષાનું (સારૂં) જ્ઞાન ધરાવનારને સહેલાઇથી ખાત્રી થશે. આઇરીશ ભાષા બોલાતી હોય એવા કોઇ જીલ્લામાં મુસાફરી કરો અને ત્યાંના એક વૃદ્ધ પુરૂષ તરફ તમારી શુભેચ્છાઓ, અંગ્રેજી ભાષામાં જાહેર કરો, તો તે તેના બદલામાં તમને ‘સાહેબ! સલામ’ કરશે (પણ) જો તેની સાથે તમે આઇરીશ ભાષામાં વાત કરશો તો તમે તેના હૃદયમાં છુપાયેલા (પ્રેમના) ઝરાને સ્પર્શ કરશો (વહેતો કરશો), તેના ચ્હેરાપર આનંદ–ઉત્સાહ–જણાશે, તેનું શરીર ચંચળ જણાશે અને પેલી લટક ‘સાહેબ! સલામ’ ને બદલે તમને સાચો (-હૃદય) આશીર્વાદ, ઉત્સાહી વાર્તાલાપ મળશે અને તમારી પાછળ, તમે રસ્તેથી પસાર થતા હશો ત્યારે ઘણા લોકો મધુર આઇરીશ ભાષામાં આવકારના શબ્દો ઉચ્ચારતા હશે. આ બધું ભાષામાં રહેલી ગૂઢ શક્તિ બતાવે છે. તે થકી વૃદ્ધ પુરૂષને પોતાના યૌવનનું અભિમાન આવે છે અને યુવાન વર્ગની લાગણી અને કલ્પનાઓ સતેજ થાય છે; અને તેમનામાં દુનિઆને જીતવાની શક્તિ આવે છે. આ બધું અતિશયોક્તિભર્યું નથી. પરંતુ, આપણને એ સઘળું સ્પષ્ટ જણાઇ આવતું નથી, કારણ કે એ જાદુઇ કુંચીની અસર આપણે જાણતા નથી. વળી, આપણે માતૃભાષાની જાદુઇ અસર સમીપ જવાને પ્રયત્ન પણ કરતા નથી, એટલે તે જણાતી નથી. પરંતુ જેઓને નેત્રો છે તેઓ તો માતૃભાષામાં કેટલું બળ રહેલું છે, તે ખુલ્લે ખુલ્લું જોઈ શકે છે. તેવા માણસોને પ્રાંતોની રાજધાનીમાં નીરસતાને બદલે સર્વને આકર્ષી શકે એવું એકાદ મંડળ જણાશે. ધર્મગુરૂ, દાકતર, વકીલ, શિક્ષક, વ્યાપારી, કારકુન અને આબાલવૃદ્ધ સ્ત્રીપુરૂષો એકમેક સાથે ભળતાં જણાશે. કોઇક વખત ધર્મગુરૂ લુહારને, તો બીજી વખત લુહાર ધર્મગુરૂને એમ બન્ને પરસ્પર કૈંક બોધ આપતા હશે. એક ક્ષણ માટે બધા ભેદો નાશ પામ્યા જણાશે અને પુનર્જન્મ પામેલા કુદરતી જીવનમાં આનંદોત્સાહ જણાશે. આ સતેજ થયેલા જીવન અને આવી નવીન જાગૃતિથી પ્રજાની કલ્પના જાગૃત થશે, તેના વિચાર વેગવન્ત થશે, તેનામાં પોતાના વિચાર દર્શાવવાની શક્તિ આવશે તથા તે પ્રજામાં નવું સાહિત્ય જન્મ પામશે. આ બધું ભાષાનું

પરિણામ. ભાષાથી મનુષ્યનું મન સતેજ થાય છે અને તેનામાં વિચાર દર્શાવવાની શક્તિ આવે છે. તેના વિના મન શૂન્ય રહે છે. ડેવીસે પરભાષાદ્વારા જે સત્યદર્શન કર્યું તે આપણે માનીએ છીએ તે કરતાં કાંઇ ઓછું ઉપયોગી નથી. છતાં, આઇરીશ ભાષા વિના જે સત્યદર્શન આપણે ગુમાવી બેસીએ, તે બધા (ડેવીસના Revelation સિવાયના)નો આપણે આયરીશ ભાષાદ્વારા સાક્ષાત્કાર કરી શકીશું વળી, આપણે પુરેપુરી સમજી ન શકીએ એવી કોઈ અજબ રીતે આઇરીશ ભાષા આઇરીશ (મનુષ્ય)નું મન બીજા બધા પ્રતિસ્પર્ધિઓના વિચારો સામે ટકી શકે એવું બળવાન બનાવે છે. બીજાના સહવાસમાં આવતાં, તે આઇરીશ મનુષ્ય તેમનું જ્ઞાન ગ્રહણ કરી લે છે. પરભાષાદ્વારા જે કાંઇ પ્રાપ્ત કરી શકાય તે તે મિત્રભાવે મેળવી શકે છે. પરંતુ તેને પરભાષાનો મોહ નથી. તે પોતાની ભાષાની શક્તિ અને ઉચ્ચ સ્થિતિ ટકાવી રાખે છે. આઇરીશ લોકો આઇરીશ ભાષામાં જ પોતાના વિચારો યથાયોગ્ય રીતે પ્રદર્શિત કરી શકે, પરંતુ સમય અને સંજોગોની એકેએક મુસ્કેલીમાં ઉત્સાહી અને વફાદાર આત્મા જાગ્યા અને તેમણે પોતાના વિચારો અંગ્રેજી ભાષાદ્વારા દર્શાવ્યા. આ ભાષામાં આપણા આઇરીશ બંધુઓ–ડેવીસ, મીશલ અને મેન્ગન–ના ભંડાર આપણી પાસે છે. તેમના લખાણથી ઘણા થોડાને અસર પહોંચી અને હવે જન-સમાજનું મન સતેજ કરવા માટે આપણે આપણી જુની ભાષાનો આશરો લઇએ છીએ. પણ આમ કરીને, આપણાથી જુદા સંજોગોમાં આપણા દેશબંધુઓએ પરભાષાદ્વારા જે કાંઇ પ્રાપ્ત કર્યું તે તરફ આપણે તિરસ્કાર દર્શાવતા નથી. આપણા આ સાચા લડવૈયા અને ઉત્સાહી વીરોએ પહેલાંના વખતમાં શત્રુની ભાષાદ્વારા શત્રુની પ્રગતિ અટકાવી અને આયર્લાંડનું રક્ષણ કર્યું, તે બદલ આપણે આ નજીકના ઉજ્જ્વળા ભવિષ્યમાં તેમના ઘણા ગુણગાન કરીશું.

(૩)

આમ ગેલ તેમ જ ગૅાલ બન્ને પક્ષોએ આઇરીશ ભાષાને પોતાની માતૃભાષા તરીકે માન્ય રાખવી એમાં આયર્લાંડનું ખરૂં હિત છે. ગૅાલ લોકો આઇરીશ ભાષા સ્વીકારે તેમાં કાંઈ ગેલ લોકોનું માન બહુ વધી જાય છે અને તેમનું (ગૅાલ લોકોનું) માન ઘટી જાય છે, એવું કાંઇ જ નથી. હા, પણ બન્ને આઇરીશ ભાષા સ્વીકારે તેમાં આયર્લાંડના પ્રદેશોનું સારી રીતે રક્ષણ થઈ શકે. આ કારણથી, ગેલ તેમ જ ગૅાલ બન્ને પક્ષો સમાન પદવીએ છે. આ મુદ્દાપર બન્ને પક્ષો દુર્લક્ષ કરે છે, માટે આપણે

તે મુદ્દાપર ભાર મૂકવાની જરૂર છે. જે આઇરીશ ગેલીક વંશના નથી, તેઓ આઇરીશ ભાષાને પરભાષા કહે છે અને અંગ્રેજી ભાષાને હાલમાં તેમ જ ભવિષ્યમાં પ્રધાનપદ આપવા ઇંતેજાર છે ત્યારે આવાઓને આપણે આઇરીશ ભાષા સ્વીકારવાને કેમ કહી રહ્યા છીએ? આના જવાબમાં એટલું જ જણાવીશું કે એક પ્રજા તરીકે આયર્લાંડ માટે અને એક નાગરિક તરીકે ખુદ તેમના પોતાના માટે અમે એવાઓ પાસે આયરીશ ભાષા સ્વીકારવાની માંગણી કરીએ છીએ. જો એવો માણસ આયર્લાંડની સેવા કરવા માંગતો હોય તો તેણે આઇરીશ ભાષાને પ્રધાનપદ આપવું જોઇએ. જો તેને અંગ્રેજી સંસ્કૃતિ પસંદ હોય તો તેણે પાછા ઇંગ્લાંડ જવું જોઇએ. ત્યાં જ તે અંગ્રેજી પદ્ધતિ અનુસાર આત્મવિકાસ કરી શકશે. અંગ્રેજી સંસ્કૃતિને પસંદ કરનાર માણસ ખુદ આયર્લાંડમાં હોય એ એક અજબ વિરોધ છે. ( હિંદુસ્થાનમાં પણ તેવો કોઇ હોય તો તે પણ એક અજબ વિરોધી છે. ) તે કોઇ પણ રીતે ઇંગ્લાંડ કે આયર્લાંડ એમાંથી કોઇને ઉપયોગી થઇ શકે નહિ. ઇંગ્લાંડ કે આયર્લાંડ તેને પોતાનો માનતા નથી. ( આઇરીશ ભાષાથી જ આયર્લાંડની સારી સેવા થઇ શકે. ) માટે ગેલીક વંશ સિવાયના આઇરીશ માણસોમાં પણ અમારી સાથે એકસંપ થવાનું છે. આથી કાંઇ તેમણે પોતાને અપ્રિય એવી આઇરીશ ભાષાને સ્વીકાર્યા વિના છુટકો નથી, એમ માની લેવાનું નથી, પરંતુ આયર્લાંડ તેમની જન્મભૂમિ છે અને તેઓ તેના નાગરિકો છે માટે તેમણે આઇરીશ ભાષા સ્વીકારવાની છે, અને વીરને છાજે એવાં, લાગવગ અને ખુશામતને બદલે, ભ્રાતૃભાવ, સ્વતંત્રતા અને મનુષ્યત્વ ( મરદાનગી ) ખીલવે એવું તથા અનેક સુંદર આશાઓ ફળીભૂત કરાવે એવું ભવિષ્ય પ્રાપ્ત કરવાને માટે તેમણે આપણી પ્રજાના સૈન્યમાં જોડાવું જોઇએ. આપણી પ્રજાના વર્ગોનાં જુદાં જુદાં નામોને લીધે, આવી ઉદ્ધારક શક્તિવાળી આઇરીશ ભાષાને આપણી પોતાની ભાષા તરીકે ગણતાં આપણે અચકાઇએ છીએ. ( એ જ કારણને લીધે તેને સ્વભાષા તરીકે લેખવાનો ઉન્નતિકારક સિદ્ધાંત કોરે મૂકવામાં આવ્યો છે.) આથી જ આપણા વર્ગોનાં જુદાં જુદાં નામોને બદલે " આઇરીશ (માણસ) " એવું એક જ સુંદર નામ રાખવાની અમે સૂચના કરીએ છીએ.

(૪)

પરંતુ આમ બધા પક્ષોને ' આઇરીશ ' એવું સામાન્ય નામ ધારણ કરવાની સૂચના—વિનંતિ—કરીએ છીએ ત્યારે કેટલાક લોકો પરોક્ષ રીતે

એવી શંકા કરે છે કે આવી માંગણી–સૂચના–કરીને તે લોકો પોતાના જીવનસિદ્ધાંતો છોડી દે એવું આપણે ઇચ્છીએ છીએ અને કૈથોલીક, પ્રોટેસ્ટંટ અને ડીસેન્ટર એવા ત્રણ પંથોના અનુયાયીઓને 'આઇરીશ' નામના ચોથા પંથમાં ભેળવવા માંગીએ છીએ. આ પંથમાં તેઓ એકમેકને વશ થાય નહિ, ( અર્થાત્ કોઇ પંથ સ્હેજ પણ નમતું આપે નહિ ) અને કેથોલીક કેથોલીક, પ્રોટેસ્ટંટ પ્રોટેસ્ટંટ, કે ડીસેન્ટર ડીસેન્ટર, રહે નહિ એવી કેટલાકના દિલમાં ગુપ્ત શંકા થાય છે. આપણે આ શંકાને જાહેર કરી તેનો નિકાલ કરવો જોઇએ. બધા પંથના ઉત્તમ (સાચા) માણસોને ( અનુયાયીઓને ) તો પોતાને 'આઇરીશ' કહેવડાવવામાં કાંઇ વાંધો નથી. તેમને નવો પંથ સ્વીકારવાનું કે પોતાના પંથને ત્યાગવા જેવું કાંઇ જ લાગતું નથી. ખરેખર, આ વાજબી છે, પરંતુ આપણે કયે માર્ગે બધાને એકમત કરી શકીશું કે જેથી કરી આઇરીશ પ્રજાનું નાગરિકત્વ પુરવાર થાય? એનો માર્ગ નીચે પ્રમાણે છે. જો ગમે તે પંથનો અને ગમે તેવા ધાર્મિક કે સામાજીક સિદ્ધાન્તવાળો માણસ પોતાની બધી મહાન ફરજોમાં એક નાગરિક તરીકેની ફરજને પણ મહાન ગણે, અને આ બધી ફરજોને અદા કરવામાં પોતાનો પંથ માર્ગદર્શક છે એમ માની તેનું પાલન કરે, તો આપણે સર્વેને એકત્ર કરી શકીએ. માટે આપણે જ્યારે આવા કોઇ પણ માણસને આયર્લેંડના એક નાગરિક તરીકે આપણને સાથ દેવા માંગણી કરીએ છીએ, ત્યારે તે પોતાના સિદ્ધાંત તજી દે એવી કાંઇ આપણે ઉમેદ રાખતા નથી બલ્કે આપણે એમ ઇચ્છીએ છીએ કે તે પોતાની સચ્ચાઇ પુરવાર કરી બતાવે. તે કહે છે કે મારો પંથ મને એક ઉત્તમ નાગરિક થવાનું ફરમાવે છે ( થવાની પ્રેરણા કરે છે. ) આપણે તેને એવા સંજોગોમાં મુકીએ છીએ કે તે એક સારો નાગરિક થઇ આપણને આદર્શરૂપ બને.

## (૫)

આ સવાલનો વધુ વિચાર કરતી વખતે આપણે માત્ર ક્ષણિક એકતા (કામચલાઉ માંડવાળ) કરવાનો ખ્યાલ છોડવો જોઇએ. આપણે અધિકાર તેમ જ ન્યાયનું ઉંડું મૂળ શોધવાનું છે અને તે આપણો સર્વોત્તમ હેતુ હોવો જોઇએ. આધુનિક રાજસત્તા જોર જુલ્મથી ન્યાય માંગનારને જ ન્યાય આપે છે, અને પ્રજાસત્તાક સરકારો સુદ્ધાં એમ કહે છે કે "તમારે તમારા હકનો દાવો કરવા અને તેને ટકાવવા માટે જ જબરા બનવું જોઇએ પણ એ તો બળીઆના બે ભાગની નીતિ થઇ! રામરાજ્ય અથવા સંપૂર્ણ

તાથી ભરેલી રાજસત્તા પોતાની સર્વ શક્તિઓનો વિકાસ કરવાની કાળજી રાખી તે સર્વેને પોતે સંયમમાં રાખશે એટલું જ નહિ, પરંતુ પોતાના નિર્બળ તત્ત્વોની પણ કાળજી રાખશે કારણકે જગતમાં જેટલા નિર્બળ હોય છે તેમની માંગણીઓ—ગેરવાજબી હોતી નથી—જબરાની માંગણીઓ જેટલી જ વાજબી હોય છે. પોતે સહિસલામત હોવાથી જે સરકાર નિર્બળના હક ડુબાવે છે, તે સિતમ ગુજારે છે અને આપણાં પ્રજાસત્તાક રાજ્યોમાં પણ જુલ્મનાં બીજ રોપાયાં છે. આ સવાલ ( નિર્બળ તેમજ બળવાન તરફ સરખી કાળજી રાખવાનો ) આપણે સારી રીતે વિચારવો જોઇએ, કારણ કે તે ઘણો અગત્યનો અને ગંભીર છે. આપણે એવા માણસો મેળવવા જોઇએ કે જેઓ નાગરિક તરીકે એકત્ર (એકસંપ) થાય અને નિર્બળ વ્યક્તિ તેમ જ અતિબલિષ્ઠ પક્ષ (સત્તા)ના હક્કનું રક્ષણ કરી શકે. આમ આપણે આપણા ઉગતા જોરને સત્ય અને ન્યાયથી સમતોલ રાખી તેનામાં સ્થિરતા અને ઉત્સાહ પેદા કરીશું અને એ જ માર્ગે આપણે એક એવી સત્તા સ્થાપી શકીશું કે જેને અત્યાચાર નિર્મૂળ કરી શકે નહિ કે જુલ્મ નાશ કરી શકે નહિ.

(૬)

અંતમાં આપણે આ દુનિઆમાંની (હાલની) અશાંતિ તથા જુદા જુદા પક્ષો અને વર્ગોની લડાઇનાં કારણો વિચારવાનાં છે, અને હાલના સમયની વૃત્તિઓ ( હીલચાલો ) આપણને ખરે માર્ગે ચઢાવવા સમર્થ છે કે નહિ, તે પણ વિચારવાની જરૂર છે. જ્યારે લડાઇ અને તેને લગતી અફવાઓ પ્રજાઓને બહારથી ત્રાસ આપી રહ્યાં છે, અને માહોમાંહેની તોફાની હિલચાલો તેમને અંદરખાનેથી ભય પહોંચાડે છે, તે વખતે એ બધા બનાવો તરફ આંખ મીંચવી એ કેવળ મૂર્ખાઇ છે. આપણે આપણો માર્ગ ( આપણું વલણ ) નક્કી કરવો જોઇએ અને જો આ તોફાની હિલચાલોમાંથી મુક્ત રહેવું ઘણું ભારી લાગે તો આપણે ભાવિ આફત સામે ટકવા જેટલા મજબુત બનવાનો દઢ સંકલ્પ કરવો જોઇએ. આપણે આખી દુનિઆને સુધારી શકીએ નહિ, પરંતુ આપણા પોતાના દેશમાં સર્વમાન્ય સ્વદેશાભિમાનની લાગણીથી આપણી પ્રજાને એકત્ર કરી આપણી વસ્તુસ્થિતિને તો મોટે ભાગે સુધારી શકીએ. જેમ એકેએક ઉચ્ચ આદર્શ ધરાવનારના સંબંધમાં બને છે તેમ આપણને પણ લોકો શેખચલ્લી કહે તો શું થયું ? આપણને શેખચલ્લી ગણનાર સામે આપણે નીચે પ્રમાણે જવાબ આપવો જોઇએ. જે મહાન સત્તાઓ એક બીજા સાથે શસ્ત્રોથી હરિફાઇ કરવા માટે અગર

પોતાનાં રાજ્યોમાં થતા બળવાઓને દાબી દેવા માટે ઉન્માદભરેલા અને અન્યાયી માર્ગે કામ ચલાવી લે છે, (ચલાવે છે) તેવાં અન્યાયી કામો કરતાં કોઇ પણ તરંગી (શેખચલ્લી) માણસનાં સ્વપ્નાં (આદર્શો) વધુ બીવડાવે એવાં નથી (જ.) થોડા વખતપર પડેલી હડતાળથી ઠંડા પડેલા ઇંગ્લાંડની સ્થિતિ વિચારો. તે વખત એક એવું પગલું લેવાયલું કે જેથી હડતાળ માત્ર નામની જ બંધ રહી. લડતનો ફરીથી સંભવ લાગે છે. એકેએક સત્તા ભયમાં આવી પડી છે અને આ (લડતનો) વખત ચુકાવવાના તેમના (બધી સત્તાના) પ્રયત્નો પણ તેટલા જ ઢીલા અને નિષ્ફળ છે. પણ તે સમય ઘણો આગળ આવી પડ્યો છે અને જ્યારે જગત બીલકુલ તૈયાર નહિ હોય, ત્યારે તે સામો આવી પડશે. જે આપણો તિરસ્કાર કરવા ઇચ્છે, તેમને તેમ કરવા દો પણ આપણે તો તૈયારી કરવી જ ઘટે. કદાચ આપણે કોઈ ફીરસ્તાની (ચોકસાઇ) ખાત્રીથી આપણો માર્ગ દોરી શકીએ નહિ, તેમ આપણી સુંદર યોજનાઓથી (પણ) સંપૂર્ણ રાજસત્તા સ્થાપવાની આશા રાખી શકીએ નહિ, પરંતુ આપણે આપણા સંપૂર્ણ આદર્શને અનુસરતાં છેવટ લગભગ સંપૂર્ણતાએ પહોચી શકીએ. આપણે તે સંપૂર્ણતાથી ગમે તેટલા દૂર હોઇએ, તોપણ આવા આદર્શની પ્રેરણાને લીધે આપણે બુદ્ધિગ્રાહ્ય (Rational) તથા માનુષી જીવનમાં પ્રવેશ કરી શકીએ **આજની સરકારો નથી ન્યાયી કે નથી માનુષી.** આ જોતાં આપણું આ વીર પગલું વાજબી જ છે. જે મનુષ્ય એમ માને છે કે આયર્લાંડની પોતાના વિચાર સ્વતંત્રપણે દર્શાવવાની, પોતાની ભાષાને જાહેર કરવાની તથા પોતાની સરહદ પાછળ (નિર્ભય અને સ્વતંત્ર) ઊભા રહેવાની લડત, એ માત્ર લાગણીનો ઉભરો જ છે, તે જ માણસ જ્યારે આપણી લડતને પરિણામે આયર્લાંડને ન્યાયી અને માનુષી જીવન ગાળતું જોશે ત્યારે તાજુબ થશે. આમાં જ આપણી હિલચાલની પવિત્રતા અને બળ પુરવાર થાય છે. માણસો, પોતાની આજુબાજુની જે વસ્તુઓમાં તેમને અણુમાત્ર પણ ખ્યાલ નથી હોતો, તે વસ્તુઓને તિરસ્કારી કાઢે છે. આયર્લાંડ પોતાના પુત્રોને એક જ ઝુંડા નીચે એકત્ર થવા માટે, પોતાની સીમાનું રક્ષણ કરવા માટે, તથા સુંદર અને એકસંપી રાષ્ટ્રજીવન ઘડવા માટે અર્થાત્ જે નાગરિકત્વને લીધે બળજોરીથી નહિ, પરંતુ ન્યાયને માર્ગે આયર્લાંડ પોતાના હક મેળવી શકે એવા નાગરિકત્વની ભાવના પેદા કરાવે, એવું રાષ્ટ્રજીવન ઘડવા માટે, આમંત્રે છે. વળી જે રાજસત્તા નિર્બળનું રક્ષણ કરવાથી શક્તિમાન ગણાશે, જે તેની સચ્ચાઇને લીધે બળવાન અને સ્વતંત્રતાને લીધે સૌન્દર્યવાન

ગણાશે, જેમાં (આઇરીશ) અસલી ભાષામાં સંગીત ગુંજી રહ્યું હશે તથા ચોતરફ ફરતા દરિઆના પાણીની જાદુઇ અસર જણાતી હશે, એવી એક રાજસત્તા સ્થાપવા માટે તે ( આયર્લાંડ) પોતાના પુત્રોને આમંત્રે છે.

## પ્રકરણ ૧૦ મું.

### સાહિત્ય અને સ્વતંત્રતા.

પ્રચારક નાટચકાર ( THE PROPAGANDIST PLAYWRIGHT. )

(૧)

કોઇ પણ પ્રજાના સાહિત્યપરથી તેના વિચારો સમજાય છે. જે પ્રજાને હજુ સ્વતંત્રતા સર કરવાની છે, તે પ્રજા પોતાના યત્નોમાં અતિ-ઉત્સુક છે, અગર મંદ–ઉત્સાહી છે કે પછી બીલકુલ બેપરવા છે, તે વાત આપણે તે પ્રજાના સાહિત્યદ્વારા જાણી શકીએ છીએ. ખરા ઉત્સાહી માણસો ગમે તેવા સંજોગોમાં સાહિત્યદ્વારા પ્રજાના આત્મામાં પોતાનો ઉત્સાહ રેડી શકે, તથા તેને દ્રવીભૂત કરે, ઉત્કંઠિત કરે અને લડતમાં ઉતારી શકે. આ કારણથી સાહિત્ય એ કોઇ પણ હિલચાલમાં અતિઉપયોગી છે. સાહિત્ય, એ સ્વતંત્રતા (દેવી)નું પુણ્યતીર્થ છે, તેનો કિલ્લો છે, તેનો વાવટો છે તથા તેનો પરવાનો છે. તેના મહાન દેવળમાં સ્વદેશાભિમાનીઓ પૂજા કરે છે, તે દેવળમાંથી સૈનિકો રણભૂમિ તરફ વળે છે, શત્રુ સામે હોડમાં ઉતરે છે અને યુદ્ધમાં ઉતરી વિજય મેળવી તેઓ પોતાના દેશને સ્વતંત્રતાનો પરવાનો અપાવે છે (write the charter of their country.) સાહિત્યની મહાન શક્તિ વિષે કોઇ વાંધો ઉઠાવતું નથી, બલ્કે બધા તેને માન્ય કરે છે અને તેના યોગ્ય ઉપયોગ ( સદુપયોગ ) તથા હેતુ માટે ઘણા ભારી ઝઘડા થાય છે. આ ઝઘડા કરનારા બે ઝગડાખોરોનું હું અત્રે વિવેચન કરીશ, (૧) પ્રચારક નાટચકારનું અને (૨) "કળા માટે કળા છે" એવું માનનાર કલાકારનું; કારણ કે તેઓ જે જે (issues) સવાલો ઊભા કરે છે (કાઢે છે) તે સર્વે સાથે આપણને સંબંધ છે. આવા બે સંપૂર્ણ પરસ્પર વિરોધીઓ એક જ સરખી ભૂલ કરે છે, એ આશ્ચર્યકારક છે. બન્નેને જીવનનો ડર હોય છે. નાટચકાર એક જ પક્ષ ગ્રહાય છે; કળાકારને બધી બાજુથી ડર હોય છે. એકમાં કલ્પનાશક્તિ નથી, બીજામાં હિંમત–Heart સહૃદયતા–હૃદય નથી. બન્ને સત્યથી દૂર છે. સત્યની સેવામાં તેમણે અમુક માર્ગે પળવાનું છે, પણ તેઓ પોતાના ઝઘડાઓને લીધે તે માર્ગથી વિમુખ

થાય છે. એક ઉત્તર તો બીજો દક્ષિણ જાય છે. આમ બન્ને જણ જુદી જુદી દિશામાં પોતાના ખરા માર્ગથી વિમુખ થાય છે, તેથી તેમની ભૂલ એક બીજાની ભૂલને કેટલે અંશે મળતી છે, તે તેમને જણાતું (સમજાતું) નથી. પરંતુ તેઓ બન્ને પોતાના માર્ગમાંથી ભ્રષ્ટ થાય છે, એ વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ. બન્ને પક્ષનો એક સાથે વિચાર કરવો મુશ્કેલ થઈ પડશે, તેથી હું પહેલાં પ્રચારક નાટયકાર વિષે કંઇક કહીશ. તેનું કામ સહૃદયતા વિનાનું છે. તે પોતાના વિરોધી પક્ષને ન્યાય આપી શકતો નથી. તે આપણા નેતાઓને (આપણા પર દાખલો બેસાડનારાઓને), આપણા જેવા આદર્શ રાખનારાઓને હસી કાઢે છે અને તેને ડોળ કરવાની, કૃત્રિમતાથી ગમે તે વૃત્તિ ધારણ કરવાની ટેવ છે, એવો હું તેનાપર આક્ષેપ મૂકવા ધારૂં છું. જો આપણે આપણને દરેક વૃત્તિમાંથી ઉગારી શકે, એવી વિનોદ-વૃત્તિ ખીલવીએ તો જ આપણે પાછા સત્યને પંથે પળી શકીએ.

(૨)

આપણે સાહિત્યની કિંમત તેમાં સમાયેલાં સનાતન સત્યોપરથી જ આંકીએ છીએ, પરન્તુ સત્યની જે તાત્કાલિક બાજુ લેખક પોતે સ્વીકારે છે, તેના થકી આપણે સાહિત્યની કિંમત આંકતા નથી. આમ સનાતન સત્યોને આધારે સાહિત્યની કિંમત આંકતી વખતે જો તેમાં કેટલીક હકીકતો દાબી દીધેલી, કેટલીક છોડી દીધેલી તથા કેટલીકનો અનર્થ કરેલો જણાય, તો ભલે ગ્રંથકર્ત્તાએ પોતાનો ગ્રંથ પૂર્ણ શ્રદ્ધા-વફાદારી-થી લખ્યો હોય, છતાં આપણને તે ગ્રંથમાં સહૃદયતાની ખામી જણાય છે. આ ભેદ (લેખકની સહૃદયતા અને આપણી માન્યતા) આપણે ખાસ લક્ષમાં રાખવો જોઇએ. જ્યારે કોઇ મનુષ્યના ગ્રંથમાં તમને સહૃદયતા-વફાદારી-ની ખામી જણાય, ત્યારે ઉપરચોટીયો ટીકાકાર ખુદ તે માણસને બેવફા-સહૃદયતા વિનાનો-લેખે છે પરંતુ લેખક અને તેનો ગ્રંથ તદ્દન ભિન્ન છે. આ વાત પર ખાસ ભાર મૂકવાની જરૂર છે, કારણકે સાચા સહૃદય પુરૂષો (પણ) પ્રચાર માટે નાટકો લખે છે અને આ નાટકોની કેટલીક આંખે બાઝતી અસત્ય હકીકતોને લીધે પ્રજાના અંતઃકરણપર માઠી અસર થાય છે. ચાલુ જમાનાનાં જે નાટકોદ્વારા આપણે વેસ્ટ બ્રીટનને હસી કાઢીએ છીએ તેવા નાટકો આ ઉપલી બાબતના ઉદાહરણ રૂપ છે. હવે આવાં નાટકથી કોઇ શુભ હેતુ સધાતો નથી, બલ્કે તેનાથી થોડીઘણી માઠી અસર થાય છે. તે (નાટક) જીંદગી (જીવન) નો યોગ્ય-વાસ્તવિક-ચિતાર આપી શકતું

નથી. તેનાથી કોઇને જ્ઞાન મળતું નથી; એથી ઉલટું તે તો જે વસ્તુઓની તેમને તાલાવેલી લાગેલી નથી. તે વસ્તુઓને અમે માનીએ છીએ, એવું કહેનારા લોકોની વ્હેમી વૃત્તિઓને સંતોષે છે. આપણામાંના ઘણા એકદમ અમુક સિદ્ધાંતને સ્વીકારી લેશે; પરંતુ તેને માટે તેટલા જ ઉત્સાહથી દુઃખ ખમશે નહિ, અને જ્યારે તેને વફાદાર રહેવાની ખરી કસોટીનો પ્રસંગ આવે છે, ત્યારે આપણે સામા પક્ષના માણસને ગાળો ભાંડી આપણી અનિચ્છા ઢાંકી દઇએ છીએ. જે પ્રજાના હૃદયમાં આવી વૃત્તિએ ઘર કર્યું છે, તે પ્રજામાં જાગૃતિ કયાંથી સંભવે? જ્યારે આપણે જનસમાજ સમક્ષ કોઇ નાટક મૂકીએ ત્યારે આપણો ઉદ્દેશ લોકોનું ધ્યાન ખેંચી, તેમની કલ્પનાઓ સતેજ કરી (તેમને મુગ્ધ કરી) તેમને સત્ય વસ્તુનું ભાન કરાવી, તેમના જીવનમાં આનંદ ઉભરાવી દેવાનો હોવો જોઇએ. હવે પ્રચારક નાટયકારના નાટકમાં આવો ઉદ્દેશ હોતો નથી. નથી તેમાં આનંદ કે નથી તેમાં સત્ય. તેનાં પાત્રો માત્ર પુતળા સમાન અને હાસ્યજનક હોય છે. વસ્તુતઃ આવા નાટકનાં પાત્રો કેવળ હાસ્યજનક ચિત્રો જેવાં છે. આવાં નાટક કરવાથી (લખવાથી) એમ ધારવામાં આવે છે કે અશ્રદ્ધાશીલ પુરૂષોમાં શ્રદ્ધા ઉત્પન્ન થશે, પરંતુ જો કોઇ બુદ્ધિશાળી અશ્રદ્ધાશીલ (આપણા પંથમાં ન માનનાર) પુરૂષ આ નાટક જુએ તો તેને નાટકના કઢંગાપણાથી ઘણું દુઃખ થાય. કદાચ, તે લેખકની સહૃદયતા કબુલે, છતાં તેને લેખકમાં બુદ્ધિનો અભાવ જણાય. (કારણ કે આવા નાટકમાં જીવનનું ખરૂં રહસ્ય સમજાવાયું નથી અને બધાં પાત્રો માત્ર પુતળા જેવાં–હાસ્યજનક ચિત્રો જેવાં જ છે).

(૩)

પરંતુ જ્યારે પ્રચારક નાટયકાર રાજકારણને લગતું નાટક લખે છે, ત્યારે વધુ માઠું પરિણામ આવે છે; અને સ્વતંત્રતાપ્રેમી પુરૂષોને તેની સામે વિરોધ દર્શાવવાનાં વધુ કારણો મળે છેઃ આવા નાટકમાં વીર પુરૂષોને હાસ્યજનક રીતે ચિતરવામાં આવે છે. સાધારણ અક્કલવાળા માણસને, આયર્લૅાંડના હિત માટે સદાકાળ (માત્ર) વાતો કરનારાં આવી રંગભૂમિનાં પાત્રોપર શ્રદ્ધા બેસતી નથી. આપણા વીર પુરૂષો સાચા મનુષ્યો-મરદો–હતા. આ બધા આડંબરી પુરૂષો–કૃત્રિમ વૃત્તિઓ ધારણ કરનારા પુરૂષો–છે. ડેવીસ, ટોન કે પછી આયર્લૅાંડના કોઇ પણ મહાપુરૂષને બરાબર સમજો, તો તમને લાગશે કે એ પુરૂષો માનુષી, આનંદી અને પ્રેમપાત્ર હતા. એક વખતે ડેવીસને તેના એક પ્રશંસકે પ્રશ્ન કર્યો- "ડેવીસ, તેં કદી પ્રેમ કર્યો છે?"

ડેવીસે સરળતાથી હાજર જવાબ આપ્યો, "મેં પ્રેમને કદી ત્યજ્યો નથી." ટોનના મરદાનીભર્યા સદ્‌ગુણોને લીધે હાલમાં આપણે ટોનની પ્રતિજ્ઞા લઇએ છીએ. આપણે તેને ચાહીએ છીએ, કારણ કે તે સદા આનંદ–ઉત્સાહના કારણરૂપ થઈ પડતો. (Fine fellow for the holiday.) એક સમે એક તોફાનમાં મીશલ સાથે તેનો એક મિત્ર મુસાફરીમાં ગયો હતો. તે વખતે મીશલે એક અતિ અસરકારક કાવ્ય લલકાર્યું. આથી તેનો મિત્ર આશ્ચર્યચકિત થઇ ગયો. મીશલ સદા ખુશમીજાજી હતો. આપણા નાયકોના આનંદી સ્વભાવને લીધે જ આપણે તેમને પૂજીએ છીએ અને તેમને પગલે ચાલવાની કોશીશ કરીએ છીએ–તેમની હરિફાઇ કરીએ છીએ. જે મનુષ્ય સદાયે આપણને બોધ આપવાની લાલસા રાખે છે. પરંતુ આપણામાં ભળી કોઇ જાતનો આનંદ ઉત્પન્ન કરતો નથી, તે મનુષ્યના આપણા પર કશી અસર થતી નથી, પરંતુ જે માણસ આપણામાં ઉત્સાહ અને આનંદ જાગૃત કરે છે તે જ આપણાપર અસર કરી શકે છે. આપણા ઇતિહાસકારો મહાન, આનંદી, ખુશમીજાજી, ઉંચી કલ્પના શક્તિવાળા, સારી સમજવાળા અને ગમતી હતા. એઓ આ જીંદગીમાં રસ લેતા. તેમને પોતાના દેશબંધુઓપર પ્રેમ હતો અને તેઓ પૃથ્વીની સુંદર અને શૌર્યભરી વસ્તુઓને ચહાતા હતા. જ્યારે તમે તેમને બરાબર જાણશો ત્યારે તેઓ તમને પર્વતપર અધિક્રમણ કરતા, શિખરપરથી સંગીત ગજવતા, સૂર્યના પ્રકાશમાં ચિત્તાકર્ષક નદીઓમાં હોડીઓ હંકારતા, પ્રાતઃકાળે સૃષ્ટિના સંગીતમાં પાદપૂર્તિ કરતા, ઉત્ક્રાન્તિની યોજનાઓ શોધી કાઢતા અને નવીન સુંદર સૃષ્ટિનો સમારંભ કરતા માલુમ પડશે. પ્રચારકના કઢંગા નાટકમાંથી તમને આમાંનું કશું ભાન નહિ થાય. પરંતુ મનુષ્યના હૃદયમાં આ વસ્તુઓ માટે તીવ્ર ઉત્કંઠા છે. તેને તે વસ્તુઓ ન મળે ત્યાસુધી તે પોતાની જરૂરીઆત સમજાવી શકતો નથી, પરંતુ જે તેને નથી જોઇતું તે તો તે સારી રીતે જાણે છે, અને તેનાથી દૂર રહે છે. પ્રચારકના નાટકમાં ખરા જુસ્સાનો નાશ થયેલો જણાય છે, અને પ્રચારક તથા તેનો નાટક હાસ્યપાત્ર થાય છે. આપણી નેમ મનુષ્યને ધર્મપ્રવૃત્ત કરવાની હોય તો આપણે તેને ઉત્સાહી બનાવવો જોઇએ, એ વાત આપણે ખાસ ધ્યાનમાં રાખવાની છે.

(૪)

આપણે ગંભીર વિષયોનો વિચાર કરવાનો છે, માટે જ આપણે આનંદીપણું (વિનોદવૃત્તિ) જાળવવું જોઇએ. જો આપણે તેમ નહિ કરીએ, તો આપણે આપણું સમતોલપણું ગુમાવીશું. જેટલા ઉત્સાહ અને ઝડપથી

સામાન્ય બાળક શીશોટીઓ વગાડતાં શીખી જાય છે, તેટલી જ ઝડપથી સામાન્ય માણસ એકાદ સ્વાભાવિક તુરંગથી ગમે તે વૃત્તિને ધારણ કરે છે. આપણે જાણીએ છીએ કે કૃત્રિમતાથી દરેક વૃત્તિનો સ્વીકાર કરનાર (આડંબરી) પુરુષ એકેએક હિલચાલને હાનિકર્તા છે, છતાં દરેક ક્ષેત્રમાં–સાહિત્ય, ધાર્મિક, સામાજિક કે પછી રાજદ્વારી–આવો માણસ આપણી નજરે ચડશે.

રાજપ્રકરણમાંઃ—તે પ્લેટફોર્મ (વ્યાસપીઠ) ને તિરસ્કારપાત્ર બનાવે છે, અને આમ કરીને, જે પ્રજા પ્લેટફોર્મનો સદુપયોગ થાય એ વાત જરૂરી માને છે, તે પ્રજાને ભયમાં નાંખે છે.

સાહિત્યમાંઃ—તે કેવળ મધ્યમ વર્ગના અને ઉચ્ચ આદર્શ વિનાના પાત્રોને આલેખી મહાન નાટક ઉપજાવવાનો પ્રયત્ન કરે છે, પણ એવા ક્ષુદ્ર જીવનચારિત્ર્યવાળાં પાત્રો પ્રજાને દૃષ્ટાંતરૂપ બની શકે? આથી આ ક્ષેત્રમાં પણ પ્રચારક નાટ્યકાર નિષ્ફળ નિવડે છે; પ્રજાને મહાન આદર્શો આપી શકતો નથી.

ધર્મ સંબંધમાંઃ—કૃત્રિમતાથી દરેક વૃત્તિને ધારણ કરનાર આડંબરી પુરુષ બુદ્ધિસ્વાતંત્ર્યવાદી (Rationalist) પ્રેસ કરતાં યે વધુ નાસ્તિકો ઉત્પન્ન કરશે. તે સર્વ વૃત્તિઓમાં માને છે, અને સર્વ વૃત્તિમાં માનનાર નાસ્તિક ઘણો રમુજી પાત્ર છે. આમ દરેક ક્ષેત્રમાં આવો માણસ એક જાતની પીડા છે; જ્યાં ત્યાં તેની વૃત્તિ એ કેવળ બેવકુફીના ખજાનારૂપ છે. આવી બેવકુફીમાંથી આપણે પ્રજાને બચાવી લેવી જોઇએ. જ્યાંસુધી આપણે પ્રજાને મૂર્ખાઇથી દૂર રાખી શકીએ નહિ, ત્યાંસુધી તેને સ્વતંત્ર બનાવવાની શી આશા? આપણે આપણી ગંભીરતા સાથે ખુશમીજાજ–આનંદીપણું ભેળવવાનો નિયમ જ કરી લેવો જોઇએ; અને આમ કરવાથી આપણે આપણને સર્વ સંજોગોમાં મદદગાર થાય એવું સમતોલપણું જાળવી શકીશું. બીલકુલ ગંભીર (હાનમુનશૂન્યમૌન્ય) માણસ રસહીણ–કંટાળો ઉપજાવે એવો–લાગે છે. ખરા ગંભીર પુરુષમાં સ્વાભાવિક રીતે ઘણી ખુશાલી હોય છે. આપણે આપણા ગંભીર પ્રયત્નોમાં આનંદ ઉત્પન્ન કરી કુદરતી બનવાની જરૂર છે. આવા બનીશું ત્યારે જ આપણે આગળ વધી શકીશું. જે રાજક્રાંતિના આગેવાનોમાં ખુશમીજાજનું મીંડુ છે, તે રાજક્રાંતિ નિષ્ફળ નિવડશે, એ વાત આપણે વિસરવી ન જોઇએ.

(૫)

પણ જ્યાંસુધી આપણી વિનોદવૃત્તિ ઘણા ઉંચા પ્રકારની ન થાય ત્યાં-સુધી તે આપણને કોઇ પણ મુસ્કેલીમાંથી બચાવી શકશે નહિ. જેમ આ દુનીઆમાં મહાન કવિઓ અને મહાન તત્ત્વવેત્તાઓ જુજ છે, તેમ મહાન વિનોદી માણસો પણ જુજ છે. આપણું વિનોદીપણું ઉંચા પ્રકારનું ન હોય તો આપણે તેને ઉંચા પ્રકારનું કરવું જોઇએ. ઉચ્ચ પ્રકારનું વિનોદીપણું બીજાઓમાંથી—આપણી બહારથી-નહિ, પરંતુ આપણા પોતાનામાંથી જ ખીલવવાનું છે. ઉંચા પ્રકારનો માણસ પોતાની સભ્યતાથી આનંદ આપે છે, જ્યારે સામાન્ય બુદ્ધિસામર્થ્યવાળો માણસ વારંવાર અપમાનકારક થઇ પડે છે. (૧) આપણે આપણી પોતાની મૂર્ખાઇપર હસવું એમાં આપણા ડહાપણની શરૂઆત છે અને (૨) હૃદયંગમ બુદ્ધિચાપલ્ય, (મામક હાસ્ય—wit) એ શિષ્ટ ગમ્મત છે, અસભ્ય મશ્કરી નથી, એ બે વાતો આપણે યાદ રાખવી જોઇએ. સામાની મશ્કરી કરવાના હેતુથી હાસ્ય ઉપજાવી આપણે આપણી જાતને જ હાસ્યપાત્ર બનાવીએ છીએ. મામક હાસ્ય (wit) કરવાની સાધારણ શક્તિવાળો માણસ જેના તરફ પોતાને કંટાળો હોય છે, તે માણસને હસી કાઢવાના હેતુથી બધો ઘાટ ઘડે છે. તે પોતે તેનો (પેલા બીજા માણસનો) ઉપરી હોય એમ એના તરફ વર્તે છે. તે લગભગ હમેશાં, ઝગડા વગર, તકરારનું કારણ આપે છે. લોકો તેની મશ્કરીઓમા કાઇક હેતુ જુએ છે, પરંતુ ખુદ તેને જ મશ્કરીનું કારણ માને છે, અને જ્યારે તેઓ હસે છે ત્યારે તેની મશ્કરીથી હસતા નથી, પરંતુ તેના ઉપર જ હસે છે. આપણી મુક્તિને માટે 'આપણે ઉંચી પંક્તિના છીએ" એવો ખ્યાલ આપણે છોડી દેવો જોઇએ. બીજાના ઉપહાસ કરો મા! તમારી જાતને જ હસો' તમારા પડોશીને હસી કાઢવામાં સટ્ટો કરવા જેવું છે—તેમાં લાભ તેમ જ ગેરલાભ સમાયેલા છે. કદાચ તે (પડોશી) તમને સામું તેવા જ કટાક્ષ મારશે. તમે ખુદ તમારી જાતને હસો તો ખરો હાસ્યરસ ઉભરાશે. જ્યારે તમે તમારા પોતાનામાંથી જ વિનોદ લઇ શકશો ત્યારે તમે બધાને આકર્ષી શકશો. તમે ઉંચી પંક્તિના માણસ નથી. (આવી વૃત્તિ—"અમે ઉંચી પંક્તિના માણસ છીએ" એવું અભિમાન—કદી રાખવું નહિ.) ખરૂં જોતાં, તમારે તમારા પડોશીને થાબડીને કહેવું, "આપણે બધા એક જ પંક્તિના છીએ, ચાલો, આપણે ટોળટપ્પા મારીએ" અને એ તરત જ તમારી તરફ મલકાતો મલકાતો આવશે. શરૂઆતમાં એ કદાચ ભોળો—મૂર્ખો—લાગે. તમે તેને હસાવીને તેના પાસના ચઢાવો દે. છો. પણ આમ કર્યા

વગર તમારો છુટકો જ નથી, કારણ, તમે તેને તમારા સરખો બનાવી ખુદ તમને ઉડાવવાની અને તમારા પાંસલા ચઢાવવાની તક આપી છે. તમારા નિખાલસ હાસ્યવિનોદથી તે તમને સાચો મિત્ર માને છે, અને સંતોષ અને શ્રદ્ધાથી તે તમારી સાથે ભળે છે–આપણને આપણી પોતાની વાત કરવામાં રસ પડે છે–તે તમારી સાથે તેટલો જ નિખાલસ થશે. તમે એક બીજાની ગૂઢ–ગુપ્ત-વાતો પરસ્પર કહેશો. એથી તમે મનુષ્યના અંતઃકરણની ખરી વૃત્તિઓ કળી શકશો–તમે મનુષ્ય સ્વભાવના અભ્યાસી થઇ શકશો. (Reach the heart of a man.) એ વૃત્તિઓ કળી જઇએ એ જ આપણી હાલની ખાસ જરૂર છે. સાહિત્યમાં પ્રજાજીવનના ધબકારા વાગવા જ જોઇએ. આમ થાય તો જ સાહિત્ય પ્રજાના આનંદ–ઉલ્લાસ, હર્ષ, શોક કે રૂદનનું સંવાદી બનશે. સાહિત્યમાં પ્રજાજીવનનું પ્રતિબિંબ પડ્યું કે તરત જ આપણે મહત્તાના ધોરી માર્ગે ચઢ્યા જ જાણો.

(૬)

આપણે પ્રચારક નાટ્યકારની સામે વાંધો ઉઠાવીએ છીએ, કારણકે આપણને સત્યની જરૂર છે. જવલ્લે જ તેવો માણસ પક્ષપાત કરતો નથી; અને જ્યારે તે પોતાના વિચાર નિષ્પક્ષપાતે જણાવે છે, ત્યારે તે નિરૂત્સાહી જણાય છે, અને કોઇનામાં શ્રદ્ધા પેદા કરી શકતો નથી. આપણામાં રસ કે ભાવ ઉત્પન્ન કરવાને બદલે તે આપણી સામું નીરસ (cold) દલીલો મૂકે છે. પણ આવેશ–ઉત્સાહ–એ જ હૃદયની ખરી ભાષા છે, નીરસ દલીલો નહિ. આવેશ હોય તો જ હૃદયને હલાવી શકાય–સામાની લાગણીઓ ઉત્તેજીત કરી શકાય. Emotion is the language of the heart. પ્રચારક નાટ્યકાર આપણી લાગણીપર અસર કરતો નથી, તે આપણી બુદ્ધિપર જ અસર કરવાનો પ્રયત્ન કરે છે. તેવો માણસ નજીવો લેખક છે અને સાહિત્યક્ષેત્રમાં અસ્થાને છે. તે નિષ્ફળ નિવડે છે અને પોતાની લડતને નુકસાન પહોંચાડે છે કારણકે એની નિષ્ફળતાથી આપણને એમ લાગે છે કે તેના નાટક માફક તેની લડત પણ નીરસ છે. પરંતુ જે લડતનું ધ્યેય મહાન હોય તે લડત ખરી અગત્યની, સત્ય અને ઉત્સાહપ્રેરક લાગે છે. આપણી લડતને ફાયદો થાય–આપણી લડતને પુષ્ટિ મળે તે માટે કોઇ સહૃદયી પ્રખ્યાત લેખક નાટ્ય રચે એમ આપણે ઇચ્છીએ છીએ. તેવો લેખક પેલા પ્રચારકના સાહિત્ય જેવું નીરસ કે "કલા, માત્ર કલા માટે છે" એવું કહેનારાના જેવું નિરૂત્સાહી સાહિત્ય નહિ આપે; પરંતુ

તે પોતાના નાટયદ્વારા આપણને મનુષ્યના હૃદયના ઉંડા ભાવો ચિતરી આપશે. મહાન્ નાટયકારમાં સમજ, સહૃદયતા, દીર્ઘ દૃષ્ટિ, ઉંચી કલ્પના, હિંમત વિગેરે મહાન ગુણો હશે. ખાસ કરીને નીરસ દલીલો કર્યા કરનાર અને કૃત્રિમતાથી દરેક વૃત્તિને સ્વીકારનાર દંભી (Poseur) માં ઉપલા ગુણો હોતા નથી, અને તે પોતાની જાતને તથા પોતાના ગ્રંથને હાસ્ય-જનક બનાવે છે. **આપણે સદાકાળ સત્ય માટે લડવું જોઇએ, માત્ર અમુક પ્રસંગ માટે જ નહિ.** જે મનુષ્ય જીવનની મુસ્કેલીઓ સામે થતાં ડરે છે, તે મનુષ્ય કોઇને દોરી શકતો નથી, કોઇનો બચાવ કરી શકતો નથી, કે કોઇ પણ વસ્તુનો સાચો અર્થ દર્શાવી શકતો નથી. આપણને જાગ્રત કરનારમાં આવેશ–જુસ્સો–હોવો જોઇએ અને તેના ઉત્સાહથી તે આપણા મન ( આપણો આત્મા ) હરી લેશે. કોઇ મહા મુસ્કેલીને પ્રસંગે તેના મોંઢા-પર ગંભીર હાસ્ય સ્ફુરતું જોઇને મૂર્ખ લોકો એમ માનશે કે તે પોતાના લડતને હસી કાઢે છે, પરંતુ સાધારણ ( અક્કલવાળો ) માણસ જોઇ શકશે કે આમ હાસ્ય સ્ફુરાવી તે ( આપણને જાગ્રત કરનાર નાયક ) નવીન માર્ગ શોધે છે, તે માર્ગને બરાબર ઘડે છે અને ત્યારબાદ આપણને ફરીથી આનંદી બનાવે છે. આવી ક્ષણે આપણે આશ્ચર્યચકિત થઇ જઇશું. આપ-ણામાં ઉત્સાહ અને ઉલ્લાસ જન્મ પામશે અને આપણાથી બોલી ઉઠાશે કે 'અમારામાંના એક જણને દૈવી પ્રેરણા થઇ છે." આપણે અતિ પ્રેમાળ ભ્રાતૃભાવ કેળવીશું, આપણા બધામાંથી દ્વેષભર્યા ઝઘડા નાશ પામશે, દેશનો મંદ ઉત્સાહ ( શાંત પડેલો ઉત્સાહ ) ફરીથી જાગશે, ફરીથી નવીન ઇતિહાસ રચાશે અને આપણામાં નવચેતન પ્રકટશે.

## પ્રકરણ ૧૧ મું.

### સાહિત્ય અને સ્વતંત્રતા—"કલા, કલા માટે છે."

### (૧).

"કલા, કલા માટે છે" એવો પોકાર હાલમાં કંઈ વિચિત્ર અર્થમાં ઉઠાવવામાં આવે છે; આપણે આ અર્થ સામે વિરોધ દર્શાવવો જોઈએ અને તેના સત્યાસત્યની ખાત્રી કરવી જોઇએ. છતાં "કલા, કલા માટે છે" એ વાકય કંઇ ઉંચા અને પવિત્ર અર્થમાં પણ વાપરી શકાય. કોઇ એક

કુદરતી ઈશ્વરદત્ત શક્તિવાળો લેખક 'સાહિત્ય'ને પોતાની જીવનવૃત્તિ તરીકે સ્વીકારે અને વેતન કે બદલાની સ્હેજ પણ લાલસા વિના સાહિત્ય પાછળ સાચી વફાદારીથી અને યોગ્ય રીતે પોતાની બધી શક્તિ ખરચે, તો તેની આપણે ઉંચી પ્રશંસા કરીએ છીએ, અને સાહિત્ય માટે આમ તનતોડ મહેનત કરનાર મહેનતાણું મેળવવાયોગ્ય પણ છે, એ વાત પણ આપણે ભૂલવી ન જોઇએ. પણ મહેનતાણું કે વેતન માગવે અશક્ય જણાય, કોઇ તેની તનતોડ મહેનતનો બદલો આપવાની ઇચ્છાયે ન દર્શાવે, છતાં તે પોતાના હૃદયમાં એમ જ માને કે કામ તો થવું જ જોઇએ–સાહિત્યના વિકાસ માટે પ્રયત્નશીલ થવું એ તો અનિવાર્ય ફરજ છે અને જગતની હાલની સાહિત્ય તરફની બેદરકારી–ઉદાસીનતા છતાં તે માત્ર પોતાના કામ તરફના પ્રેમથી જ અને બધી સુંદર વસ્તુઓથી પ્રોત્સાહિત બની પોતાનું કામ હિંમત અને વફાદારીથી બજાવ્યો જાય અને ત્યારબાદ એવો પોતાનો જીવનમંત્ર બનાવે તો તો "કલા, એ કલા માટે છે" એ વાક્ય ઉચ્ચ અને પવિત્ર અર્થમાં વપરાયું છે, એમ આપણે કબુલ કરવું જ પડશે.

(૨)

પણ આજકાલ ચારે બાજુ એવા કલાવિધાયકો પડયા છે કે જેઓ પોતાના સમયના પ્રજાનાં હૈયાં હલાવી શકે અને તેમને મહાન ધ્યેયો માટે ઉત્કંઠિત કરી શકે એવા જીવનમંત્રો તેમના પોતાના જીવનમાં નથી એવું કહેવામાં મહત્તા માની રહ્યા છે. તેઓ પ્રજાજીવનને વ્યક્ત કરવા માટે ખાસ વકીલો બની શકે જ નહિ, તેઓ પ્રજાજીવનનો ચિતાર આપવાનું કામ પોતને માથે લઇ શકે જ નહિ, એ તેમની સ્પષ્ટ ફરજ છે, એવું ઉપરની હકીકતપરથી સિદ્ધ થાય છે. જ્યાંસુધી મનુષ્યને, મનુષ્યના હૃદયને તથા તેના આત્માને હલાવી નાંખે એવી અગત્યની ચીજોને પોતાના જીવનમંત્રો બનાવવા માટે તેઓ ઉત્કંઠિત બન્યા ન હોય, ત્યાંસુધી તેઓ મહાન આદર્શોથી રંગાયેલા ઉત્સાહી પુરૂષોના હૃદયોનો ચિતાર આપી શકે જ નહિ. આવા કલાવિધાયકોના ગ્રંથો નીરસ હોવા જ જોઇએ. જ્યાં સાહિત્યમાં જુસ્સો–આવેશ–ન હોય, ત્યાં પ્રજાનો (વાચક–પ્રેક્ષકનો) પ્રાણ ઉન્નત થવાની અને ઉચ્ચતર ક્ષેત્રોમાં સંકોચ વિના ઉડવાને શક્તિમાન થવાની શી આશા? આજકાલ પ્રસિદ્ધ થતા લગભગ બધાયે પંડિતાઇભર્યાં (બુદ્ધિચાતુર્યવાળાં) પુસ્તકોની આ ખામી છે. તેમનામાં સાચો જુસ્સો, ખરો ઉત્સાહ પ્રેરવાની શક્તિ છે જ નહિ. એવા ગ્રંથો આપણને સદા ઉશ્કેરણી જ આપે

છે, પણ કોઇ પણ કાળે તેઓ આપણને સાચો આનંદ અત્યાનંદ આપી શકતા જ નથી સાચે જ આ ખામી હાલમાં પ્રસિદ્ધિ પામતા એકે એક [illegible] પુસ્તકો [illegible] સા માટે કળા કૃત્રિમતાનો સ્વીકાર કરે છે એમના ગ્રંથોની રચના દેખીતી તો ભૂલ વિનાની હોય છે, એમનાં પુસ્તકોમાંનાં વાક્યો–ખંડવાક્યો–આંખને આંજે એવાં તો હોય છે, પણ તેમાં લેખકના હૃદયનો જ્વલંત અગ્નિ ઝરતો નથી અને તેથી તેમના ગ્રંથ તુચ્છ અને નિર્માલ્ય, નિરર્થક રહે છે. કોઇ પણ કાળે સાહિત્યક્ષેત્રમાં તેઓ ઉચ્ચ સ્થાન પામતાં જ નથી.

(૩)

જો આપણો ઉદ્દેશ મહાન ગ્રંથોમાં સાચી કલા ઉત્પન્ન કરવાનો હોય તો આપણે કલા અને કૃત્રિમતા એ બેનો ભેદ સ્પષ્ટ કરવો જોઇએ. (સીંજ) (Synge) ના ‘ રાઇડર્સ ટુ ધી સી ’ અને ‘ ધી પ્લેબૉય ’ એ બે પુસ્તકોમાં કલા અને કૃત્રિમતાનો સાચો ભેદ સ્પષ્ટ કરવામાં આવ્યો છે. પહેલું પુસ્તક તેના હૃદયમાંથી લખાયું હતું તેમાં તેના હૃદયના સાચા ઉદ્‌ગારો છે– ( આથી એ પુસ્તકમાં સાચી કલાનો ઉદ્દામ દાખલો મળી આવે છે. ) એ પુસ્તક વાચતાં આપણને એમ લાગે છે કે જાણે સીંજ જાતે પેલા મુડદું ઉચકી જનારા લોકોની પાછળ ન ગયા હોય. એ બધા દેખાવથી તેના હૃદય પર ઉંડી છાપ ન બેઠી હોય અને ત્યારબાદ એ છાપ–એ અસર તેનાં લખાણો દ્વારા તેણે આપણને ન પહોંચાડી હોય ! કારણકે તેના પુસ્તકના અંતમાં તેના મનોવિકાર દર્શાવનારું જે લખાણ છે તેમાં આપણને ( તેના હૃદયની ) ખરેખરી લાગણી જણાઇ આવે છે. આ પુસ્તકમાં જ અને વળી આ છેલ્લા જ ભાગમાં સીંજ મહત્તાના ધોરી માર્ગે હોય એમ લાગે છે. આ પુસ્તકમાં વર્ણવેલા બનાવોથી તેનું હૈયું હચમચી ઉઠ્યું હતું અને તેણે તેના ઉંડા અંતઃકરણમાંથી આ પુસ્તક લખી કાઢ્યું પણ તેના બીજા પુસ્તકમાં ( The play–boy ) આથી ઉલટી જ સ્થિતિ માલમ પડે છે. ( તેમાં સાચી કલાનો સદંતર અભાવ છે. ) આ પુસ્તકના બનાવો તેણે પ્રત્યક્ષ અનુભવ્યા ન હતા. જમીનપર સ્હેજ ખણખણાટ થયો તે સાંભળીને અને ખરાં પાત્રોથી કોઈ જુદાં જ પાત્રોને આલેખીને તેણે એ પુસ્તક લખી કાઢ્યું. એ પુસ્તક આપણા જમાનામાં પ્રસિદ્ધ થતાં પુસ્તકોમાં જણાતી કલાનો સચોટ નમુનો છે. ભલે ટીકાકારો તેમાં કલા (!) જુએ, પણ તેમાં જીવન તો નથી જ.

(૪)

ના, (ખરેખર) તેમાં જીવન નથી જ. આજ કાલ ઘણા લેખકો પ્રજાજીવનથી અતડા રહી પુસ્તકો રચે છે; પણ તેમનાં પુસ્તકો (તેમની કવિતાઓ) કાવ્યશાસ્ત્રનાં મૂળ તત્ત્વો અનુસાર રચાવાં જોઇએ-તેમના હરએક પુસ્તક-કાવ્યમાં કાવ્યનાં મૂળતત્ત્વો આપોઆપ ઉતરવાં જોઇએ, એવી વાતો હાલમાં જનસમાજમાં બહુ પ્રચલિત થઇ છે. ખરેખર, આ વાતો સિદ્ધ થાય તો ઘણું જ સારૂં. આપણે પણ કવિતાનાં મૂળતત્ત્વો પ્રમાણે કવિતાઓ રચાવી જોઇએ એવો આગ્રહ કરવો જોઇએ. પણ કવિતાનું એક મૂળતત્ત્વ તો એ છે કે તેમાં ખરૂં જીવન (જીવનનો સાચો ચિતાર) હોવું જ જોઇએ પરંતુ પ્રજાજીવનથી અતડો રહેનાર લેખક જીવનનો સાચો ચિતાર આપી શકેજ નહિ. ખરા જીવનથી તે તો દૂર ભાગે છે. જ્યાં મહાન લડતો ચાલી રહી હોય એવા મુશ્કેલ રણક્ષેત્રથી તે દૂર નાસતો ફરે છે. કદાચ ઘા લાગે અગરતો (આત્મ) બલિદાન આપવું પડે એવા ડરથી તે લડતથી વેગળો રહે છે. મહાન યુદ્ધ અને ભવ્ય કર્તવ્ય માટે તેને તાલાવેલી લાગી નથી. ભલેને આવી લડતમાં આખી દુનિયા પાયમાલ થઇ જાય, પણ જે કાંઇ લૂંટ મળે તેમાં તે છૂપો છૂપો ભાગ પડાવશે. આથી દુનિયામાં સૌથી બૂરી ચીજ એ તો આમ ખરા જીવનથી દૂર રહેનારો આવો લેખક જ છે. રણક્ષેત્રપર તો તે મરણને શરણ થાય (આથી તે સદા દૂર ભાગે છે) માટે જો આપણે તેને રણક્ષેત્રથી દૂર રહેવા દઇએ, પ્રજાજીવનની કશી અસર પામ્યા વગર તેને તેના પોતાના માર્ગે જીવન વીતાવવા દઇએ, તો ભલે, પણ આપણે તેને (કાવ્યક્ષેત્રના) એક વીર પુરૂષ તરીકે આવકાર આપી શકીએ નહિ. ( આપી શકીએ જ કેમ ? )

(૫)

આમ કલાને નામે ખપી જતી કૃત્રિમતાનો સચોટ પુરાવો જોઇએ તો આપણે રેપેરટોરી થીએટર ( Repertory theatre ) તરફ નજર ફેંકવી જોઇએ. એના વિષે જરા છૂટથી વાત કરીશું તો કલા અને કૃત્રિમતાનો સ્પષ્ટ ભેદ સમજવાની ઘણી ખરી માથાકૂટ પતી જશે. આ થીએટર કેવળ ફેશનેબલ (આડંબરી) બની ગયું છે અને ટુંક સમયમાં ઉપદ્રવકારક બની ગયું છે. માણસો કાવ્યો, નાટકો અને ભાષણો રચ્યા જાય છે, પણ તે કેવળ રચવા માટે જ. ( કાંઇ પ્રજાના-પ્રેક્ષકના મન સતેજ કરવા માટે નહિ.) આ બધું લખવામાં તેમનો હેતુ મિત્રમંડળની પ્રશંસા કર-

ત્યાનો કે મધ્યમ વર્ગના અલ્પમતિ જનોના હૃદયને હેબકાવવાનો હોય છે. અમુક પ્રકારના કલાવિધાયક (artist) ને તો મધ્યમ વર્ગના માણસોને હેબકાવવામાં જ આનંદ પડે છે. એના નાટકથી સ્હેજ ખળભળાટ થાય એથી તેને સંતોષ થાય છે. માણસો કેવળ નકામી વસ્તુઓ માટે ધાંધલ મચાવી મૂકે છે પરંતુ ખાસ અગત્યની-જીવન મરણના સવાલ જેવી–બાબતો માટે તેઓ બીલકુલ ઝૂઝતા નથી એ વાત આપણને ક્રોધ અને ખેદ સાથે ધ્યાનપર લેની પડે છે. પણ પેલો નાટકકાર તો મધ્યમ વર્ગના માણસોની નજરમાં પોતાને ભયંકર આલેખાવવા માંગે છે. તે પોતે પોતાને મહાન પુરુષ માને અને સામાન્ય વર્ગના માણસોને હેબકાવે એવું સાહિત્ય રચ્યો જ જાય છે. એવું સાહિત્ય ખરેખર કંટાળાજનક અને દિલગીરી પેદા કરે એવું હોય છે. કેટલીક વખતે તે લેખક આવેશ–જુસ્સો–ઉત્પન્ન કરવાને પ્રયત્નશીલ બને છે પણ તે કેવળ બનાવટી જુસ્સો પેદા કરી શકે છે. કદી કદી તે આપણને આનંદ–ગમ્મત આપવા પ્રયત્ન કરે છે, પણ તે શિષ્ટ ગમ્મતને પાત્રોની વાક્પટુતા જ આપી–દર્શાવી–શકે છે અને સાહિત્ય વિષયમાં સત્ય અને યોગ્ય ધોરણ પુનઃ સ્થાપિત થાય એવી આપણને ગંભીર જરૂર જણાતી જાય છે. મહાન ગ્રંથો કેવળ ગ્રંથના પ્રેમથી જ રચાય. (મહાન કાર્યો કેવળ કાર્યના પ્રેમથી જ સધાય.) એમાં પૈસાનો લોભ રાખ્યે, કે કલા–કૃત્રિમતા કે ખોટી શોભા ઉત્પન્ન કરવાનો ઉદ્દેશ રાખ્યે કે પછી મનુષ્યની બુદ્ધિપર સ્હેજસાજ અસર પહોંચાડયે અગરતો કેવળ માત્મક અટ્ટહાસ્યો સ્ફુરાવ્યે આપણો હેતુ સિદ્ધ ન કરી શકાય. ઉચ્ચ સાહિત્ય કરવા માટે–ઉચ્ચ ગ્રંથ રચવા માટે (ઉચ્ચ કાર્ય સાધવા માટે) તો સુંદર, સરસ, સત્ય અને પ્રોત્સાહક ચીજોનો શુદ્ધ પ્રેમ હોવો જોઇએ. કદાચ આવા શુભ હેતુ હોય છતાં આપણને યત્નસિદ્ધ ન મળે એ બનવાજોગ છે પણ સાહિત્ય વિષ-યમાં આ જ હેતુ આપણો માર્ગદર્શક હોવો જોઇએ. નાટયકાર કોઇ કરૂણ કથા લખે તો પહેલાં તો તેનું જ દિલ પીગળવું જોઇએ; તેનાં જ નયનો ભીંજાવાં જોઇએ, તેનું જ મન સતેજ થવું જોઇએ. નવલકથાકારને પોતાની નવલકથામાં અપાર રસ પડવો જોઇએ; અને કવિએ કેવળ કાવ્યના શોખ માટે–કવિતાદેવી તરફના ભક્તિભાવથી–કાવ્યો લખવાં જોઇએ તથા વસ્તુનો સાચો, અકૃત્રિમ આનંદ આપવા માટે જ હાસ્યરસપ્રધાન નાટક (comedy) લખવું જોઇએ.

(૬)

કવિ, નાટયકાર અને નવલકથાકારના આવા શુદ્ધ હેતુ હોવા જોઇએ.

તેમનામાં કેવળ સાહિત્ય માટે અનન્ય પ્રેમ હોવો જોઇએ, એવી જ્યારે આપણે ટીકા-વાત-કરીએ છીએ ત્યારે આપણને સ્વાભાવિક રીતે વી એમ થી [illegible] છે. આથી શેક્સપીઅર (ના ગ્રંથોની કૃતિઓ) સાથે તેનો મુકાબલો કરવાથી આ ખોટી પ્રશંસા કંઇક અંશે દૂર થશે. એમ થવાનાં પહેલાં આપણને નજીવી બાબતોમાં એટલો બધો રસ પડતો હતો કે એકએક ચાલાકીભર્યા અને કૃત્રિમ ગ્રંથને આપણે સહર્ષ વધાવી લેતા હતા. આપણને સાચી કલાવાળી એક બે મહાન કૃતિઓ તો મળતી હતી—આ વાતની આપણે આનંદ અને અભિમાનથી નોંધ લઇ શકીએ-પણ બીજી બધી કૃતિઓમા તો કેવળ કૃત્રિમતા અને ચતુરાઇ જ હતાં. હાલમાં આપણને એક પણ મહાન કૃતિ મળતી નથી. એવી આપણે એકેએક પુસ્તકને કૃત્રિમ કહેવું જ જોઇએ પણ ત્યારે 'મહાન' શબ્દ કોની કૃતિઓને લગાડી શકાય? શેક્સપીઅર અને મોલીઅરની કૃતિઓને એમનાથી ઉતરતી કોટિના લખનારાઓની કૃતિઓ 'બુદ્ધિચાતુર્યવાળી', 'પ્રતિભાશાળી', 'નિપુણ' એવા નામથી ઓળખાવી શકીએ, પણ તેમને 'મહાન' તો કહી શકાય જ નહિ. શેક્સપીઅરના સર્વોત્કૃષ્ટ નાટકોમાંના દૃશ્યો સાથે હાલમા પ્રસિદ્ધ થતા થોકડાબંધ નાટકો સરખાવો અને તેમની વચ્ચેનો ખરો ભેદ ધ્યાનમાં લ્યો. આજકાલના લેખકોની કૃતિઓમાથી આપણને ઉશ્કેરણી મળે છે, જ્યારે શેક્સપીઅર તેનાં પોતાનાં નાટકોદ્વારા આપણને સત્ દર્શન (આપતો) આપે છે. શેક્સપીઅરના સમયની પ્રજાને પણ ઉશ્કેરણી તો પ્યારી જ હતી—(દ્વંદ્વ યુદ્ધો, ઇનામી લડતો અને લડાઇઓના વર્ણના આ બાબતની સાક્ષી પુરે છે) પણ શેક્સપીઅરે તેને (પ્રજાને) અત્યાનંદ આપી વિસ્મયચકિત કરી નાંખી. તેની દેદીપ્યમાન કૃતિઓમાં પૂર્ણતાએ પહોંચેલી દુનિઆના ચિતારો દૃષ્ટિગોચર થાય છે, અને આપણે તે કૃતિઓથી સદાયે વિસ્મિત થઇએ છીએ. (જેમ ભવ્ય દુનિઆના ચિતારોથી આપણે અજાયબ થઇએ છીએ તેમ શેક્સપીઅરની કૃતિઓથી આપણે સદાએ વિસ્મયચકિત થઇએ છીએ). આપણા સાહિત્યમાં પણ સંગીત અને ચમત્કારનો વિસ્મય સુરીલો ગુંજારવ થવો જોઇએ અને આમ થશે ત્યારે જ (સાહિત્યથી) આપણો પ્રાણ—આત્મા સુંદર બનશે અને તુચ્છ સામાન્ય વસ્તુઓની મોહિનીમાંથી મુક્ત થઈ તથા ખોટા ધાંધલને પડતું મૂકી ઉચ્ચતર વસ્તુઓની પ્રાપ્તિ માટે તલસશે તથા જ્યાં જડવાદ કે બુદ્ધિવાદનું કશું જ ચાલતું નથી એવા પુણ્ય સ્થળ, અને જે ભૂમિ પાર્થિવ તત્ત્વોથી પર છે, એવા પુણ્યભૂમિમાં પાંખ ફફડાવી અનન્ય આનંદ અનુભવશે.

(૭)

ક્ષુદ્ર જીવનદૃષ્ટિવાળી, ઉચ્ચ આદર્શ વિનાની વ્યક્તિઓને પોતાના નાટકનાં પાત્રો બનાવી નાટયકાર કદીએ મહાન નાટક ઉપજાવી શકે નહિ. નાયક નાયિકાઓના હૃદય—આત્મા—તો ઉચ્ચ હોવાં જ જોઇએ. તેઓ મહાન સિદ્ધાંતો માટે થતા ઝઘડામાં તન, મન અને ધનથી પરોવાયેલાં હોવાં જોઇએ. આવા ઉચ્ચ આત્માવાળા મનુષ્યો જ્યારે એક તરફથી કુટુમ્બ પ્રેમ અને બીજી બાજુથી ફરજ એ બેની અથડાઅથડી અને જીવનની ખરેખરી કટોકટીમાં ફસાયા હોય છે, ત્યારે તેમના ઉત્સાહી પ્રાણ કાંઇ એવાં તત્ત્વોને જન્મ આપે છે કે તેમને (તત્ત્વોને) આધારે એક મહાન નાટક પણ લખી શકાય. જે લેખક તેમની લડતમાં દૃષ્ટિપાત કરી શકે નહિ, તેમની લડતને વધાવી લે નહિ, તે લેખક તેમના હૃદયનું ખરું ચિત્ર આલેખી શકે નહિ. (તે એક મહાન નાટક ઉપજાવી શકે નહિ.) આપણને તો હરએક નાટકમાં વીરપાત્રો વિષેના નાટયકારના વિચારો જોઇતા નથી, તેની કલ્પનાઓ જોઇતી નથી, પણ ખુદ એ વીર વીરાંગનાઓના વિચારો, તેમના જીવનની જીવન-રૂપરેખા જોઇએ છે જે લેખક તેમની લડત સમજી શક્યો છે, તેમની મહત્તા માપી શક્યો છે, તે જ તેમના હૃદયની ખરી ખૂબી, તેમના મનની ખરી વૃત્તિઓ કળી શકે છે અને તે જ આવાં વીરવીરાંગનાઓનાં કૃત્યોથી લાગણીવશ થઇ, પોતાના અંતઃકરણનો જ્વલંત અગ્નિ પોતાના નાટકમાં ઝળકાવી શકે છે. જે કલાવિધાયકને એમ ડર રહે છે કે આવાં પાત્રોના ખરા જીવનના અભ્યાસી થઇ, તેમના જીવનનો તાદૃશ ચિતાર આપવાથી કોઇ મને રાજદ્વારી પુરુષ લેખશે. કોઇ મારા હેતુઓ તરફ સાશંક બનશે, તે લેખકને ખરી લાગણી થઇ શકે જ નહિ, તે લેખક પાત્રોના હૃદયની સાચી વૃત્તિઓ કળી શકે જ નહિ; અને જેમ એક રાજદ્વારી પુરુષ નાટયકાર હોવાનો ડોળ કરી રાજકારણને લગતા વિષયોની ચર્ચા કરતાં નિષ્ફળ નિવડે છે, તેમ આવો ડરકુ લેખક પણ નિષ્ફળ નિવડશે જ દરેક કલાવિધાયકે આ તરફ લક્ષ આપવાનું છે. તેણે એ વાત પણ ધ્યાનપર લેવાની છે કે આઇરીશ બળવા તરફ સૈકાઓ થયાં આયર્લાંડના મહાન બુદ્ધિશાળી પુરુષોનાં હૃદયો આકર્ષાયાં છે, અને જો તે કલાવિધાયક આ તરફ જાણી જોઇને દુર્લક્ષ કરે તો તે મહત્તાના ધોરી માર્ગથી જુદે માર્ગે વળ્યો જશે. કોઇએક પ્રચારકે આ આયર્લાંડના બળવાને વાણીમાં વ્યક્ત કરવાની કોશિશ કરી એ તો ઠીંગણા માણસે એક ઉંચું દેવળ બાંધવાનો પ્રયત્ન કરવા

બરોબર છે. એ બળવા વિષે વાદવિવાદ કે તર્કના ખેલો કરવાની કશી જ જરૂર નથી. એનું સત્ય તો આપોઆપ પુરવાર થશે. હાલમાં આપણને એટલું જ જરૂરનું છે કે આપણે એક મહાન પુરૂષને છાજે એવી રીતે તે બળવાને આપણી વાણીમાં વ્યક્ત કરવો જોઇએ. ત્યારબાદ કલાવિધાયક એકેએક જીવન્ત ઉત્તમ વસ્તુ માટે પોકાર ઉઠાવે તો ભલે. પણ પહેલાં તો તેણે આ બળવાને–આયર્લાંડની આ પવિત્ર લડતને–વાણીમાં વ્યક્ત કરવી જ જોઇએ. પણ આપણા કલાવિધાયકો તો માત્ર બીજા વર્ગનું સાહિત્ય રચે છે અને રચ્યા કરશે; કારણકે તેમને તો આયર્લાંડના આ બળવાનો ડર લાગે છે, પણ એ બળવો તો આપણું–આઇરીશોનું–સૌથી શ્રેષ્ઠ જીવન છે. (એ જ આપણો પ્રાણ, એ જ આપણું સર્વસ્વ છે.) જો કલાવિધાયકો–કવિઓ–મહત્તાને ધોરી માર્ગે પળવા માંગતા હોય તો તેમણે આ આયર્લાંડના બળવાને (મહાપુરૂષને છાજે એવી રીતે) વાણીમાં વ્યક્ત કરવો જોઇએ. કવિનો એજ ધંધો છે. (પ્રજાને પ્રાણરૂપ એવી હિલચાલોને કવિઓએ વાણીમાં વ્યકત કરવી જ જોઇએ.)

(૮)

અને, ચિત્તાકર્ષક વાક્યોથી કાવ્યોનાં ખોખાં બનાવનારાઓ કવિઓ! ઓ લેખકો (ગૃહસ્થો)! સાચો કવિ તમારાથી જુદો જ હશે. તે પણ કોઇ (શબ્દોને ઉંચું) રૂપ આપવા તરફ બેદરકાર નહિ હોય, પરંતુ તેના હૃદયમાં–જીવનમાં–જે અલૌકિક ઉત્સાહ–આવેશ–છે, તેથી કરીને સાદા શબ્દોને પણ તે જીવન્ત બનાવી શકશે, તેના સામાન્ય શબ્દોમાંથી પણ અગ્નિ ઝરશે. કેવળ સુંદર આકર્ષક શબ્દરચના કરવા માટે તે આજના જમાનાના લેખકોની માફક સત્યથી વેગળો હઠશે નહિ. ખુદ વસ્તુમય બનેલા તેના હૈયામાંથી આપોઆપ સાચો શબ્દ નિકળી પડશે. (પ્રજા) જીવનથી અળગા રહેનારા અને કેવળ નાજુક અને આંખને બાઝે એવાં શબ્દચિત્રો આલેખનારા કલાવિધાયકો! યુદ્ધથી ઉત્સાહિત બનેલા પેલા સાચા કવિના હૈયામાંથી તમારા કરતાં વિશેષ સુંદર ચિત્રો જન્મ પામશે અને જે ઉચ્ચ પ્રદેશોની કેવળ કલ્પના જ કરવાનું–પ્રાપ્તિ કરવાનું નહિ–તમારા કિસ્મતમાં લખાયેલું છે, તેવા ઉચ્ચ પ્રદેશોમાં તેનો સાહસિક અને સંગીતપૂર્ણ આત્મા પહોંચી વળશે. છતાં જો તમે સાહસિક ટોળાંની મધ્યમાં તેની સાથે સાથે પગ મુકો અર્થાત્ વીર યોદ્ધાની લડતમાં રસ લઇ, પેલા સાચા કવિની માફક, તે વીર વીરાંગનાના જીવનમાં દૃષ્ટિપાત કરી તથા મનુષ્યોના આદર્શો

વ્યક્ત કરો અને તેમના વિજયને ભવ્યતાથી વર્ણવો તો તમે પણ પેલા સાચા કવિની માફક ઉચ્ચ પ્રદેશોમાં પહોંચી શકો–સાહિત્યમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકો. આજની ઘડીએ ભલે તમે તેનો ઇન્કાર—અસ્વીકાર કરો, પણ તેવો સાચો કવિ તો ભવિષ્યનો પયગમ્બર છે. તે તમારી માફક ખોટો ફાંકો રાખતો નથી કે નથી ખરા જીવનથી દૂર ભાગતો. ના, તે અતડો નહિ જ રહે. તમે તેના સહૃદયી–ઉત્સાહી મિત્ર બનો એવું તે ઇચ્છશે. તે તમારા આત્માને અત્યાનંદ આપશે. તમારા મનમાં અનેક વિચારો ઉભરાવી દેશે અને તેના હૃદયમાંથી ઝરતા અગ્નિથી સચોટ બનેલા તેનાં લખાણોથી તે તમારી વાણીમાં પણ પ્રેમ અને ઉત્સાહ ( અગ્નિ ) જાગૃત કરશે. તેના આવેશને લીધે તે બધા મનુષ્યોના સ્વભાવ, બધા મનુષ્યોના હૃદય કળી શકે છે અને તે પોતાના લખાણોમાં મનુષ્ય હૃદયના તાદૃશ ચિતારવાળું મધુર સંગીત ગજવે છે. જ્યાં સ્વાતંત્ર્ય સર કરવાનું હોય અગર ટકાવવાનું હશે, ત્યાં તેવા સંજોગોમાં–પછી યુદ્ધને મોખરે કે યુદ્ધમાં ભંગાણ પડ્યું હશે તે વખતે પણ–તે કવિ તમને એક અનુકૂળ સહચર થઇ પડશે. તે એક ધીટ યોદ્ધો છે; કોઇ વીરને છાજે એવી રીતે તે પ્રહાર કરવા શક્તિમાન છે અને આપણે જોઇને–જાણીને ખુશ થઇએ એવી સુંદર વીરતાથી તે પ્રહાર ખમવા તૈયાર છે. ખરા યુદ્ધને પ્રસંગે ભવાં ચઢાવીને "એક એક જણ આવી જાઓ" એવો તે પોકાર ઉઠાવતો નથી. અને વળી તેના પ્રહાર સામે પ્રહાર વાળવાને કોણ શક્તિમાન છે ? તેના ક્રૂસની કોણ હરિફાઈ કરી શકે એમ છે ? પણ તે તો ગમે તેવા સંકટ સામે થવા તત્પર છે, તે પ્રમાણિક છે. અને જે વિજયનું સુખ ભોગવવા પોતે જીવે પણ નહિ, તે વિજય પ્રાપ્ત કરવામાં ભાગીદાર થવામાં તે સુખ માણશે. જેમ ઉષાના સમારંભ પહેલાં ગાઢ અંધકારમાં રહેવા માટે તે તૈયાર હતો, તેમ ઉષાકાળની ભવ્યતામાં પોતાના પ્રાણ પાથરવા માટે પણ તે તત્પર હશે–છે. (અર્થાત્ સુખના સમય પહેલાં જેમ કટોકટીમાં જીવન વીતાવવા તે તૈયાર હતો તેમ વિજય પ્રાપ્ત કર્યા બાદ સુખના સમય આવતાં જ મરણને શરણ થતાં તે સ્હેજ પણ અચકાશે નહિ, (અચકાતો નથી.) એક સૈનિકની કોમળતાથી તે જુના યુદ્ધમાના તેના સાથીઓ યાદ કરે છે અને જુના દુશ્મનોનાં વેરઝેર ભૂલી જાય છે. એમ ખરા જીવનમાં ઉંડો રસ લેનારો, જીવન યુદ્ધમાં સાહસ કરી ઝંપલાવનારો એ સાચો કવિ, ઉદાર સ્વભાવનો ઉદ્દામ દાખલો છે;–સુભાગ્યે એવા દાખલા વિશ્વમાં ઘણીયે વાર મળે છે. મનોરંજક ઉમદાપણું, અલૌકિક ઉત્સાહ, લગભગ સંપૂર્ણ કુદરતી ઇશ્વરદત્ત, વિનોદવૃત્તિ અને સામાન્ય પોકારથી

અને સુંદર થતો અને સર્વત્ર ભ્રાતૃભાવ ઉત્પન્ન કરાવનારો ચમત્કારિક પ્રેમ—આ સર્વથી શોભતો પેલો સાચો કવિ તેને સખ્ત ધીક્કારનાર શત્રુ તેમ જ ખરા અંતઃકરણથી ચહનાર મિત્રને પોતાના ચમત્કારિક વિચારો અને તેના કાવ્યોના સંગીતમાંથી ઝરતો અત્યાનંદ વરસાવી આપી જશે.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### ધર્મ.

### (૧)

જે ગંભીર પ્રશ્નોને લીધે આપણે ભૂતકાળમાં જુદા પડ્યા હતા અને જેમને લીધે આપણામાં હાલ પણ કડવાશ અને મતભેદ છે, તે પ્રશ્નોને સંપ અને શાંતિ જાળવવા ખાતર અભરાઇએ ચઢવવા એ યોગ્ય નથી. એવા ગંભીર પ્રશ્નોને ખાંચરે ન ફેંકવા એવો આપણો મુખ્ય સિદ્ધાંત હોવો જોઇએ. આપણે તેમની તરફ આંખ મીંચીશું તો સંપની આશા નિષ્ફળ નિવડવાની. પરસ્પરનાં (ભિન્ન ભિન્ન મત મતાંતરોવાળાઓના) સન્માન અને ઇજ્જત જળવાય એવી રીતે આવા ગંભીર પ્રશ્નોનો ફેંસલ કરવા જેટલી આપણે હિંમત મેળવવી જોઇએ. ધર્મ, એ એક આવો ગંભીર પ્રશ્ન છે. ઘણાંને મન ધર્મ એ તો તેમના જીવનનું પ્રધાન અંગ છે. તે લોકો ધર્મને પોતાના જીવનમાં પ્રધાનપદ આપે છે અને તેથી તેમના ધર્મ વિરૂદ્ધ થનારાઓ સામે તેઓ સખ્ત ઝઘડા કરવા તૈયાર હોય છે. આ પ્રકારની વૃત્તિ દરેક ધર્મ અને પંથના અનુયાયીઓમાં જોવામાં આવે છે. [ કેથોલીક કે પ્રોટેસ્ટંટ કે પ્રેસ્બીટેરીયન, કે આપણા હિંદુસ્તાનના સનાતન ધર્મી કે આર્યસમાજી અને સાંખ્ય, ચાર્વાક, વલ્લભ, શંકરાચાર્ય વિગેરે મત મતાંતરોવાળા સર્વ કોઇ વિરૂદ્ધ મતવાળાઓ સામે વાગ્યુદ્ધ કરવામા ધર્મપાલન થતું હોય એમ માને છે. ] આથી જ જે લોકો ધર્મના પ્રશ્ન માટે આવેશમા અને આવેશમાં ઝાઝા ઝઘડાઓમાં ઉતરે છે, તેવા લોકોને કોઇ પણ સંપ્રદાયનો ખાસ સ્વીકાર નહિ કરનારી ( અસાંપ્રદાયિક ) સામાન્ય સમાજમાં એકત્રિત કરવાની ભાવનાને આપણે હાલમાં સદ્‌ગુણ માનવા લાગ્યા છીએ. ભૂતકાળના ભિન્ન ભિન્ન પંથના અનુયાયીઓ કોતરવા એકમેક સાથે વિખવાદ કરતા હતા એ વાત ધ્યાનમા લેતાં, આવા અનુયાયીઓને તેઓ એક બીજાથી વ્હેમાતા હોય તોપણ એકત્ર કરવાનો પ્રયત્ન કરવો એ પ્રગતિનું ચિહ્ન જ મનાશે. એથી આપણે અસલની સ્થિતિમાં કંઇક સુધારો કરી

શકીશું. આપણે આપણી સભાઓમાં અમુક ધર્મ યા પંથનું નામ સરખું પે ન લઇ શકીએ તે તે કાંઇ આપણી લાયકાત ગણાય ? એવી સ્થિતિમાં આપણે માન લઇ શકીએ ? હરગીઝ નહિ. એવી સ્થિતિ હોય છતાં સંકુચિત કાર્યક્ષેત્રોમાં ભલે આપણને સ્હેજસાજ લાભ થતો હોય, પરંતુ સ્વતંત્રતા માટેના મહાન યુદ્ધમાં તો આવી વૃત્તિ–સ્થિતિ–ચાલે જ નહિ. કોઇ પણ ગંભીર પ્રશ્ન તરફ દુર્લક્ષ કરવાથી તેનો નિવેડો આણી શકાતો નથી. આપણી સ્વાતંત્ર્યની લડતને વ્યાજબી ઠેરવવાની તથા તેને વિજયની વરમાળ પહેરાવવાની આપણી ફરજ છે. પણ તે માટે જે રીતે દરેક ગુપ્ત ઉત્સાહ–આવેશ–જાગૃત થાય અને દરેક ગુપ્ત શંકાનું સમાધાન થાય, તે રીતે આપણે આપણી લડત ચલાવવી જોઇએ. આવી રીતિ અંગીકાર કરવામાં, ભય આપણી સન્મુખ ખડો થશે. આપણે એ ભયની આગાહી કરવી જોઇએ, તેની સામે થવું જોઇએ અને તેનો નાશ કરવો જોઇએ. આ સૂચનાથી આપમાંના ઘણા અશાંત થશે અને કોઇ તો ચીઢાઇને કહેશે–" આ પ્રશ્ન ઉઠાવવાની શી જરૂર હતી ? " ઘણા લોક આવો પ્રશ્ન કરે જ છે. દેશમાં સ્વાતંત્ર્ય પુનઃ સ્થાપિત કરવા જે પવિત્ર અને ઉન્નતિકારક હિલચાલો સ્વીકારવામાં આવે છે, તે હિલચાલોમાં જ્યારે ધર્મ જેવા ગંભીર પ્રશ્નને છેડવામાં આવે છે, ત્યારે ઘણા લોકો ચીડાઇ જાય છે. [ હાલમાં હિંદુસ્તાનમાં ચાલી રહેલી અસહકારની પવિત્ર હિલચાલમાં અસ્પૃશ્યતાને પ્રધાનપદ આપવામાં આવ્યું છે. આથી ઘણા ધર્મચૂસ્ત પુરૂષો ધર્મના રહસ્યને જીવનમાં ઘટાવનારા નહિ પરંતુ બાહ્યાચારને પાળનારા કહેવાતા ધર્માત્માઓ પંડિતાઇનો ડોળ કરી કહે છેઃ—" મહાત્મા ગાંધીજી જે કહે છે તે લગભગ ઘણુંખરૂં સાચું છે–પ્રશંસનીય છે. પણ પેલું અસ્પૃશ્યતાનું તુત ઉઠાવ્યું છે એ બીલકુલ ગંભીર–ભૂલભરેલું છે; શું કરીએ, એ તો ધર્મનો ગંભીર પ્રશ્ન ! બાકી હમને કંઈ દેશની દાઝ નથી ? હમણાં કેસરીઆં કરીએ. " વિગેરે વિગેરે. ] જ્યારે મહાન યુદ્ધના પ્રસંગે ધર્મ જેવા ગંભીર પ્રશ્નોનો ફેંસલ કરવા માંડીએ છીએ ત્યારે કેટલાક ચીડાઇને કહે છેઃ—" એ પ્રશ્ન ઉઠાવવાની શી જરૂર હતી ? બીજી બાજુ બીજા કેટલાક એકદમ તકરારમાં ઉતરી પડશે. આ બન્ને બાજુના મનુષ્યોનું માનસિક વલણ ભવિષ્યમાં ખડા થનાર ભયનો પુરાવો નથી શું ? આ ભય સાચો છે, એમ નક્કી કર્યા વગર આપણે સ્વતંત્રતા માટેનું યુદ્ધ શરૂ કરી શકીએ, એવુ કોણ માને છે ? એ ભયની વાત હાલ તુરતને માટે ઉડાવી દેવી એને કોણ ડહાપણભરી નીતિ માનશે ? પણ આપણે તો તેમજ કરી રહ્યા છીએ. આપણે વાત ઉડાવ્યા જ કરીએ છીએ. આ-

પણે હિંમતથી તે ભયની સામે થવું જોઇએ. તેને ચૂકાવી દેવાની વાત કરવી એ આપણને ન છાજે. હવે હું જે કંઇ કહું તેથી કોઇએ માઠું લગાડવાનું નથી. તેથી કોઇએ ભય રાખવાનો નથી. એમાં કોઇને બળાત્કારે કાંઇ પણ સ્વીકારવાપણું નથી. હું જે કહેવા માગું છું તેમાં મારો હેતુ એ જ છે કે પરસ્પર વિરોધીઓ એકમેકને બરોબર સમજે અને માન આપે. મારો હેતુ કાંઇ તેમનામાં વિરોધનાં બીજ વાવવાનો કે તેમને 'છુટા' અર્થાત્-સ્વચ્છંદી, તિરસ્કારપાત્ર અને બધી વસ્તુને અષ્ટંપષ્ટં સમજાવી કાઢે એવા બનાવવાનો (પણ) નથી. જે મનુષ્યમાં જાનને જોખમે પણ સર્વત્ર અને સદાકાળ પોતાના પંથને માટે ઝુઝવાની શક્તિ હોય અને સાથે સાથે પોતાથી વિરૂદ્ધ પંથને વળગી રહેનારા વિરોધીઓને માન આપવા જેટલી (જેના મનમાં) ઉદારતા હોય તેવા માણસોની આપણને મુખ્ય જરૂર છે. બન્ને પક્ષની પ્રમાણિકતા અને હિંમતમાં બન્નેની સ્વતંત્રતા જળવાય છે. આપણે આપણો માર્ગ આ વિચાર અનુસાર યોજવો જોઇએ; પણ આ ધર્મના સવાલમાં ઘણા માણસો સહનશીલતા ગુમાવે છે, માટે હું જે કાંઇ લખીશ તેથી કોઇ સંતોષ ન પામે એ બનવાજોગ છે. છતાં જુદા જુદા સંપ્રદાયવાળા મનુષ્યોને કોઇ પણ સંપ્રદાય વિનાના સમાજમાં એકત્રિત કરવાની જરૂરીઆત જરૂર મારા લખવાથી સ્પષ્ટ થશે. મારા લખવાનો હેતુ પણ એ જ છે. હું ફરીથી કહું છું કે આપણે આવા ધર્મ જેવા ગંભીર પ્રશ્નોનો હિંમતથી ઉકેલ કરવો જ જોઇએ. વિખવાદ થશે એવા ડરથી આપણી અનિવાર્ય ફરજોમાં પ્રમાદ કરવો એ અયોગ્ય છે. દરેક પક્ષમાં અસંતોષ પેદા થાય તેની પરવા નહિ. અસંતોષ એ જ પ્રગતિનું પહેલું પગથીયું છે, માટે આપણે ગંભીર પ્રશ્નોનો ઉકેલ કરવા જેટલી હિંમત મેળવવી જ જોઇએ. પણ આ પ્રશ્ન (ધર્મ) પર ચર્ચા કરનારે સહાનુભૂતિ અને સહનશીલતા ખીલવવાં જોઇએ. હિંમત અને દઢ નિશ્ચય કરતાં એ ગુણોની જીવનમાં ઓછી જરૂર નથી. છતાં કેટલાક લોકો વારંવાર સહાનુભૂતિ જાળવવામાં પોતાના દઢ નિશ્ચયનો ભોગ આપે છે, ત્યારે વળી બીજાઓ 'સામાને શું દુઃખ થાય છે' એનો વિચાર પણ કર્યા વગર તદ્દન ઉલટો માર્ગ ગ્રહણ કરે છે. તેઓ કોઇ માટે સહાનુભૂતિ ધરાવતા નથી, પરંતુ કડક અને નિર્દય વૃત્તિ સ્વીકારે છે. તેમની આ નિર્દયતાથી નિર્બળ માણસ વધુ નબળો બને છે. આ બધી બાબતો પર ધ્યાન આપવાથી આપણે મુશ્કેલીઓ ટાળી જઇએ છીએ. ધર્મ વિષયમાં ચર્ચા કરતી વખતે શી શી ભૂલો થવા સંભવ છે, તે આપણે જાણી જઇએ છીએ. પણ હું જે કંઇ કહું તેની કાંઇ પણ અસર ન થાય

એ બનવાજોગ છે. ધર્મ જેવા મહત્ત્વના વિષયપર બીલકુલ ભૂલ વગર ચર્ચા કરવા માટે તો ફીરસ્તા કે પયગમ્બરો જ સમર્થ છે. જેમનામાં ફીરસ્તા જેવી નિરીક્ષણ શકિત અને પયગમ્બર જેવું સમતોલપણું હોય તે જ આવા પ્રશ્નોપર દોષરહિત ચર્ચા કરી શકે. પણ હું તે કોણ માત્ર ? આથી મારા લખાણની અસર ન પે થાય એ બનવાજોગ છે.

(૨)

ત્યારે હવે બધા માણસોએ પોતપોતાના પંથને વફાદાર રહેવું જોઇએ, અને વિરોધી પક્ષની દુષ્ટતા સાબીત કરીને નહિ, પરંતુ પોતાના આચરણની શુદ્ધતાથી પોતાનો પંથ વ્યાજબી ઠેરવવો જોઇએ. પોતાના જ ઘર તરફ નજર કરી ત્યાં જ પોતાના પંથનું યોગ્ય પાલન કરવું તથા વિરૂદ્ધ મતને વળગી રહેલા મનુષ્યોને પણ માન આપવા જેટલું ઉદાર મન રાખવું એમાં જ પ્રત્યેક પંથની શોભા છે. આ વાત કંઇ નવી નથી, પણ આવી અનિવાર્ય ફરજોને ભારપૂર્વક જાહેર કરવામાં અને આચરણમાં મુકવામાં જ ખરી મુશ્કેલીઓ છે. ગમે તે પંથમાં શ્રદ્ધા રાખી આ (ધર્મ વિષેના) પ્રશ્નની નિખાલસપણે ચર્ચા કરવાથી ઘણાનાં મન દુભાશે, ઘણી કડવાશ ઉભી થશે, પણ આપણને એક વાર એટલી ખાત્રી જ થવી જોઇએ કે એકેએક પંથ દોષયુક્ત છે. તીવ્ર મતભેદ અને ઝેરી ઝઘડામાં પરોવાયેલા એકેએક પંથના માણસો સરખી રીતે જ ઠપકાપાત્ર છે, એટલું આપણે સમજી જઇએ, તો તો કદાચ આપણે સર્વના હૃદયમાં સાચો ઉત્સાહ જાગૃત કરી શકીએ, સચ્ચાઇ અને તાલાવેલી પેદા કરી શકીએ અને તેથી કદાચ પરિણામ સારૂં જ આવે. આવો સાચો ઉત્સાહ, આવી સચ્ચાઇ અને પોતાના પંથ માટે સત્ય લડત ચલાવવાની તાલાવેલી લગાડવાની આશામાં જ હું આ લખી રહ્યો છું. કેથોલીક-પ્રોટેસ્ટંટોએ એક બીજાના દોષો બતાવ્યા કરવાને બદલે પોતાના ઘર તરફ નજર કરી ત્યાં ધર્મપાલન કરવાની વધારે સંભાળ લેવી જોઇએ અને આ જમાનામાં નાસ્તિક થવું એ પણ એક ફેશન-પંથ-છે. આથી જો કેથોલીક-પ્રોટેસ્ટંટોને મન નાસ્તિક, સમાજશાસ્ત્રી અને ધારાશાસ્ત્રી એ લોકો સામાન્ય શત્રુ જેવા લાગે, તો તેમની ફરજ કંઇ આવા દેખાતા શત્રુઓને ગાળ દેવાની નથી; તેમણે તો આવે સમયે પણ પોતાના ઘર તરફ નજર કરી ત્યાં ધર્મનું પાલન કરવું જોઇએ. આ વાત આપણે કેથોલીક-પ્રોટેસ્ટંટોનાં મનમાં ખૂબ ઠસાવવાની છે. પણ આ જમાનામાં નાસ્તિક થવું એ એક ફેશન (પંથ) મનાતી હોવાથી, જો

નાસ્તિક પોતાની જાતને વ્યાજબી ગણે–પોતે યોગ્ય માર્ગ સ્વીકાર્યો છે એવું અભિમાન કરે તો આપણે તેને સાફસાફ યાદ દેવડાવવું જોઇએ કે તેણે કોઇ પણ રીતે પોતાના માર્ગને વ્યાજબી ઠેરવ્યો નથી. બન્ને પક્ષ દોષયુક્ત છે. તેમના દોષો સ્પષ્ટ કરવા જોઇએ. હા, પણ આમ બધાને દોષયુક્ત સાબીત કરીને તેમનામાં ચિરસ્થાયી સંપ સ્થાપવાનો પ્રયત્ન કરવો એ વિચિત્ર માર્ગ તો લાગશે. છતાં એ વાત તો ચોકખી છે કે એકેએક પંથના ચૂસ્ત હિમાયતીઓએ સામા પક્ષની દુષ્ટતા પુરવાર કરવા કરતાં, ખુદ પોતાના આચરણની શુદ્ધતાથી પોતાના માર્ગને વ્યાજબી ઠેરવવો જોઇએ. આવી માગણી આપણે તેમની પાસે બેલાશક કરી શકીએ અને આ માગણી કાંઈ ગેરવ્યાજબી, કમઅક્કલવાળી નથી. જરૂર માત્ર એટલી જ છે કે જેથી આવી માગણી કરનારની સહૃદયતા સાબીત થાય અને સાચા ઉત્સાહી માણસોમાં પણ તેવી જ લાગણી ઉત્પન્ન થાય એવી અસરકારક રીતે દરેક પંથના ઉત્સાહી માણસો પાસે આવી માગણી થવી જોઇએ. જો આવી અસરકારક રીતે માગણી કરવામાં આવે તો દરેક પંથના માણસોને અસર પહોંચશે જ. ધર્મના ઝઘડા અને તીવ્ર ઝેરવેરનો નાશ થશે. સમસ્ત વિશ્વ એ મનુષ્યોને રહેવા માટેનું એક સુંદર ધામ થશે અને જ્યારે દરેક માણસ સાચું અને અનુરૂપ જીવન ગાળી આપણને દાખલો બેસાડવાનો નિશ્ચય કરશે ત્યારે આપણે બધા પાકા મિત્રો થઇશું જ. [ સ્વતંત્રતા સર કરવા ઉઘટેલી પ્રજાએ પોતાની કોમોના અને જુદા જુદા મતમતાંતરોના ઝઘડા ન્યાયપુરઃસર પતવી લેવા જ જોઇએ. પરસ્પરનાં માન અને ગૌરવ જળવાય એવી રીતે ધર્મ અને પંથના જુદા જુદા પક્ષોએ પોતપોતાના માર્ગને ચૂસ્તપણે વળગી રહી, વિરોધીઓને માન આપવા જેટલી ઉદારતા રાખવી જોઇએ. ભારતવર્ષના આ મંથનકાળમાં નજીવા ધર્મકલહો કરીને, તુચ્છ ઇર્ષ્યા–અદેખાઇ પોષીને જુદા જુદા ધર્મના માણસો–હિંદુ, મુસલમાન, પારસી, શીખ, યાહુદી, વિ. એ એક બીજાથી અતડા રહેવું, એક બીજાથી વ્હેમાતા–ડરતાં રહેવું, એ માતૃભૂમિની વેદના ભૂલી જાઇ, ઘવાએલી માતાને પરસત્તાના વધુ ફટકા ખમવા છોડી દેવા બરોબર છે પોતાના દોષો તરફ ધ્યાન રાખી, સામાના ગુણોની ઉંચી પ્રશંસા કરી, જો દરેક પંથ સુધરતો જાય, સ્વતંત્રતાની લડતમાં સરખું જ મન પરોવે, અને એવા સામાન્ય હેતુ સિદ્ધ કરવામાં અભેદભાવે એકત્ર બની પ્રયત્નશીલ બને તો જરૂર ધાર્યો હેતુ પાર પડે. મતભેદો દૂર થવાથી એકરૂપ બનેલી જન્મભૂમિમાં રહેવું દરેકને આનંદકારી લાગે. આથી બધા પંથના માણસોએ આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. ]

(૩)

હવે, જે લોકો ધર્મ વિષયમાં રસ લે છે, તેમની સમક્ષ એક સર્વ-સામાન્ય અને ગંભીર વિષય–અર્થાત્ ધર્મસમાજોમાં વધતી જતી ભોગવિ-લાસની લાલસા-વિષે એક લાંબું પુસ્તક લખવાને બદલે માત્ર ટુંકું વિવેચન કરીશ. ચારે બાજુ દરેક પંથના આત્મકૃત નાયકો પોતાના પંથ વિષે બહુ દરકાર કરતા નથી. તેની ઉન્નતિ કે તેનું યથાર્થ પાલન કરવા માટે તેઓ પ્રયત્ન કરતા નથી. પરંતુ પોતાના પંથમાં "આવકના ભાગીદાર થાય એવા" અનુયાયીઓની સંખ્યા કેટલી છે, તે જાણવા તરફ ખાસ લક્ષ આપે છે. અનુભવી પ્રોટેસ્ટંટ એકાદ પુસ્તક પ્રકટ કરી પોતાના ધર્મની ઉપયો-ગીતા પુરવાર કરે છે, તેટલો જ અનુભવી કેથોલીક એથી વિરૂદ્ધ પુસ્તક લખી પોતાના પંથને ઉચ્ચતર ઠેરવીને પ્રોટેસ્ટંટને જવાબ વાળે છે. પણ આમ કરવાથી આખરે બન્નેને શરમીંદા થવું પડશે એ વાત જાણવાની બેમાંનું કોઇ પરવા કરતું નથી. પણ જ્યારે જ્યારે ધર્મમાંથી આધ્યાત્મિક-તાનો–પવિત્રતાનો–ભાવ નીકળી જાય છે–જતો રહે છે, ત્યારે ત્યારે આપણે તેનાથી દૂર જ વહી જઇએ છીએ. "જ્યાં ત્હને આત્મોન્નતિનાં સાધન (ખજાનો) મળે ત્યાં તારો આત્મા ઠરે છે." (Where thy treasure is, there thy heart is also). "એક જ માણસ પરમેશ્વર તેમ જ પૈસાને એકી વખતે પૂજી શકે નહિ." પણ આ સિદ્ધાંતો તરફ ભાગ્યે જ કોઇ ધર્મસમાજ ખાસ લક્ષ આપે છે. ધર્મમાંથી આધ્યાત્મિકતાનો ભાવ તેઓ લોપ થવા દે છે, પણ પૈસા–લક્ષ્મીની પૂજા કોઇ ચૂકતું નથી. ઉપલા સિદ્ધાંતોને હાલમાં એક જ સરખો અને સુવિદિત જવાબ અપાય છે. "અમારે જીવવું છે"–(અર્થાત્, પરમેશ્વર તેમ જ પૈસાને પૂજવાની અમારે જીવવા પુરતી જરૂર છે.) આપણી પ્રજા પણ આ વાત ભૂલી જાય એવો સંભવ નથી. પણ સમજુ માણસો પણ "આવકમાં સરખો ભાગ પડાવવાના" મોહમાં ઉંચા વિચારોને તિલાંજલિ આપે છે અને ('અમારે જીવવું છે') એવા જાહેર પોકારમાં જોડાય છે, એ વાત આપણે ભૂલવી ન જોઇએ. એ તરફ લક્ષ આપવું એ આપણી નાગરિક તેમ જ કોમ ત-રીકેની ફરજ છે. પણ જ્યારે સ્વાર્થી સમાજો પોતપોતાના ધર્મને નામે "આવકમાં ભાગ લેવાની" હરિફાઇ કરે, ત્યારે તેનું એટલું જ પરિણામ આવે કે તેમનામાં અધમ લાલસા તૃપ્ત કરવા તથા ભોગવિલાસ ભોગવવા માટે ધર્મ સમાજોમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવાની લડત ઉપસ્થિત થાય, તેમનાં જીવનો આવી નીચ વૃત્તિઓથી રંગાય, અને છેવટે આખી દુનિઆ સ્વા-

ભાવિક રીતે બેઢંગી, અધમ અને પાશવી બને જ. ઘણા સારા વિચારવાળા માણસો પણ પોતાની જાતને આ વૃદ્ધિંગત થતા અનિષ્ટનો ભોગ થવા દે છે એ વાત ધ્યાનપર નહિ લઇએ, તો આપણે ગંભીર ભૂલ કરીશું. આવા કામમાં (આંવકમાં ભાગ પડાવવાના) સારા વિચારવાળા માણસો જે ઉત્સાહ બતાવે છે, તે અનર્થકારી છે, અવળે માર્ગે ચઢાવે એવો છે. એક દૈવી સત્તા આપણને હમેશાં ચેતવણી આપે છે કે વધારે સારાં ફળ માટે ઉત્કંઠિત થાઓ. (Be zealous for better gifts.)

(૪)

હવે નાસ્તિક તરફ એક સામાન્ય ખ્રિસ્તિનું કેવું વલણ છે, એ હું અત્રે તપાસવા માગું છું. તે (ખ્રિસ્તિ) નિરાશ બનીને કહે છે, "દુનિઆમાંથી ધર્મનો લોપ થતો જાય છે," પરંતુ પોતે તેમાં કેટલે અંશે કારણભૂત છે, તે તપાસવાની તે કદી તસ્દી લેતો નથી. ખેર! ભલે તે આવી રીતે અભિપ્રાયો બાંધે. આપણે તેની વૃત્તિ શી છે, તે તપાસીએ. જ્યારે તે ચાલુ જમાનાની વૃત્તિઓ વિષે કંઇ કહેવા માંડે છે ત્યારે તે નાસ્તિકત્વ, સામાજિકતા અને અધર્મ વિષે અટંપટં, ગોળગોળ વાતો હાંકવા મંડી પડે છે. તે કહેશે "હું આ યુગના નાસ્તિકપણાનું કારણ નથી, હું એમા ભાગીદાર નથી." ઠીક, હું તેને એટલુંજ વિનવીશ કે "ભાઈ! એક ક્ષણ માટે નાસ્તિકને (નાસ્તિકના દોષો જોવાનું) ભૂલી જાઓ અને જે વધુ અગત્યની વાત છે, તે સ્વીકારો. ખુદ તમે (ખ્રિસ્તિ) તમારા ધર્મના પાલનમાં કેટલો પ્રમાદ કર્યો છે, તે વિચારો, તમારા ઘર તરફ નજર કરો અને ત્યાં ધર્મારંભ કરો." કેટલાક કેથોલીક, પ્રોટેસ્ટંટો એવા પ્રકારના છે કે તેઓ નાસ્તિકના મત કરતાં ભાગ્યે જ વધુ સાચો ધર્મ પાળે છે. તેઓ તેમના પોતાના ધર્મના સૂત્રોનો ઇન્કાર કરતા તો નથી, પણ તેમનું રહસ્ય તો તેઓ સમજતા જ નથી અને સર્વ સૂત્રો (ના શબ્દો) નો ઉપયોગ માત્ર વિરોધીઓની ટીકા કરવામાં અને તેમને હેરાનગતિ પહોંચાડવામાં કરે છે. આવા કેથોલીક, પ્રોટેસ્ટંટો પોતાની સ્વતંત્રતા (છુટ) નો કેવો ઉંચો (!) ઉપયોગ કરે છે, તે જુઓ. મદ્યપાન, જુગાર અને મોજમજામાં જ તેમની સ્વતંત્રતાનો (સ્વચ્છંદીપણાનો) ઉપયોગ થાય છે. ઉંચાં કર્તવ્યો આદરવાની તાલાવેલી તેમને લાગતી જ નથી, બલ્કે તેવાં કામો કરવાની ઇચ્છાનો પણ તેમને તિરસ્કાર છે છતાં આવા માણસો ધર્મચૂસ્ત ગણાય છે. (એ આશ્ચર્ય જ છે.) કેથોલીક રવિવારે Mass (માસ) માં (રોમન કેથોલીક પંથના લોકો ગાયન સાથે જે ભક્તિ કરે છે, તેને Mass-માસ કહે છે) હાજરી આપી-

તે ધર્મચૂસ્ત હોવાનો દાવો કરે છે. જેનું ચિત્ત માસ સાંભળવામાં નથી, તે મોઢો આવી વ્હેલો જતો રહે છે. વળી પ્રોટેસ્ટંટ એટલે તો સ્વતંત્ર રીતે વિચાર કરનારો. આથી તે તો ખ્રિસ્ત દેવળના પાદરી તરફ તિરસ્કાર દર્શાવવા મંડી પડે છે. “ પાદરીઓનાં ભાષણો સાંભળવા સ્રીયોને જવા દો ” એમ પ્રોટેસ્ટંટ (કરડાકીમાં) કહે છે. આ વાક્ય વાપરવામાં તેનો હેતુ ખ્રિસ્તિ દેવળ તરફનો પોતાનો તિરસ્કાર–વિરોધ–પ્રદર્શિત કરવાનો છે અને તેમ કરી પોતે સાચો પ્રોટેસ્ટંટ હોવાનું માન ખાટવા મથે છે. આવા દાખલાઓ તો બન્ને પંથમાં મળી આવે. જોવા માગનાર તો સ્હેલાઇથી આવા દાખલાઓ જોઇ શકે. તેમના આવા માનસિક વલણ બદલ આપણે કાંઇ બગભક્તની દૃષ્ટિથી તેમના તરફ જોતા નથી. આપણે એટલી જ બાબત ધ્યાનમાં રાખીએ છીએ કે તેઓમાનો એક યા તો તેઓ બન્ને નાસ્તિકને તિરસ્કારી કાઢવાની વૃત્તિને વધાવી લેશે. આવા માણસોને આપણે આપણી ધર્મસમાજોમાં ભેળવીએ છીએ અને તેમની મીઠી ખુશામત કરતા હોઇએ તેમ તેમને કહીએ છીએઃ—“ તમે ધર્મના ચૂસ્ત અનુયાયીઓ છો, ધર્મધુરંધર છો, અમારા પંથના ધીટ યોદ્ધાઓ છો. ” આથી તેઓ ફુલાઇ જાય છે અને તરત જ નાસ્તિકપર બડી લ્હેજતથી શાપ વર્ષાવવાનું શરૂ કરી દે છે. કેથોલિક અને પ્રોટેસ્ટંટો જ કેવળ નકામા નથી, પણ જે નાસ્તિકપર તેઓ શાપ વર્ષાવે છે, તે પણ તેટલો જ નકામો છે, કારણકે તે ખ્રિસ્તિ ધર્મના ગુરૂઓનો તિરસ્કાર કરે છે. આમ ત્રણે પંથ એકબીજાની નિંદા કરવામાં માન લઇ રહ્યાં છે. નાસ્તિકપર શાપ વર્ષાવનારા લોકો ધર્મનું ખરૂં રહસ્ય તો સમજતા જ નથી, અને ધર્મસૂત્રોના કેવળ શબ્દોપર ભાર મૂકી વિરોધીઓ સામે તુમુલ યુદ્ધ મચાવી મૂકે છે. નાસ્તિક પણ એટલા જ ઉદ્ધત માર્ગે પળે છે. તેમનામાં ચારિત્ર્યબળ નથી. પણ કેટલીક વાર એવું બને છે કે જે મનુષ્યે કોઇ પણ પ્રચલિત ધર્મ અંગીકાર કર્યો નથી, તે એક ઉત્તમ પાત્ર હોય છે–ઘણો ચારિત્ર્યશીલ મનુષ્ય હોય છે, તેનામાં ઉંચી ધાર્મિક ભાવના છે; કોઇ હિતકર રાષ્ટ્રીય અગર સામાજીક સિદ્ધાંત માટે લડવા તથા ભોગ આપવા તે તૈયાર હોય છે તેની પ્રમાણિકતા અને ઉપયોગીતાથી આકર્ષાઇ મહાપુરૂષો પણ તેની મૈત્રી માટે ઉત્સુક બને છે. તેની મૈત્રીમાં તેઓ કદાચ આનંદ પણ પામે, છતાં આપણામાંથી આધ્યાત્મકતાનો લોપ થવાથી આપણે જે સ્થિતિએ વહી ગયા છીએ, તે સ્થિતિમાં આપણે જોઇ રહ્યા છીએ કે આવી ઉચ્ચ પ્રકૃતિનો માણસ સમસ્ત કોમને શાપરૂપ એવા ઢોંગી ધાર્મિકો, જુગારીઓ અને બંડખોરોના તિર-

સ્કારને પાત્ર કદાચ બને એમ છે. ( આ ઘણી દુઃખદ હકીકત છે. ) આપણે ( ખ્રિસ્તીઓ ) નાસ્તિક અને ચાલુ યુગપર લાખો ગાળો વર્ષાવીએ છીએ, પરંતુ જેને આપણે આપણા પોતાના ( એકધર્મી ) માનીએ છીએ, તેની બેવફાઇ અને દંભ તરફ આપણે લગભગ બીલકુલ ધ્યાન આપતા નથી. જેનાપર શાપ વર્ષાવવામાં આવે છે, તે આવા દંભીઓને જોઇનેએ શું વિચારશે ? જેમને આપણે ધર્મચૂસ્ત માની લઇએ છીએ, એવા ( દંભીઓ ) ની અધમતા, એવા બેવફા પાપાત્માઓના દુર્ગુણો તે માણસ દુઃખ અને બળતરાથી જુએ છે અને જ્યારે સજ્જનો પણ તે તરફ ( ધર્મચૂસ્ત ગણાતા દંભીઓના દંભ તરફ) નાખુશી દર્શાવતા નથી, ત્યારે તેનામાં અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે, અને થાય એ સ્વાભાવિક જ છે. આપણે ઇશુખ્રિસ્તના જેવી પરદુઃખને વેડફે એવી ઉદારતાનો દાવો કરીએ છીએ-તેની ઉચ્ચ પ્રશંસા કરીએ છીએ. પણ આપણે એવી ઉદાર વૃત્તિ આપણા જીવનમાં-આચરણમાં ઉતારી છે ? સહેજ પણ નહિ. આપણી ઉદારતાનો આપણે તે માણસને ( આપણા શાપના ભોગ થયેલા માણસને ) સહેજ પણ લાભ આપતા નથી, એ આપણે કબુલવું જ જોઇએ. આપણે તેને શાપ-અન્યાય આપીએ છીએ. શું આમાં જ આપણા ઉચ્ચ ખ્રિસ્તિ ધર્મની હદ આવી જાય છે ? આપણે તેને કટુ શબ્દો સંભળાવીએ છીએ અને જ્યારે કપટ અને દંભથી ભરેલી આપણી વિચિત્ર શાંતિ જોઇને તે આપણાથી વિમુખ બને છે, ત્યારે આપણે વિસ્મિત થઇએ છીએ. છતાં હું એમ નથી કહેતો કે ધર્મમાં-ધર્મપંથોમાં કેવળ ઢોંગીઓ-દંભીઓ જ હોય છે. દરેક પ્રશ્નને બે બાજુ હોય છે. ધર્મપંથોમાં ઢોંગીઓ હોય છે, તો કાંઇ સાચા ધર્મપરાયણ પુરૂષો હોતા જ નથી, એમ નથી. હજારોની સંખ્યામા કેથોલીક, પ્રોટેસ્ટંટો ઉંચા આશયો ધરાવે છે, પણ ખરા ખેદની વાત તો એ જ છે કે અતિશય ધાર્મિક પુરૂષો પણ જગતમાં ચાલતા કોઇ પણ પંથમાં નહિ માનનાર (પંથને નહિ સ્વીકારનાર મનુષ્ય) તરફ એક દંભીના જેવું જ વલણ રાખે છે. આ હકીકત આપણે કબુલવી જ પડશે. આવા ધાર્મિક પુરૂષો પણ જાહેર તિરસ્કારમાં-જાહેર પોકારમાં ( કોઇ પ્રચલિત પંથને ન સ્વીકારનારપર શાપ વર્ષાવવામાં ) ભાગ લે છે. આ તેમને ન છાજે. તેમની મહત્તા દુશ્મનની નિંદા કરવામાં નથી સમાઇ. તેમણે તો ખુદ પોતાના જ ઘર તરફ નજર કરી, ત્યાં જ પોતાના ધર્મનું યથાર્થ પાલન કરવું જોઇએ. ધર્મમંદિરોને ધનના લોભ અને લુચ્ચાઈ (પાદરીઓની)થી અપવિત્ર થતાં ઉગારવાં જોઇએ. પોતાનાં કર્તવ્યો સારાં ફળદાયી નિવડે-પુણ્યમય બને તે

માટે તેમણે કાળજી રાખવી જોઇએ. "જે ઝાડ સારાં ફળ નહિ આપે તેને કાપી નાંખી, અગ્નિમાં ફેંકવામાં આવશે" (જે જે મનુષ્યો સારી કરણી નહિ કરે, તેમની અધોગતિ થશે, પાયમાલી–નાશ થશે.) આ વાક્ય કેવળ નાસ્તિક માટે જ નહિ, પણ ધર્માંધો માટે પણ લખાયેલું છે એ વાત તેમણે કાને ધરવાની છે અને સદાયે શુદ્ધ આચરણ અને શુદ્ધ વિચાર રાખવાના છે.

(૫)

હવે જેને માટે 'નાસ્તિક' એવો શબ્દ શોધી–યોજી–કાઢવામાં આવ્યો છે, તેને વિષે એક બે શબ્દો લખીશું. પણ હું તો માત્ર સાચા અને ઉમદા મનવાળા નાસ્તિક વિષે જેને પ્રમાણિક કારણોને લીધે જ પ્રચલિત ધર્મો-પરથી શ્રદ્ધા ઉઠી ગઇ છે, તેવા મનુષ્ય વિષે કંઇક લખીશ. વસ્તુઓનું આંતર રહસ્ય સમજ્યા વિના ટીકા કર્યાં કરનારા બટકબોલાનો આપણે બીલકુલ ખ્યાલ નહિ લાવીએ. ઉંડી રીતે (બારીકાઇથી) જોતાં બધા જ સાચા સહૃદય માણસો એક ગહન અને સુંદર અર્થમાં એકબીજાના સાક્ષી-ઓ–મિત્રો–જ છે. પ્રમાણિક કારણોને લીધે ધર્મમાંથી શ્રદ્ધા ઉઠાવી લેનાર નાસ્તિકે એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે દરેક પ્રશ્નને બે બાજુ છે. કાળી બાજુ તો માત્ર એક જ બાજુ છે અને કેવળ એક બાજુ તપાસવા-થી વસ્તુનું પુરૂં અવલોકન થઇ શકતું નથી. જો તે ધર્માંધોનું માત્ર એક જ ટોળું નિહાળ્યા કરે અને તેમાં દારૂડીઆ, જુગારી અને વિષયસુખાભિલા-ષીઓને જોઇ આકળો બની જઇ ધર્મની અગત્ય–ઉપયોગિતા–માટે થોડા ઘણા અણઘટતા વાકયો ઉચ્ચારે અને બદલામાં 'ધર્મગુરૂ કરતાં રાજનીતિ-નિપુણ પુરૂષના જેવા ગુણો ધરાવનારી' વ્યક્તિ તરફથી એક બે ટીકાના શબ્દો સાંભળીને વધુ આકળો બની કહે કે "એ બધું તો સ્ત્રીઓ અને બાળકો માટે છે"–સ્હમજુ માણસો, સ્વતંત્ર વિચાર કરનારા માણસો–(જુના સંપ્રદાયમાં, જુના ધર્મ–આચારોમાં અમારા જેવા નહિ માને) એવા ઢોંગોથી નહિ છેતરાય વિગેરે–તો આપણે તેને વિનંતીપૂર્વક યાદ દેવ-ડાવવું જોઇએ કે "ભાઇ! જો તસ્દી લો (કાળજી રાખો) તો તમે બીજી બાજુ પણ તપાસી શકો."

જો તેનામાં એક સાચા લડવૈયાની ભાવના હોય તો તો લશ્કરમાં સ્વા-ર્થીઓ ધાડપાડુ વિગેરે તો હોય છે, પરંતુ જ્યારે લડાઇ શરૂ થાય છે અને કામ નજદીક આવે છે, ત્યારે માત્ર સાચો સૈનિક જ યુદ્ધમાં ઉતરી શકે; એ હકિકત (એક સાચા લડવૈયા તરીકે) તેણે જાણવી જ જોઇએ. ધર્મપંથોમાં

પણ તેમ જ છે. હરએક પંથમાં ઢોંગીઓ અને સ્વાર્થી ધર્મગુરૂઓ હોય છે જ; પણ કદી કદી ધર્મ પાછળ પ્રાણ ખપાવી નાંખે એવા સાચા શહીદો પણ નથી હોતા એમ કોણ કહી શકે ? ઉચ્ચ ઉત્સાહ વિનાના—નીચી ભાવનાઓ-વાળા મનુષ્યોને ઉચ્ચ પદવીપર જોઇને એકદમ એવા અનુમાનપર આવવું કે ધર્મનો જુનો જુસ્સો—વિરોધીઓની નિંદા નહિ કરતાં પોતાના ધર્મનું જ યથાર્થ પાલન કરવાનો દૃઢ નિશ્ચય છેક નાબુદ થયો છે, એ ઉતાવળીયું અને અશ્રદ્ધાનું પગલું છે. એ જુસ્સો નાબુદ થયો નથી, એ વાત તેણે ભૂલવી ન પાલવે. માત્ર સ્ત્રીઓ જ નહિ પરંતુ મહાબુદ્ધિશાળી પુરૂષો પણ જુના ધર્મવિચારોને—જુની માન્યતાઓને વળગી રહ્યા છે. ( એ તો બધું સ્ત્રીઓ અને બચ્ચાંઓ માટે છે એવો તિરસ્કાર બતાવ્યે નાસ્તિક પોતાના વિચાર યોગ્ય ઠેરવી શકતો નથી. ) ન્યુમન, પાસ્કલ, ડાંટે, મીલ્ટન, એરીજીના, એ-ક્વીના વિગેરે બધા મરી ગયા છે, છતાં આપણા સમયમાં પણ તેમના અનુયાયીઓ છે. આપણો મિત્ર ( યોગ્ય કારણોને લીધે શ્રદ્ધારહિત—નાસ્તિક બનેલો પુરૂષ ) છેવટના નિર્ણયપર આવે ( જુનો જુસ્સો નાબુદ થયો છે એવું અનુમાન કરે ) ત્યારપહેલાં તે ઉપલી હકીકત લક્ષમાં લે એ ઇચ્છવા-જોગ છે. આપણા ચાલુ સમયના કેટલાક દોષોથી તે ગુંચવાય, તેની નજર માત્ર અધમ ધર્મમાર્ગીઓ (ધર્માંધો) ના ટોળા તરફ રહે, તેને સંત પોલ (ખ્રિસ્તી દેવલના આદ્ય ધર્મગુરૂ ) ના કોઇ નાલાયક વંશજની ઉદ્ધતાઇ અ-પ્રિય લાગે, અને તેથી આકળો બની જઇ, એકદમ બોલી ઉઠેઃ " આવી અનીતિભરી બાબતો શામાટે થવા દેવી જોઇએ ? " ( ધર્મમાં આવા ઢોંગો કેમ પાલવે ? ) ત્યારે આપણે તેને શાંત પાડીને કહેવું જોઇએ કે ભાઇ આકળો થા મા ! આ યુગમાં પણ કેટલાક એવા પડયા છે કે જેઓ ઉપલી બધી બાબતો સામે વાંધો ઉઠાવશે, ધર્મઢોંગીઓના જવાબ માગશે, અને ગમે તે મુશ્કેલીઓ છતાં અંતિમ વિજય મેળવવામાં સ્હેજ પણ ડર રાખશે નહિ.

(૬)

આ બધું જાણ્યા બાદ કદાચ રૂઢિઅનુસાર ખ્રિસ્તિ ધર્મ પાળનાર અને તેનો સ્વીકાર ન કરનાર બન્ને ક્ષણભર સત્યનો વિચાર કરવા મંડી પડે. ( હાલમાં તો ) ચૂસ્ત ધર્મશ્રદ્ધાળુ આદમી અને તદ્દન નાસ્તિક આદમી વચ્ચેના વિખવાદથી ખ્રિસ્તી ધર્મનું પાલન થતું બંધ થતું જાય છે અને તે માત્ર વાદવિવાદનો વિષય બનતો જાય છે. જુનો જુસ્સો ફરી પેદા કરવા માટે, આપણે આપણામાં ધર્મને અંગે થતી લડતોમાં કુરબાની કરનારા શ-

હીદોના જેવી તીવ્ર ઉત્કંઠા અને સાહાઇ પાછાં ઉત્પન્ન કરવાં જોઇએ. આવા શહીદો જુલ્મી નીરો (રોમનો એક ક્રૂર જાલીમ) ને કદીયે નાસ્તિક કહેતા ન હતા. તેઓ તેની નિન્દા કરવામાં જ પોતાની મહત્તા માનતા ન હતા, પરંતુ પોતાના ધર્મ તરફની ચૂસ્ત વફાદારી માટે જ્યારે નીરો (સિતમગાર) તેમનાપર સિતમ ગુજારતો ત્યારે તેઓ સંગીત લલકારતાં લલકારતાં સજા સ્વીકારવા માટે મુકરર સ્થળે હર્ષપૂર્વક વિચરતા હતા. આ હકીકત આપણે હમેશ સાંભળીએ છીએ. આવા શહીદોના દૃષ્ટાંતથી આપણે આપણો સંગીત માટેનો પ્રેમ ફરીથી ઉત્તેજિત કરી શકીએ અને બધાં વેરઝેર અને વ્હેમ-દ્વેષો છોડી દઇ શકીએ. જો આપણે આ જુના વિચારમાં (શત્રુની નિંદા નહિ કરતાં પોતાના ધર્મ માટે ક્રૂર સજાઓ પણ સ્વીકારવાનો મોંઘો જીવનમંત્ર) સંગીત અને આનંદ ઓતપ્રોત થયેલા જોઇએ તો તો એકાદ નવા ધર્મમતદ્વારા તે વિચારને સમજાવવાનો-વર્ણવવાનો પ્રયત્ન કરવો એ હાલના સમયમાં યોગ્ય લાગતું નથી. જેને મન એ વિચાર-એ જુનો સિદ્ધાંત-કેવળ ફેશન-સફાઈ કે ટાપટીપ નથી, પણ એક મોંઘો જીવનમંત્ર છે, તે માણસ પોતાનું સમસ્ત જીવન તેજ વિચારને આધારે યોજે છે. તેની જીવનનૌકા એ જ વિચારને લંગરાયેલી રહે છે. જાનને જોખમે પણ પોતાના ધર્મને વળગી રહેવાનો તે મનુષ્યનો સિદ્ધાંત, કદી પણ શત્રુની નિંદા નહિ કરવાનો તેની પ્રજાના શહીદોનો અને ખુદ તેનો સિદ્ધાંત, ભૂતકાળના ગાઢ ધૂમસને ભેદી શકે એવા પ્રચંડ, દેદીપ્યમાન તેજ સમાન છે-તેને આધારે તે અનેક શંકા-કુશંકાઓમાંથી બચી જાય છે. વિશાળ સમુદ્રો ઓળંગવાને તથા અજ્ઞાત પ્રદેશો ખેડવાને માટે તેનો સિદ્ધાંત ઘણો મદદગાર છે. તેને મન તે સિદ્ધાંત અનન્તતાનો વિસ્તાર છે. એની ગહનતાથી જ્યારે તે અંજાઇ જાય છે ત્યારે તે પોતાની આજુબાજુના ચમત્કાર તરફ લક્ષ આપે છે.

ચમત્કારિક વસ્તુ માત્ર તેના સિદ્ધાંતની અસર પામે છે. સુંદર એટલી બધી વસ્તુઓ તેના સિદ્ધાંતને જ પ્રસિદ્ધ કરે છે. પર્વતના શિખરે વિહાર કરતા મધુર પવનની માફક તેને તેના સિદ્ધાંતને લીધે પવિત્ર આનંદલહરિ પ્રાપ્ત થાય છે. સૂર્ય પ્રકાશમાં મનોહર સંગીત સુરો ગજવતા બુલબુલ પક્ષીના કંઠની મધુરતા જેવી જ મધુરતા તેને તેના સિદ્ધાંતમાંથી પ્રાપ્ત થાય છે. વસંત ઋતુની સોહામણી સ્હવારનો અત્યાનંદ તેને પોતાના સિદ્ધાંતમાંથી ઝરતો જણાય છે. જ્યારે આમ તેનો આખો આત્મા એ સિદ્ધાંતમાંથી રંગાય

છે અને પવિત્ર બને છે, ત્યારે તેને કેવળ પોતાના જમાનાના જ ધર્મી પુરુષો અને પોતાના પંથના જ જુલ્મના શિકાર બનેલા અનુયાયીઓપર પ્રેમ ઉત્પન્ન થતો નથી, પણ દરેક યુગ અને દરેક દેશના જે જે મનુષ્યો—આસ્તિક કે નાસ્તિકપર જુલ્મ ગુજારવામાં આવ્યો હતો તે સર્વ માટે તેનું દિલ બળે છે. આસ્તિક હો કે નાસ્તિક હો, ખુદ તેના પંથના હો કે પછી વિરૂદ્ધ પંથના પણ પોતપોતાના પંથને ચુસ્તપણે વળગી રહી લડતમાં ઝં-પલાવનાર કોઇ પણ પુરૂષનો તે ઇન્કાર કરતો નથી. તે સર્વને માન આપે છે, અને કોઇની નિંદા કરતો નથી. " હું કેવળ સતીઆઓને જ (ધર્મ-ચૂસ્તો) નહિ પરંતુ પાપાઓને ( નાસ્તિકોને ) પણ બોલાવવા ( ઉદ્ધારવા ) આવ્યો છું. " એ શબ્દો તેને ( જુની માન્યતા—જુના સિદ્ધાંતને એક મોંઘો જીવનમંત્ર માનનાર ) યાદ આવે છે, અને જુલ્મના ભોગ થયેલા શાસ્ત્રીય મતાનુસારી ધર્માન્ધો તેમ જ નાસ્તિકોપર પણ તેને દયા આવે છે. [ વિરૂદ્ધ મત ધરાવનારપર ક્રોધાયમાન થઈ, તેના મતનું ખંડન કરવામાં આપણા સાચા ધર્મને ભૂલી જવાની તક પેદા કરવા કરતાં, ગમે તે પંથના સાચા મનુષ્ય તરફ સમભાવ રાખવાથી ધર્મના ઝઘડા પતી જશે, પ્રજા એકમત થશે અને ધાર્યાં ધ્યેયો સિદ્ધ કરશે, એ વાત દરેક ધર્મ અને પંથના અનુ-યાયીઓએ ખાસ યાદ રાખવાની છે. ]

(૭)

મારા સૂચવ્યા મુજબનો પ્રયત્ન એકદમ સફળ થઇ શકે, એમ હું નહિ કહું, પરંતુ સામા પક્ષની સચ્ચાઈ (સહૃદયતા) સમજવાની શક્તિવાળા મનુષ્યો એક પક્ષમાં એકત્રિત કરી શકીએ તો આપણે જરૂર એક પગલું આગળ વધીશું જ. અસલની વિખવાદભરેલી સ્થિતિમાં કંઇક તો સુધારો થશે જ. ધર્મ અને તર્કના વિષયોમાં ઘણી મુસ્કેલી હોવાથી, ઝાઝા મતભેદ થાય એમ છે, માટે કોઇ પણ પ્રકારના પ્રતિબંધ રાખવાને બદલે ઉદારતા, સહનશીલતા રાખવા જોઇએ. આમ થશે ત્યારે શાસ્ત્રીયમતાનુસારી માણસ નાસ્તિકની સતામણી કરવાને બદલે પોતાના ધર્મનું યથાર્થ પાલન કરતાં શીખશે, અને નાસ્તિકને પણ પોતાને અપ્રિય એવા અવિચારી આક્ષેપોને બદલે વધુ ઉપયોગી પાઠો શીખવાનો મળશે. આમ છતાં નાસ્તિકને કદાચ શ્રદ્ધા ન બેસે એ બનવાજોગ છે. છતાં તેનામાંથી તિરસ્કાર કરવાની કુટેવ (તો) નાબુદ થશે જ. ધર્મનો પ્રશ્ન જ એવો છે કે તેમાં માણસોને મતભેદ થાય જ. આવે વખતે ( મતભેદ થયા બાદ ) આપણે તેમને બીજો (સારો) રસ્તો ન સુઝાડીએ

તો તેઓ લડી મરશે (મરે જ.) જ્યાંસુધી સ્વાતંત્ર્ય મેળવવાનું બાકી હોય ત્યાંસુધી આપણે રાષ્ટ્રીય લડત (હીલચાલ) માં પ્રવૃત્ત થયા જ છીએ એ વાત આપણે યાદ રાખવી જોઇએ. જ્યારે દેશનાં સ્વાતંત્ર્ય યુદ્ધ ચાલી રહ્યું હોય, અને ધર્મના પરસ્પર ઝઘડાનો પ્રજાની કોમોને ડર હોય, ત્યારે એવા ઝગડાઓથી આપણા પાસા ઉંધા પડે (પ્રજા સ્વાતંત્ર્ય સર કરી ન શકે) એ બનવાજોગ છે. આથી આપણે ધર્મ જેવા ગંભીર પ્રશ્નની નિખાલસપણે યથાયોગ્ય ચર્ચા કરવાની હિંમત મેળવવી જોઇએ. ગંભીર બાબતોમાં નિખાલસપણું જાળવવાની મને તો ખાસ જરૂર જણાય છે. જો આપણે આવા (ધર્મ જેવા) ગંભીર પ્રશ્નોને યથાર્થ રીતે ચર્ચીએ તો પછી ડરવાની કાંઇ જરૂર નથી કારણકે ઘણા માણસોના અંતઃકરણનાં સારી (વ્યાજબી) દલીલોથી ઉંડી અસર થાય છે. આપણને હિંમત અને દ્રઢતાની જરૂર છે. આપણે આપણી ફરજ અનુસાર એકેએક મનુષ્યના હક્ક સહિસલામત રાખીએ તો આપણે સર્વ કોઇનો વિશ્વાસ પ્રાપ્ત કરીશું. આમ થાય તો આપણે વીરને છાજે એવા સુંદર ભવિષ્યની આશા રાખી શકીએ અને પ્રથમ (સૃષ્ટિના આરંભકાળે) ઇશ્વરે જળમાં ચૈતન્ય મુક્યું તે વખતે અંધકાર પર-સૃષ્ટિની અસ્ત વ્યસ્તતા પર—જે જ્યોતિ પડી હતી, તેવી આદ્ય જ્યોતિ તે (ભવિષ્યના) સમયે ફરીથી પૃથ્વીપર પ્રકાશી રહેશે.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### બુદ્ધિસ્વાતંત્ર્ય.

(૧)

'બનતાંસુધી આખા યુરોપના બીજા કોઇ પણ ભાગ કરતાં આયર્લૅાંડમાં વિશેષ બુદ્ધિસ્વાતંત્ર્ય છે' એમ હું કહું તો ઘણાને કદાચ આશ્ચર્ય લાગશે. પ્રચલિત રૂઢિઅનુસાર જેને 'વિચારસ્વાતંત્ર્ય' નો નવો પંથ કહીએ છીએ, એ પંથમાં કાંઇ ખરૂં બુદ્ધિસ્વાતંત્ર્ય નથી. 'વ્હેમ' ને આપણે જેટલે અંશે ખરા બુદ્ધિસ્વાતંત્ર્યથી ભિન્ન ગણીએ છીએ, તેટલે અંશે (યુરોપના બીજા ઘણા ભાગોમાં પ્રચલિત થયેલો) વિચારસ્વાતંત્ર્યનો નવો પંથ પણ ખરા બુદ્ધિસ્વાતંત્ર્યથી તદ્દન ભિન્ન છે. આ હકીકત કોઇ એકદમ કબુલ કરશે નહિ, પણ આપણે તે વિષે ચર્ચા કરીશું તો તેનું સત્ય વ્યક્ત થશે અને સાચી સ્વતંત્રતાને ખાસ આવશ્યક એવા બુદ્ધિસ્વાતંત્ર્યને અંતરાયરૂપ કેટલીક શંકાઓ પણ દૂર થશે.

(૨)

આ 'વિચારસ્વાતંત્ર્ય' ના પંથ ઉપર ટીકા-ચર્ચા કરવાનો મારો કાંઈ ઇરાદો નથી; પણ જ્યારે આપણે બુદ્ધિસ્વાતંત્ર્ય કોને કહેવાય એ પ્રશ્નપર વિચાર ચલાવીયે ત્યારે આ વિચારસ્વાતંત્ર્યના પંથ તરફ બીલકુલ દુર્લક્ષ કરી શકીએ નહિં. આ પંથપર જ્યારે કંઇ કહીએ ત્યારે આપણે એટલી વાત લક્ષમાં રાખવી જોઇએ કે એ પંથને આધારે ઘણી બાબતોમાં તો સ્વતંત્ર અભિપ્રાય દર્શાવી શકાય છે, પણ કાંઈ એકેએક બાબતમાં અભિપ્રાય-સ્વાતંત્ર્ય મળી શકતું નથી. દાખલા તરીકે, 'અપૌરૂષેય ધર્મ' વિષે આ પંથને આધારે સ્વતંત્ર અભિપ્રાય આપી શકાય નહિ. આ વાતનો ઇસારો કરી હું એમ બતાવવા માંગું છું કે આવા અગત્યના ('અપૌરૂષેય ધર્મ' જેવા) સવાલો ચર્ચનારા બન્ને પક્ષમાં સ્વમતાગ્રહી વાદકર્ત્તાઓ હોય છે જ. એક પક્ષ પોતાના મતનો આગ્રહ કરી 'હા' કહે છે, ત્યારે બીજો સ્વમતાગ્રહી એટલા જ જોરથી 'ના' કહે છે. મત મતમાં ફેર છે, પરંતુ અહીં એવા મતોપર વિવેચન કરવું એ આપણું કર્ત્તવ્ય નથી. હવે આપણા હાથપર લીધેલા પ્રશ્નનું (બુદ્ધિસ્વાતંત્ર્યનું) યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે આટલી નીચેની વાત ધ્યાનપર લેવાની છે. જો તમે ખુદ તમારી ઇચ્છાએ (કોઇના કહ્યા અગર સૂચવ્યા વગર) અમુક સિદ્ધાંતમાં શ્રદ્ધા રાખો, અમુક સિદ્ધાંતને માન્ય રાખો, તોપણ વિચારસ્વાતંત્ર્યમાં માનનારા તો એમ જ કહે છે કે સ્વતંત્ર મનથી વિચાર કરીને તમે તે સિદ્ધાંતપર આવતા નથી, તમારૂં મત બાંધીને જ તમે એ મતપર આવ્યા છો, તમે ખુદ સ્વેચ્છાએ જ તમારી વિચારશક્તિથી જ અમુક મત પર આવ્યા હશો તોપણ 'વિચારસ્વાતંત્ર્ય' ના પંથમાં માનનારા તો એવી જ દલીલ કરશે કે એમાં તમે કશું જ નવું કર્યું નથી! અસલ તે મત ચાલતો હતો અને તેથી જ તમે તેને માનવા લાગ્યા છો. ઠીક, તેઓ 'વિચારસ્વાતંત્ર્ય' ના પંથમાં માનનારા પોતાના અભિપ્રાય માટે એટલો બધો આગ્રહ ધરાવે છે, તે વ્યાજબી છે. પણ ત્યારે બીજાને પોતાના અભિપ્રાય-સિદ્ધાંત-ધરાવવાનો એટલો હક્ક નથી શું? પરંતુ તેઓ બીજાના હક્ક તરફ દુર્લક્ષ કરતા જણાય છે. પોતાના ગમે તેવા મતને હઠાગ્રહથી વળગી રહેવાની છુટ હોવી એ પણ સ્વતંત્રતાની એક વ્યાખ્યા છે. મારી તો એટલી જ ટીકા છે કે કોઇ પણ જાતના નિયમને અંગીકાર ન કરવો એ કાંઇ ખરૂં સ્વાતંત્ર્ય ન કહેવાય. ઘણા લોકો 'અમે પવન જેવા, અમે પક્ષી જેવા' છુટા છીએ એમ કહે છે, પણ આવું છુટાપણું એ કાંઇ ખરૂં બુદ્ધિ

સ્વાતંત્ર્ય નથી, એ વાત આપણે યાદ રાખવી જોઇએ. કેવળ અનિશ્ચિતતા એ કાંઇ ખરૂં સ્વાતંત્ર્ય નથી.

(૩)

ત્યારે, ખરૂં બુદ્ધિસ્વાતંત્ર્ય કયું છે તેનો આપણે યોગ્ય ખ્યાલ મેળવવો જોઇએ. બુદ્ધિસ્વાતંત્ર્ય પ્રત્યેક વ્યક્તિને પોતાના જીવનનો આદર્શ સ્વીકારવાની અને તે આદર્શને (સિદ્ધ) પ્રાપ્ત કરવાની છૂટમાં રહેલું છે. તેના આદર્શરૂપી ઉત્તર ધ્રુવનો તારો તેને અમુક માર્ગે અંગુલિ-નિર્દેશ કરે છે, અને જેટલે અંશે તે આ તારાએ બતાવેલી દિશામાં ચાલ્યો જાય, તેટલે અંશે તેની (ખરી) સ્વતંત્રતા છે. આ દેખીતા વિરોધાભાસથી (અમુક નિયમથી બંધાવામાં સ્વતંત્રતા કેવી?) આપણે ગુંચવણમા પડીએ, એ વાત શકય છે, પરંતુ એક ઉદાહરણ લેવાથી ઉપલી હકીકત સિદ્ધ થશે. ધારો કે એક માણસ વહાણ ખરાબે ચઢી જવાથી માત્ર ખુલ્લી સઢ વિનાની હોડીમાં હોકાયંત્ર કે સુકાન વિના ભરદરીએ અટવાયો છે. તેની જીંદગીનો આધાર પવન અને મોજાં ઉપર છે. તે સ્વતંત્ર નથી, એટલું જ નહિ, પણ છેક નિરાધાર છે. પણ તેને સુકાન અને હોકાયંત્ર આપો અને તે એકદમ પોતાનો માર્ગ શોધી કાઢશે, કારણકે તેમનો ઉપ-યોગ કરવાથી તે પોતે ક્યાં છે તે તે જાણી જાય છે અને તેથી તે આ તોફાનમાંથી ઉગરવાનો માર્ગ શોધી કાઢશે. તેને હોડીમાં બાકાં પાડી હોડી ડૂબાવી દેવાની કે તેને ખડક સામે ધસડી જવાની અગર એવી બીજી ગાંડાઇ કરવાની છુટ છે, પણ જો તેને સ્વતંત્ર થવું જ હોય, તોફા-નમાંથી છુટવું જ હોય, તો તો તેણે હોકાયંત્રની દિશા તરફ જ વળવું યોગ્ય છે. જો તે હોકાયંત્રની દિશા તરફ વળે તો જ તેનામાં બુદ્ધિ-સ્વાતંત્ર્ય છે, એમ કહી શકાય.

(૪)

આ ઉપરથી આપણે હાલના વાદવિવાદમાં જે ગોટાળો ઉત્પન્ન થાય છે તેનું ખાસ કારણ શું છે, તે કળી શકીશું. અમુક માણસ નિષ્પક્ષપાત ન હોવાનો ડોળ કરી કહે છે, "હું મારા દૃષ્ટિબિંદુને બાજુએ મૂકીશ અને કેવળ તમારા—વિરોધીના—દૃષ્ટિબિંદુથી અમુક (ચાલુ) વિષયનો વિચાર કરીશ." આ કેવળ દંભ જ છે. જો તે મનુષ્ય પોતાનો મત પ્રમાણિકપણે ધરાવતો હોય, છતાં એમ કહે કે હું તમારૂં દૃષ્ટિબિંદુ બાજુપર મુકી સામાના તમારા દૃષ્ટિબિંદુથી હાથપરના પ્રશ્નનો વિચાર કરીશ તો તે સામાને તેમ જ પોતાની

જાતને છેતરે છે. ઉપર ઉપરથી કદાચ તે એમ કરી શકે એમ લાગે; પણ તેનાપર તેના દૃઢ મતની અદૃશ્ય રીતે પણ અસર થાય છે–થવાની જ. જેમ આજુબાજુના વાતાવરણથી તે અળગો થઇ શકતો નથી, તેમ તે પોતાના મતની અસર પામ્યા વગર રહી શકતો નથી–શકે જ નહિ. તે અને તેનો મત ભિન્ન નથી. સર્વત્ર અને સદાકાળ તેનો મત તેની સાથે જ હોય છે. તેના એકેએક કૃત્ય અને અભિપ્રાય તે મત અનુસાર જ હોય છે. એ મનુષ્ય પોતાના મતનો સંપૂર્ણ ત્યાગ કરે તો જ તે તેનાથી મુક્ત થઇ શકે. જ્યાંસુધી પોતાના મતનો ત્યાગ કર્યો ન હોય, ત્યાંસુધી પોતાનું દૃષ્ટિબિંદુ કોરે મૂકી, સામાના દૃષ્ટિબિંદુથી અભિપ્રાય બાંધવાનો તથા નિષ્પક્ષપાતી હોવાનો દાવો કરવો એ કેવળ દંભ છે. જો ભોગજોગે તે એવી સ્થિતિમાં આવી પડે કે પોતાના મત–સિદ્ધાંતની અદૃશ્યપણે સ્હેજ પણ અસર પામ્યા વિના તે સામાના દૃષ્ટિબિંદુથી વિચાર કરવા મંડી પડી શકે તો તો એમ જ માનવું કે તેણે પોતાનો સિદ્ધાંત ત્યાગ્યો છે. એવે વખતે તેની સ્થિતિ વહાણ ખરાબે ચઢવાથી હોકાયંત્ર અને સુકાન વિગેરે સાધનરહિત બનેલા પેલા વહાણવટી જેવી નિરાધાર છે. તે અસ્થિર વૃત્તિનો બને છે અને વિચારના ગમે તે પ્રવાહમાં તણાઇ જાય છે. આવી દશામાં જો તે પોતાના અસલી મતપર આવવાને–ફરીથી તે મત સ્વીકારવા ઇચ્છતો હોય તો તો જાણે તેણે પ્રથમ તે મતને સ્વીકાર્યો જ ન હતો એવી રીતે તેણે ફરીથી શરૂઆત કરવી ઘટે. પારકાના દૃષ્ટિબિંદુથી વિચાર ચલાવી શકનાર માણસે પોતાના સિદ્ધાંતનો ત્યાગ કર્યો જ હોય. આથી જો ફરીથી મૂળ મતપર આવવું હોય અને વિચારના ગમે તે વેગમાં ઘસડાઇ જતાં અટકવું હોય તો તેણે નવી જ શરૂઆત કરવી જોઇએ. પોતે પોતાનો મૂળ સિદ્ધાંત પ્રમાણિકપણે ધરાવતો હોય છતાં તે એમ કહે કે હું મારા દૃષ્ટિબિંદુને કોરે મૂકી સામાના દૃષ્ટિબિંદુથી અભિપ્રાય બાંધી શકું તો એ તો કેવળ છેતરપીંડી છે. જો તે પોતાનો મત પ્રમાણિકપણે ધરાવતો હોય તો તેણે એવી છેતરપીંડી છોડવી જોઇએ. આવા પ્રકારની વૃત્તિ તો માનસશાસ્ત્રની વિરૂદ્ધ છે. આવો ખોટો દંભ કરવા કરતાં તો દરેક મનુષ્યે સામાના તરફ ન્યાયી થવાની પોતાની ફરજ માનવી જોઇએ. આ જ નિખાલસ અને પ્રમાણિક માર્ગ છે. જ્યાંસુધી તે પોતાના આદર્શરૂપી ઉત્તર ધ્રુવે નિર્દિષ્ટ કરેલા માર્ગે ચાલ્યો જાય; ત્યાંસુધી તે તેના પ્રકાશમાં રહે છે–તેને મુશ્કેલીઓ નડતી નથી. જાણ્યે અજાણ્યે પણ તેનો હાથ સુકાનપર છે અને ચોકસાઇ અને સાવધાનતાથી ચક્ર પાસે બેઠા બેઠા ખુદ પોતાની આંખે જ તે બધી પ્રવાહનો સારો અ-

ભ્યાસ કરી શકે એ તેણે જાણવું જોઇએ. (આમ કરે તો જ તેનું વહાણ ખરાબે ચઢવાની ભીતિ નથી.) એક યા અન્ય (ચક્ર યા સુકાન)નો ત્યાગ કરવો એ પોતાની વફાદારી ગુમાવવા બરાબર છે. જો અજ્ઞાનપણે પણ ચક્ર કે સુકાન દારઆમાં ફેંકી દેવામાં આવે તો પછી ઉગરવાનો શો આરો? આથી જો પ્રત્યેક મનુષ્ય પોતાના આદર્શને દૃઢતાથી વળગી રહે અને 'સામાના દૃષ્ટિબિંદુથી વિચાર કરૂં છું' એવું મિથ્યા ભાન છોડી દે તો હાલના વાદવિવાદમાનો ગોટાળો કેટલેક અંશે નાશ પામે અને પોતપોતાના મત ધરાવનારા મનુષ્યો સહિસલામત રહી શકે.

(૫)

હવે જો પોતાના આદર્શને વફાદારીથી વળગી રહેવાની અને તેને પ્રાપ્ત કરવાની છૂટ—એને આપણે ખરૂં બુદ્ધિસ્વાતંત્ર્ય કહીએ તો પછી તેનો નિષેધ ક્યારે થયો કહેવાય? આનો જવાબ નીચે પ્રમાણે છે. બુદ્ધિસ્વાતંત્ર્યનો નિષેધ થયેલો સિદ્ધ કરવા માટે નીચેની હકીકત ધ્યાનપર લેવી જોઇએ. મનુષ્યને જીવન માર્ગ બતાવનારા સિદ્ધાંતોની આસપાસ હમેશાં બીજા કેટલાક સંગત ખોટા વ્હેમો સંખ્યાબંધ ઊભા થાય છે, અને જનસમાજના મોટા ભાગની નજરે આવા ખોટા વ્હેમો (હિંદુસ્થાનના કેટલાક લોકો મહાત્મા ગાંધીજીની માન્યતાઓ લે છે. આ કેવળ ખોટા વ્હેમ જ કહી શકાય. આવા વ્હેમોને પ્રધાનપદ આપવામાં બુદ્ધિસ્વાતંત્ર્યનો નિષેધ છે.) માનનારાની સંખ્યાને બળે અને તેમને ટેકો આપનારાઓની સત્તાને લીધે આવા વિચારો ચાલતે દહાડે ઘણા પ્રમાણમાં વધી જાય છે અને ઘણા બળવાન બને છે. આથી તેમના અસ્તિત્વમાં અનિષ્ટ જોનારા અને તેમને નિર્મૂળ કરવાની પોતાની ફરજ માનનારા સાચા અને પવિત્ર અંતઃકરણવાળા ઉત્સાહી માણસોમાં ઘણા થોડા લોકો સમજી, વખાણી કે ઉત્તેજિત કરી શકે એવી હિંમત અને એવી માનસિક સ્વતંત્રતા (ની ખાસ જરૂર છે) હોય એ ખાસ આવશ્યક છે. મનુષ્યના સિદ્ધાંતોની સાથે સાથે જન્મ પામતા ખોટા વ્હેમો બાગમાંના નકામા અને ઝેરી છોડવા જેવા છે. તેથી બાગનાં પુષ્પો, વૃક્ષો અને ફળો કરમાય છે, (તેના સિદ્ધાંતને ધોકો પહોંચે છે), અને તેણે હાથમાં અગ્નિ અને તરવાર લઇ—અર્થાત્-સખ્ત મહેનતથી, નિર્દય બાહુબળથી તેવી (ઝેરી છોડવા—ખોટા વ્હેમો) વસ્તુઓને જડમૂળથી ઉખેડી નાંખવી જોઇએ. આ કાર્યમાં તેને હિંમત અને બળ ઉપરાંત ઉત્સાહ, ધૈર્ય અને અનંત ખંતની જરૂર જણાશે, કારણકે લોક તો તેમને પોતાને સ્વતંત્રતા માટે લડવ ચ-

લાવવાને ઉત્તેજિત કરે એવી ધમશ કરતાં પણ પોતાના ખોટા વ્હેમોને વધુ વેગવંત અને ઉગ્ર ઉત્સાહથી રક્ષે છે. આથી આવાં અનિષ્ટોનું નામનિશાન કાઢી નાંખવા ઇચ્છનાર માણસપર, તેના સિદ્ધાંતોને તિરસ્કારનાર અને તેના પંથને અસત્ય માનનાર લોકોની સંખ્યાના પ્રમાણમાં, દગાખોર, દંભી અને કુટિલ સ્વભાવનો અગર અધર્મી હોવાનો આરોપ આવશે અને બીજી બાજુ, તેના જ સિદ્ધાંતને સ્વીકારનારાઓ, આવા માણસમાં હિંમત અને નિખાલસપણું હોવાથી, તેને પોતાના પક્ષમાં ઊભા થયેલા શત્રુ તરીકે માની તેના પર તિરસ્કાર વર્ષાવે છે. આમ તેનાપર તિરસ્કાર વર્ષાવવામાં તેના શત્રુઓ તથા તેના ધર્મબંધુઓનો અજબ યોગ થશે અને આ યોગ તરફથી તેના પર સતત હુમલા જારી રહેશે. આમ છતાં, તેણે તો મક્કમ રહેવું જ જોઇએ. શુદ્ધ સિદ્ધાંતની સાથે સાથે ઉભા થતા હાનિકારક ખોટા વ્હેમો નાબુદ કરવા માટે તેણે શત્રુ તેમ જ મિત્ર તરફના આવા હુમલાઓની કશી દરકાર કરવી ન જોઇએ. તેણે દઢતા અને વફાદારીથી પોતાના સિદ્ધાંતને વળગી રહેવું જોઇએ. જો તેનામાં આટલું કરવા જેટલી હિંમત હશે તો તે ખરા બુદ્ધિસ્વાતંત્ર્યનો જીવતો જાગતો દાખલો થઇ પડશે.

(૬)

હવે જો આપણે વિચારસ્વાતંત્ર્યના પંથમાં માનનારા તેમ જ ધર્મચુસ્ત પુરૂષોના કેટલાક ખોટા વ્હેમો વિષે વિચાર કરીશું તો આપણને કાંઇક લાભ થશે. પ્રથમ આપણે વિચારસ્વાતંત્ર્યમાં માનનારાના ખોટા વ્હેમો તપાસીશું. તેના વ્હેમો નાબુદ કરવા ઘણા મુશ્કેલ છે. બર્નાર્ડ શૉએ (વિચારસ્વાતંત્ર્ય પંથનો એક મુખ્ય લેખક) જે હકીકત (અર્થાત્-પાદરીઓને જેટલા ભુંડા ચિતરવામાં આવે છે, તેટલા તેઓ ભુંડા નથી, એ હકીકત) હજી હમણાં જ સિદ્ધ કરી બતાવી તે જો હું પ્રથમથી જ માનતો હોઉં, તોપણ વિચારસ્વાતંત્ર્યના પંથમાં માનનારો એમ જ કહેશે કે એમાં મેં ખરૂં બુદ્ધિસ્વાતંત્ર્ય બતાવ્યું નથી. ધર્મગુરૂઓ પૈકી ઘણાયે તમારા પહેલાં એવો મત જાહેર કરતા હતા અને તમે પણ તેમનું કહ્યું અંધ શ્રદ્ધાથી માનીને જ ઉપર પ્રમાણેના અનુમાનપર આવ્યા છો. તમે તમારી જાતે સ્વતંત્ર વિચાર કર્યો નથી " વિગેરે-વિગેરે આમ તે મારામાં માનસિક સ્વતંત્રતાનું મીંડું જુએ છે. એ વિષયપર વિચાર ચલાવવાનો અને ઉપર પ્રમાણેના અનુમાનપર આવવાનો મારો હક્ક તો કાંઇ હિસાબમાં જ નથી. આથી ઉલટું જો હું એકાદ સિદ્ધાંતમાં માનતો હોઉં અને પછી

તેને છોડી દઉં તો વિચાર–સ્વાતંત્ર્યના પંથમાં માનનાર એકદમ સહર્ષ બોલી ઉઠશેઃ–" સાબાશ, આ કેવો બહાદુર વીર પુરૂષ છે. એણે માનસિક ગુલામી ફેંકી દીધી છે; હવે એ સ્વતંત્ર વિચાર કરી શકે છે " વિગેરે ( આ બધું તેમને ઉદ્દેશીને કહેશે ). ખરેખર આ એક ગંભીર ગુંચવણ છે. જો કોઇ પણ મનુષ્યે અમુક સિદ્ધાંતનો ત્યાગ કર્યો હોય અને તે વિષે તે જાહેરમાં બધે કહેતો ફરે તો આવી હિંમત બદલ તેને સાબાશી ધટતી નથી. જે સિદ્ધાંતમાં તે પ્રથમ માનતો હતો, અગર તે તેમાં માનતો હતો એવી બીજાની ધારણા હતી, તે સિદ્ધાંત તેને પાછળથી નિઃસત્ત્વ કે નિર્માલ્ય જણાય તો બીજાઓ તે સિદ્ધાંત પાળતા હોય તેથી તેને ડરવાનું શું કારણ હોય ? સામાના આવા નિઃસત્ત્વ સિદ્ધાંતથી તેને ગંભીર પરિણામો વેઠવાં પડશે એવું જો તે કહે તો તે કેવળ ભ્રમણા જ છે. પોતે તે સિદ્ધાંત છોડી દીધો છે એવું માત્ર જાહેર કરવામાં છાંટાભર પણ હિંમત નથી. હિંમત એ તો નિશ્ચયાત્મક ગુણ છે. છતાં કદાચ તેનામાં તેવી હિંમત પણ હોય, ધારો કે તે પોતાના આધાર તરીકે ( પ્રથમ સિદ્ધાંત છોડીને ) એકાદ સામાજિક સિદ્ધાંત સ્વીકારે છે. તેમાં તેને ઉન્નતિના ઉજ્જવલ ભવિષ્યનો ભાસ થાય છે. તેના આ નવા સિદ્ધાંતની આજુબાજુ પણ ખોટા વ્હેમોનું જૂથ ઊભું થયેલું તેને માલુમ પડશે. હવે આ નવા સિદ્ધાંતને સ્વીકાર્યા બાદ–આ નવા પંથમાં ભળ્યા બાદ–જો વિચારસ્વાતંત્ર્યના પંથમાં માનનાર વ્યક્તિની નજરમાં સુંદર અને નિશ્ચયાત્મક જણાતા એકે એક અભિપ્રાય–ખોટા વ્હેમ-ને માનવાની તે ના કહે તો તેના નવા મિત્રો તેને ગણકારશે નહિ અને તેનો તિરસ્કાર કરશે. ( આથી ) જીવન પ્રત્યે સહૃદય દૃષ્ટિ પ્રાપ્ત કરવા માટે તેનામાં ખરૂં બુદ્ધિસ્વાતંત્ર્ય હોવું જોઇએ. આ બુદ્ધિસ્વાતંત્ર્ય કેવળ નામનું ન હોવું જોઇએ અને જ્ઞાન તથા ધર્મની પ્રગતિમાં અંતરાય નાંખનારાની કડવી ટીકા કરવા કરતાં, પોતાની ફરજનું યથાયોગ્ય ભાન અને તેના અંગત કામોને વ્યાજબી ઠેરવવાની શક્તિ તેનામાં ખાસ કરીને હોવાં જોઇએ.

(૭)

ધર્મચૂસ્ત પુરૂષના ખોટા વ્હેમો નાબુદ કરવાનું કામ પણ કાંઇ એછું મુસ્કેલ નથી. અશ્રદ્ધાળુ લોકોને દુષ્ટ કહેવા, અવિવેક અને અવિચારથી તેમનો તિરસ્કાર કરવો એમાં કાંઇ હેતુ સરતો નથી, અને એથી કોઇ પણ માર્ગે વળી શકાય જ નહિ. ચારે બાજુ દુષ્ટ માણસો તો છે જ ( પણ ) આપણું ધોરણ એવું હોવું જોઇએ કે બધા પક્ષોમાંના સાચા સહૃદયી માણસોને

આપણે વીરશ્રી કાઢી શકીએ. બીજાઓને તિરસ્કારવામાં–અશ્રદ્ધાળુ કે નાસ્તિકોની નિંદા કરવામાં કાંઇ પોતપોતાના પંથ તરફની વફાદારી બતાવી શકાય નહિ. આપણે આપણા સિદ્ધાંતો આપણા જીવન અને આચરણમાં ઉતારીએ તો જ આપણે આપણા પંથને વફાદાર રહ્યા કહેવાઇએ. દરેક પક્ષ–પંથ–માંથી દંભીઓને દૂર કરવાનું કામ વ્યાજબી છે, પણ આ કામ હાથપર લઇએ ત્યારે આપણે કેવળ આપણા પંથમાંના દંભીઓની ખાત્રી કરી શકીએ. (ત્યારબાદ આપણે તેમને દૂર ન કરીએ તો પછી બીજું કયું યોગ્ય કામ કરી શકીએ?) દરેક પક્ષને માથે પોતાના પથમાંથી દંભીઓને દૂર કરવાનો ભાર લાધવો જ જોઇએ. એક પણ અપવાદ વગર એકેએક મનુષ્યને માથે પોતાના સિદ્ધાંતો જીવનમાં ઉતારવાની અને ખોટા વ્હેમોને તિલાંજલિ આપવાનો ભાર હોવો જ જોઇએ. પુરાતન સમયમાં, જે શહિદો પોતાના સિદ્ધાંતને ખાતર જુલ્મીઓની નિર્દય સજાઓ સ્વીકારી સિંહના મુખમાં પોતાના પ્રાણ હોમવા તત્પર બન્યા હતા, તે શહિદો ખ્રિસ્તિ ધર્મના માણસો માટે સારા દૃષ્ટાંતરૂપ છે. આમ સિદ્ધાંત માટે પ્રાણનું બલિદાન આપવાનું કૃત્ય જો ખ્રિસ્તીઓ વધુ મોંઘું અને પ્યારૂં ગણે તો તેઓ ઘણી પ્રશંસાને પાત્ર થાય. પણ હાલમાં શો જવાબ મળશે એ તો સૌ કોઇ પહેલેથી કલ્પી શકે. લોકો કહેશે, "આ જમાનામાં એટલા બધા આકરા સિદ્ધાંતપાલનની જરૂર નથી. પૂર્વયુગ જેવો આ કટોકટીનો યુગ નથી. હાલમાં ધર્મ માટે જાન કુરબાન કરવાનું કહેવામાં આવતું નથી." વારૂ, પણ આના જવાબમાં કોઇ માણસ આમ કહી શકે:—"આપણો યુગ પણ કદાચ ધર્મ માટે કુરબાની કરવામાં રહેલી ઉંચી સેવા કરવાની તક વિનાનો નહિ રહે, આપણો યુગ પણ પ્રથમના યુગ જેટલો જ કટોકટીભર્યો બને, આપણને પણ કદાચ જુલ્મીઓના સિતમને વશ થઇ ધર્મ માટે સિંહમુખમાં પ્રવેશ કરવાની–મોતની મેમાનગીરી સ્વીકારવાની તક મળે, પણ કદાચ આપણે જ તેમ કરવા (મોતને વધાવી લેવા–સિંહમુખમાં પ્રવેશ કરવા) તૈયાર ન બનીએ એ વધુ બનવાજોગ છે; આપણા જમાનામાં પણ આપણી આકરી કસોટી થવાની. પણ આપણે છાનામાના એવી તકોને જવા દઇએ છીએ. આપણે એવી કસોટીમાં ઉતરતાં ડરીએ છીએ, કારણકે અશ્રદ્ધાળુ–નાસ્તિકને ગાળો દેવાનું આપણને બહુ સહેલું થઇ પડયું છે. ધર્મ માટે કદાચ આકરી કસોટીમાં પણ ઉતરવું પડે, આપણા પ્રાણ પણ પાથરવા પડે; અને આપણે તેમ કરવા તત્પર બનીએ તો જ આપણે આપણા પંથ (ધર્મ) તરફ વફાદારી બતાવીએ છીએ, એમ કહી શકાય. આવી વફાદારી બતાવીશું તો આપણે

આપણા પંથમાંથી દંભીઓને દૂર કરી શકીશું. પોતાની જવાબદારી-ફરજને વધુ સમજનારો સાચો સહૃદયી માણસ વધુ હેતાળ, વધુ ઉદાર અને વધુ ન્યાયી બનશે, તે વધુ વિચારશીલ બનશે, નાસ્તિકને કેવળ ગાળો ભાંડયા નહિ કરે. ન્યુમેનની માફક તે પણ સમજી જશે કે ઘડી ઘડી પ્રશ્ન કરનાર માણસ પ્રશ્ન કરીને પોતાની અશ્રદ્ધા-શંકા જાહેર કરે છે; અને એવી શંકાઓનું નિવારણ થાય તો કદાચ તે એકાદ પંથમાં સાચી શ્રદ્ધા ધરાવતો થઇ જાય. જ્યારે કોઇ મનુષ્યને અમુક પંથમાં શંકા હોય, ત્યારે તે પ્રશ્નો ન કરે તો બીજું શું કરે ? પ્રશ્ન ન કરવો એ તો તેની બાબતમાં અશ્રદ્ધામાં સંતોષ માનવા બરાબર છે. એમ તો એની અશ્રદ્ધા વધતી જ જશે. આથી કોઇ પ્રશ્ન કરે-શંકા ઉઠાવે ત્યારે તેને નાસ્તિક કે અશ્રદ્ધાળુ કહી તિરસ્કારી કાઢવો એ અણઘટતું છે. તેને પ્રશ્નો કરવાનું ઉત્તેજન આપવું જોઇએ. પરિણામે તેની શંકાઓનું સમાધાન થશે અને તેને આપણા સિદ્ધાંતમાં શ્રદ્ધા બેસશે. આપણે પણ તેને એક બે પ્રશ્નો પૂછવા જોઇએ. આવી વૃત્તિથી ( નિંદવાની નહિ, પરંતુ પરસ્પરની શંકાનું સમાધાન કરવાની ) સહવાસમાં આવતા પક્ષોમાં-મનુષ્યોમાં હજુ પણ મતભેદ રહે, એ બનવાજોગ છે. પણ આમ પોતપોતાના આદર્શમાંની અડગ શ્રદ્ધાને લીધે તેમનામાં પરસ્પર પ્રેમ અને સહાનુભૂતિ જન્મ પામશે. " હું તમારા મતને મળતો નથી " એમ એક જણ બીજાને કહેશે. તેમનામાં મતભેદ હશે, પણ બન્ને જણ પોતપોતાના મતને અડગ વફાદારીથી વળગી રહેશે. આ પણ ખરૂં બુદ્ધિસ્વાતંત્ર્ય છે. એ ખરેખર સુંદર છે અને આવી સ્વતંત્રતા મેળવવા માટે યત્ન કરવો જ જોઇએ. આપણે જે ઝેરવેર, કડવાશ, જુનાં બાળો, નિર્દયતા વિગેરેમાં ટેવાઇ ગયા છીએ, તે સર્વે આપણા સિદ્ધાતો દાબી દેવા માટે ઉદ્ભવેલા ખોટા વ્હેમોને લીધે જ છે. એ વ્હેમો આ સિદ્ધાંતના સુંદર બાગમાં ફલ, ફુલ અને વૃક્ષને ઉગતાં-ખીલતાં અટકાવનારા ઝેરી છોડવા જેવા છે. આપણાં સુંદર સ્વપ્નાંઓને આવા ખોટા વ્હેમો વણસાડે છે. તેમના સ્વીકારમાં આપણા સિદ્ધાંતનો નિષેધ સમાયેલો છે. આવા વ્હેમોને સ્વીકારવાથી આપણી માનસિક ગુલામી જ સિદ્ધ થાય. આપણે આવા વ્હેમોને તિલાંજલિ આપીએ અને આપણા સિદ્ધાંતને જ પ્રધાનપદ આપીને તેને અડગ વફાદારીથી વળગી રહીએ તો જ આપણામાં બુદ્ધિસ્વાતંત્ર્ય કહેવાય. જ્યાં જ્યાં ઇશ્વરના અંશ છે, ત્યાં ત્યાં જ ખરી સ્વતંત્રતા છે. ( દુશ્મનને ગાળો દેવામાં નહિ, પરંતુ પોતાના સિદ્ધાંતને મક્કમપણે વળગી રહેવામાં અને પોતાના આદર્શમાં સિદ્ધિ મેળવવામાં જ ખરી સ્વતંત્રતા છે ).

(૮)

ત્યારે ખરા બુદ્ધિસ્વાતંત્ર્યનું આ જ મૂળ છે. આપણે આપણા પોતાના આદર્શને સ્વીકારવાની તથા તેને સિદ્ધ કરવાની છુટનો દાવો કરવો અને તેટલા જ પ્રમાણમાં બીજાઓને પણ તેમના સિદ્ધાંત સ્વીકારવાની તથા સિદ્ધ કરવાની છુટ લેવા દેવી એ જ યોગ્ય માર્ગ છે. એ માર્ગે જ બધા મુક્તિ મેળવી શકે–બધા સ્વતંત્ર બની શકે. આપણે જે સિદ્ધાંત સ્વીકારતા હોઇએ તે સિદ્ધાંત બીજાના પર બળજોરીથી ઠસાવવો એ તેને ભ્રમણમાં નાંખવા કરતાં અને જાતે મિથ્યાભિમાન રાખવા કરતાં યે વધુ બુરી ચીજ છે. જે સિદ્ધાંતને તે ( બીજો માણસ ) હૃદયમાં માનતો નથી, તેને જો તે મોઢેથી વધાવી લે–તે વિષે જો તે કેવળ મોઢેથી ઉપદેશ કરતો ફરે, તો તે પોતાની જાતને છેતરશે અને આપણને ભયરૂપ નિવડશે. જયાં તેના આદર્શરૂપ ઉત્તર ધ્રુવનો તારો તેને અંગુલિનિર્દેશ કરી રહ્યો હોય, ત્યાં જ–તે દિશામાં જ–તેને પળવા દેવો જોઇએ. આપણે તેના પંથમાં દોષો કાઢવા–તેના પંથને અપૂર્ણ કે અનુરૂપ કહેવો એ આપણને છાજતું નથી. તે પોતાના સિદ્ધાંત માટે લડતમાં ઝૂઝશે અને આ લડતમાં પરોવાયેલો તે પોતાના સિદ્ધાંતની કસોટી કરી શકશે. પોતાનો આદર્શ સામાના મનપર બળજોરીથી ન ઠસાવવો અને અડગ વફાદારીથી પોતાના સિદ્ધાંતને વળગી રહેવું, એ જ બધા આબરૂદાર માણસો માટે શ્રેષ્ઠ માર્ગ છે. કોઇ પણ મનુષ્યે તે સામે વાંધો ઉઠાવવો લાજમ નથી. હું ફરીથી કહું છું કે પોતાના સિદ્ધાંતોને જીવનમાં ઉતારીને પોતાના પંથને વ્યાજબી ઠેરવવાની સર્વેને માથે એકસરખી ફરજ છે. આ આપણી જીંદગી એ એક દૈવી સાહસ છે અને જેનો આદર્શ સુંદર, અડગ અને સ્પષ્ટ હશે તે જ આ સાહસમાં સૌથી આગળ વધી શકશે. **કાયરોને ઇશ્વર કદીએ યશ–કીર્તિથી નવાજતો નથી.** જે માણસ પોતાની બુદ્ધિ રખેને નાશ પામે–વપરાઇ જાય એવા ડરથી તેને દાટી રાખી ( તેનો ઉપયોગ કરે નહિ ) તેને ઇશ્વરે છેક અંધકારમાં ફેંકી દીધો હતો. જે મનુષ્ય નિર્ભયપણે પોતાની લડતમાં આગળ ધપશે તે જ સાચો ઠરશે. "**શ્રદ્ધાશીલને સર્વ શક્ય છે.**" બન્ને પક્ષ ( વિચારસ્વાતંત્ર્યવાળા તેમ જ ધર્મચૂસ્ત પુરૂષો ), કસોટી તરીકે તેમને ભયંકર ભવાટવિમાં હિંમતપૂર્વક ઘૂમવાની સૂચના કરવામાં આવશે ત્યારે કદાચ આશ્ચર્યચકિત થશે. વિચારસ્વાતંત્ર્યના નવા પંથમાં માનનારને એમ કહેવામાં આવશે કે તેણે જોઇએ તેટલી પ્રગતિ

ફરી નથી, ત્યારે તે આશ્ચર્યમાં ગરકાવ થશે. હિંમતપૂર્વક જીવનસાગરમાં ઝંપલાવવાની કસોટીથી તે બીહે, પરંતુ એ જ તેની સચ્ચાઇની એક જ અને સાચી કસોટી છે. જે મનુષ્યને શ્રદ્ધા છે કે તેનો પોતાનો શ્વાસ બંધ પડયા પછી–પ્રાણ છુટયા પછી–પણ તેનું નામ ભુંસાશે નહિ, જે આખા ઇતિહાસને પોતાના વારસારૂપ માને છે અને આ વિશાળ વર્તમાન યુગને પોતાની રણભૂમિ લેખે છે, તે સાથે સાથે એટલું પણ માને છે કે ભવિષ્ય એ કાંઇ અકિંચન કે શૂન્ય વસ્તુ નથી, પણ ભવ્ય અને આકર્ષક સ્વપ્નોથી પૂર્ણ છે. પોતાની જીવનયાત્રામાં તે એકેએક ઝીણી બાબતપર ઉંડું લક્ષ આપતો જણાય, તો તે સાચે જ એક એવા વહાણવટીની પદ્ધતિસર વર્ત્તન રાખે છે કે જે વહાણવટી નથી જાણી જોઇને વહાણ ખરાબે ચઢાવવા ઇચ્છતો કે નથી કાંઇ જીંદગીનું દિવ્ય સાહસ ખેડવાની ના પાડતો. બીજાઓનો તેમના પોતાના માર્ગમાં અધવચ અટકવાનો કે ઢીલ કરવાનો જે હક્ક છે, તેનો તે ઇન્કાર કરતો નથી, પણ તેનો આત્મા તો કેવળ શાશ્વત અને અનન્ત વસ્તુની સિદ્ધિ માટે તનમનાટ કરી રહ્યો છે. આ વાત ખરી, પણ ઘણા સુશીલ ધર્મચૂસ્ત પુરૂષો પણ પ્રસ્તુત પ્રશ્નને આ રીતે જોતા નથી; અને જુનાં ઝેરવેર વધુ તીવ્ર બનાવવાં એ જ જેમનો ધંધો છે, તેઓ હજુ પણ તે ધંધો ચલાવ્યા જ કરશે અને 'રાજક્રાંતિકારો, નાસ્તિકો, ધર્મવિરોધીઓ, પાખંડીઓ વિગેરે બધા દુષ્ટ પુરૂષો અમારા નાશ માટે રચ્યાપચ્યા રહે છે,' એવા પોકાર તેઓ ઉઠાવ્યા જ કરશે. આ પોકાર વિષે વાંધો ઉઠાવી શકાય–તેના સત્ય વિશે શંકા લાવી શકાય, પણ ધારો કે એ પોકાર વ્યાજબી જ છે, તોપણ હું ધાર્મિક પુરૂષોને પૂછીશ કે જે વિશિષ્ટ સદ્‌ગુણોને લઇને આપણે આપણા ધર્મને ઉચ્ચતર ગણાવીએ છીએ તે જ સદ્‌ગુણોને ખ્રિસ્તિ લોકોના હૃદયમાં સ્થાન નથી શું? સહિષ્ણુતાનો શું ખ્રિસ્તિ લોકોના હૃદયમાંથી સદંતર નાશ થયો છે? જ્યારે આવા બધા સદ્‌ગુણો આચરણમાં મૂકવાની ખાસ જરૂર હોય (કારણકે હાલમાં ચારે બાજુ નાસ્તિકો, પાખંડીઓ, રાજક્રાંતિકારો, દુષ્ટ પુરૂષો પાક્યા છે) ત્યારે આપણા સિદ્ધાંતોનું પાલન ઓછું થવું જોઇએ કે? (હરગીઝ નહિ.) વિચાર-સ્વાતંત્ર્યના પંથમાં માનનારો પુરૂષ તેના કોઇ પણ સિદ્ધાંત અનુસાર સારો દાખલો બેસાડવા બંધાતો નથી. પણ સાચા ખ્રિસ્તિઓની તો એ ખાસ ફરજ છે. ત્યારે એ બાબતની ખામી તેનામાં શાને લીધે છે? જો તે ખામી માનુષી નબળાઇને આભારી છે એમ કહેવામાં આવે તો તો કાંઇ સમજી શકાય. પણ એવી ખામી કરવી એને જ એક

સદ્દગુણ માની લેવો એ ખરેખર વાંધાભરેલું છે. ધર્મમાં આપણા–આપણી જીવનદષ્ટિમાં કેટલીક કિંમતી બાબતો છે, પણ આચરણમાં કેટલી જુજ ઉતારવામાં આવે છે ? મનુષ્યો જો પોતાના જીવન-આદર્શને અનુરૂપ આચરણ રાખે તો તો સ્વતંત્ર થવા માટે આટલાં બધાં વલખાં મારવાં ન પડે–આટલી બધી ધમાલ કરવી ન પડે. જો આપણે આપણું આચરણ આપણા આદર્શને અનુરૂપ રાખીએ તો આપણે નીચ, અનિષ્ટ સ્વપ્નામાંથી જાગૃત થઇ સુંદર અને ખુનરેજી વિનાના નિર્વૈર બળવામાં પરોવાયેલા હોઇશું. હાલમાં તો આપણે ખરેખર રણમાં જ છીએ અને આપણા ઇષ્ટ ધ્યેયથી ઘણા દૂર છીએ. પણ આપણે સ્હેજ ઉંચા ચઢી ( આપણા સિદ્ધાંતોને આચરણમાં મૂકી ) આપણી સ્થિતિનો વિચાર કરવો જ જોઇએ, અને જો અમુક ધર્મ–મત કે સિદ્ધાંત તરીકે પ્રચલિત થયેલા આપણા ખોટા વ્હેમો આપણા જીવનમાંથી એક પછી એક નાબુદ થતા જાય તથા જે પંથ સ્વીકાર્યાના આપણે બુલંદ અવાજે ઘણીયે વાર ડંકા માર્યા હોય તે પંથ આપણે આપણા જીવનમાં યત્કિંચિત્ પણ સ્વીકાર્યો ન હોય એવી આપણને દિલગીરી સાથે ખાત્રી થાય ત્યારે આપણને ત્રાસ અને દુઃખ પણ લાગે. પણ આવા ભયના પ્રસંગે આપણે કાયરતા અને શંકાઓ દૂર કરવા માટે " બીશો મા, શ્રદ્ધા-રાખો, " એ ચાર શબ્દોમાં રહેલો સંપૂર્ણ દિવ્ય બોધ આપણને પ્રાપ્ત થશે. આપણી ભીરૂતા, આપણી શંકાઓ નાશ પામશે અને પરિણામે આપણામાં હિંમત અને શક્તિ આવશે. ( આપણે ભયને ઠોકરે મારવાના છે, આપણા આદર્શમાં અડગ શ્રદ્ધા રાખવાની છે. )

---

## પ્રકરણ ૧૪ મું.

---

### લશ્કરશાહી–MILITARISM.

સ્વાતંત્ર્યના રક્ષણાર્થે અગરતો તેની પુનઃ પ્રાપ્તિ માટે માણસોએ શસ્ત્ર ગ્રહણ કરવા તત્પર રહેવું જોઇએ. ભૂતકાળના આખા ઇતિહાસમાં આ નિયમ સિદ્ધ (વ્યાજબી ) કરી બતાવવામાં આવ્યો છે અને હાલમાં પણ તેનું વ્યાજબીપણું સિદ્ધ કરવાનો સમય આવ્યો છે. પણ આપણા યુગમાં ન્યાય અને ધર્મના કારણે કરવામાં આવતી લડતમાં પણ શસ્ત્ર ગ્રહણ જેવી–લશ્કરશાહી જેવી –અનિષ્ટ વસ્તુનો અંગીકાર ન કરવો જોઇએ એવી દલીલો કરવામાં આવે છે

અને જ્યારે આપણે એમ કહીએ છીએ કે બીજો કોઇ પણ માર્ગ ન હોય ત્યારે (અર્થાત્ ન છુટકે) સ્વતંત્રતા પ્રેમી પુરૂષોને તરવાર ખેંચવી જ પડે છે-ખેંચવી જ જોઇએ, ત્યારે પણ લશ્કરશાહી વિરૂદ્ધ હિલચાલ કરનારાઓ આપણા માર્ગમાં અંતરાય-આડખીલી નાંખતા જણાય છે. યુદ્ધના નીતિશાસ્ત્ર પર આવીએ ત્યારપહેલાં આ ગુંચવણ (આ ગોટાળો) આપણે દૂર કરવી જોઇએ. લશ્કરશાહીના અનિષ્ટપણા વિષે કોઈ પણ શંકા લાવી શકે નહિ. એ મત છે જ નહિ, પણ તે અનિષ્ટ વિરૂદ્ધ લડત ચલાવનારાઓના લખાણો બારીકાઇથી તપાસીશું તો આપણને કંઇ જુદા જ હેતુઓ સ્પષ્ટ થશે. આ હેતુથી હું મી. નોરમન એન્જલનું 'મહાન ભ્રમ' (ધી ગ્રેઇટ ઇલ્યુઝન) અને મી. નાવીકોનું "લડાઇ અને તેના કહેવાતા ફાયદાઓ" એ બે પુસ્તકોનું અવલોકન કરીશ. મી. એન્જલના પુસ્તકમાં વાંચકને ઘણી બુરી સુચનાઓ માલુમ પડશે. મોટી મોટી પ્રજાઓએ એકત્ર થઈ નાની પ્રજાઓને કચરી નાંખવા માટે કાવત્રું રચવું જોઇએ એવી એ પુસ્તકમાં સૂચના છે. એના પુસ્તકમાંથી નીચેના મુદ્દાઓ તારવી શકાય.

૧. નીતિનું મૂળ સ્વાર્થ છે.

૨. મહાન સત્તાઓને એકમેકનો નાશ કરવાથી કશો લાભ નથી, તેમણે અલ્પસત્તાવાળાઓના પ્રદેશો પચાવવા તથા ત્યારબાદ તેમનો બંદોબસ્ત કરવા માટે (ત્યાં પોતાનો વહીવટ ચલાવવા માટે) એકસંપ થવું જોઇએ.

૩. જો મુત્સદ્દીઓ અને નાણાંખાતાના પ્રધાનોને મતભેદ થાય તો નાણાંખાતાના પ્રધાનો દેશદેશની આંતર વ્યવસ્થા કરી મુત્સદ્દીઓને ગુંચવી શકે.

૪. મુડીદારને માતૃભૂમિ હોતી નથી. કોઇ પણ દેશને તે પોતાની જન્મભૂમિ તરીકે પ્રમાણતો નથી.

ઠીક, પણ અમારી એ ટીકા છે કે ભલે મુડીદારને સ્વદેશ ન હોય, પરંતુ દેશાભિમાનીને તો છે જ; અને જ્યારે તે કોઇ સંકટની વેળાએ કટોકટીના પ્રસંગે જાગ્રત થઇ જાય ત્યારે તે મુડીદારનાં સ્વપ્નાં ફડાડી નાંખે એમાં સ્હેજ પણ શક નથી.

આ બધા મુદ્દાઓપર યોગ્ય વિચાર ચલાવીએ તો આપણને આ પુસ્તકના અશુભ હેતુની ખાત્રી થશે જ. લશ્કરશાહી વિરૂદ્ધ લડત ચલાવવામાં લેખકનો હેતુ શુદ્ધ જણાતો નથી, પણ મી. નોવીકોના પુસ્તકમાં

બતાવેલા મુદ્દાઓ સાથે આપણામાંના ઘણા સંમત થશે જ. આ મુદ્દાઓમાં રહેલા સત્ય બદલ આપણે નોવીકોની કદર કરવી જ જોઇએ. એન્જલ નોવીકોના પુસ્તકની પ્રસ્તાવના લખે છે એ કંઇ વિચિત્ર લાગે છે. અમારા અભિપ્રાય પ્રમાણે તો નોવિકો અને એન્જલના દૃષ્ટિબિંદુ તદ્દન જુદાં જ છે. પછાત પ્રજાઓના પ્રદેશો પચાવી લઇ તેમાં પોતાનો (મોટી–આગળ વધેલી પ્રજાઓનો) વહીવટ ઘુસાડવા વિષે તે કાંઇ પણ લખતો નથી. એ તો ઉલટો બંગાલીઓનો બચાવ કરે છે. નોવીકો લખે છે: "ધારો કે બંગાલીઓના હક્કો ડૂબાવવામાં આવ્યા જ ન હોત, તેવી સ્વતંત્ર સ્થિતિમાં તેઓ પોતાનું માથું ઉંચું રાખી શક્યા હોત અને તેમનામાં સ્વાભિમાન અને આત્મગૌરવ હોત એવું મારૂં માનવું છે. 'ઇશ્વર અમારો માર્ગદર્શક છે' એવો તેમણે પોતાનો જીવનમંત્ર બનાવ્યો હોત." વિગેરે વિગેરે. નોવીકો અન્યોક્તિથી પણ લખી શકે, પણ તેનામાં સમભાવ અને બીજાઓ માટે લાગણી પણ હતી. બંગાલીઓ વિષે લખ્યા બાદ તે આગળ લખે છે:–" ફ્રેન્ચ લોકોએ પોતાના છેલ્લા માણસના શરીરમાં લોહીનું એક પણ ટીપું હોય તો તેના ભોગથી પણ પોતાના હક્કો સાબીત કરી બતાવવા જોઇએ. લશ્કરશાહી વિરૂદ્ધ હું જે કાંઇ લખું છું તે પોતાના હક્કોના રક્ષણાર્થે ઝુઝનાર લોકો માટે નથી લખતો, પરંતુ પારકાના હક્કો ડૂબાડી દેનારાને ઉદ્દેશીને જ લખું છું." (પારકાના હક્કો ડૂબાવવા માટે લશ્કરશાહી ચલાવવાની રીતિ અંગીકાર કરવી એ ખરેખર અનિષ્ટ છે) નીતિની દૃષ્ટિએ લશ્કરશાહી સામે વિરોધ દર્શાવવાનું તે ચૂકતો નથી પણ તે કહે છે કે "રાજકીય વિષયોમાં **પરતંત્રતા ભોગવતી પ્રજામાં એ જ પરતંત્રતાને લીધે ઘણી ગંભીર ખામીઓનો વિકાસ થતો જાય** છે. જે શહીદોએ પોતાના સિદ્ધાંતના ત્યાગમાં રહેલી શરમને બદલે સિદ્ધાંતપાલનમાં સજારૂપે પ્રાપ્ત થતા મૃત્યુને પણ પ્યારૂં ગણ્યું તેવા શહીદોને ચરણે મારૂં શીર ઝુકે છે." આવી પ્રમાણિક વૃત્તિથી લશ્કરશાહી સામે લડત ચલાવનાર ખરેખર વાજબી છે. તેની વૃત્તિ પ્રશંસાને પાત્ર છે. સુલેહ વિષે લખનાર દરેક વજનદાર લેખક આવી જ વૃત્તિ સ્વીકારે છે. (પારકાના હક્કો ડૂબાવવા માટે ચલાવેલી લશ્કરશાહી ગેરવાજબી છે, જ્યારે આત્મ-રક્ષણાર્થે શસ્ત્રગ્રહણ કરવાથી પ્રજાના શીરપરથી કાયરતાનું કલંક દૂર થાય છે, અને પ્રજાનું કૃત્ય વાજબી અને પ્રશંસાપાત્ર જણાય છે.) એમસર્ન (મહાન અમેરીકન લેખક અને તત્ત્વજ્ઞાની) 'લડાઇ' વિષેના પોતાના નિબંધમાં સુલેહ માટે સુંદર અપીલ કરે છે, પણ તે નીચે મુજબ ચેતવણી આપે છે: "જો માત્ર સ્વચ્છંદી કે કાય-

રના રક્ષણાર્થે જ સુલેહશાંતિ રક્ષવા અગર ટકાવવાની સૂચના થાય તો તે સુલેહ માટેની હિલચાલ એક જુઠાણું—દંભ છે. આવા હેતુથી કરવામાં આવેલી સુલેહ અધમ જ ઠરશે. એને મુકાબલે તો લઢાઇ બહેતર છે અને એવી સુલેહ તુટયા વિના રહેનાર નથી." બીજે સ્થળે 'રાજનીતિ' ના વિષય પર લખતાં તે (એમર્સન) લખે છે:—"સ્વાતંત્ર્ય અગર વિજય મેળવવા માટે એકસંપ બનેલી પ્રજા ઠંડા ગણત્રીબાજોની ગણનાઓ તરફ દુર્લક્ષ કરશે. તેમના "ધીરજ રાખો, એકદમ ન ઝંપલાવો" એવા ઉચ્ચ આદર્શને અંતરાયરૂપ ઉદ્દગારો તે પ્રજા સાંભળશે નહિ તે પ્રજાના સાધનના પ્રમાણમાં તે ઘણી સહેલાઇથી કાંઇ અપ્રતિમ મહાન કાર્યો સાધી શકશે." એજ પ્રમાણે સ્વાતંત્ર્ય સર કરવા માટે એકમત થઇ અમે ઉપલી વાત સાબીત કરવા માગીએ છીએ. અમે પણ અપાર ઉત્સાહથી સ્વાતંત્ર્ય સર કરવા ઉલટીશું અને અમારી આછી સાધનસામગ્રીના પ્રમાણમાં કાંઇ અલૌકિક વિજય પ્રાપ્ત કરીશું.[1]

## પ્રકરણ ૧૫ મું.

### સામ્રાજ્ય.

#### (૧)

ઇંગ્લાંડ તરફથી આયર્લાંડને સ્વરાજ્ય આપવાનું વચન મળતાંને વાર જ ઘણા લોકો સામ્રાજ્યના બચાવમાં દલીલો કરતા બહાર નીકળી પડ્યા છે. સ્વરાજ્ય મળ્યા બાદ પણ સામ્રાજ્યને વફાદાર રહેવાની સૂચના કરનારા ઘણા સામ્રાજ્યવાદીઓ ઉભા થયા છે. આથી આપણે કદાચ આપણી જાતને અગાઉ કરતાં વધારે જલદીથી અને વધુ સીધી રીતે સામ્રાજ્ય સામેની ઝુંબેશમાં પરોવાયલી જોઇશું, અને એ કદાચ હિતકર નિવડશે. અત્યારસુધી તો આપણી ઝુંબેશ કેવળ ગુંચવાડાભરેલી હતી. સ્વરાજ્ય માટે લડત ઉઠાવનારા સામ્રાજ્યવાદીઓ પોતે સામ્રાજ્ય સામે ઝુંબેશ ચલાવતા ન હતા, એ વાતપર ઢાંકપિછોડો કરતા હતા, પણ હવે સ્વરાજ્ય એક વેંત જેટલું દૂર છે એથી પ્રજા અને સામ્રાજ્ય વચ્ચેના ઝઘડાનો બરોબર નિર્ણય (નિકાલ) કરીએ, અને અત્યારસુધીની બધી ગુંચવણ દૂર કરી આપણી

1. ટેરેન્સ મેક્સ્વીનીએ મી. એન્જલના પુસ્તકમાંથી કેટલાક ફકરાઓ ટાંક્યા છે, પણ તેનાથી આપણા વાચકોને કાંઈ લાભ થાય એમ ન હોવાથી, તેમનો અનુવાદ કર્યો નથી. અહીં એ સર્વે ફકરાઓનો મુખ્ય સાર એ'થી કાઢવામાં આવ્યો છે.

લડત ચલાવીએ તો કંઇક લાભ થશે. પ્રજા તરફથી આપણે જે કાંઇ કહેવાનું હશે તે કહીશું, પરંતુ હાલમાં પણ સામ્રાજ્યને નામે ઘણી જૂની અને દંભી બાબતોની ફરમાશ કરવામાં આવતી હોવાથી (સામ્રાજ્યવાદનો અભ્યાસ કરી) સામ્રાજ્યવાદપર ચર્ચા ચલાવીશું તો તેમાંના સિતમગારની વૃત્તિ, નિર્દયતા અને દંભીપણું પ્રદર્શિત થશે. આ ઉપરાંત તેને (સામ્રાજ્યને) હિંસારંભ કરવાની તક આપવામાં ઘણો ભય રહેલો છે એ પણ આપણે બતાવી શકીશું, કારણ કે **સામ્રાજ્ય એ ખુદ બુરી ચીજ છે. આપણે તેમાંથી મુક્ત થઇએ અને ફરી કદીએ તેના પંજામાં ન ફસાઇએ એટલું જ બસ નથી; આપણે તો એથીએ વધુ અગત્યની ફરજ બજાવવાની છે. અર્થાત્ સામ્રાજ્ય સામે લડત ચલાવી રહેલી કોઇ પણ દુઃખવા પ્રજાને આપણે આશા અને ઉત્તેજન આપવાં જોઈએ.**

(૨)

મેકીઆવેલી નામના નિખાલસ લેખકે સામ્રાજ્યવાદ ઉપર એક પુસ્તક લખ્યું છે. જેઓને આ પુસ્તક વાંચવાની ઇંતેજારી હોય તેઓ આ પુસ્તક વાંચશે તો તેમનો બધો ભ્રમ ટળશે. સામ્રાજ્યનો બચાવ કરનારા લોકો મેકીઆવેલીના શબ્દોમાં રહેલી દુષ્ટતાથી (આપણે મેકોલેની મેકીઆવેલી પરની ટીકા પછી વાંચીશું) ભયમુગ્ધ થઇ જવાનો ડોળ કરે છે એ વાત આપણે જાણીએ છીએ, પરંતુ આવી આડંબરી ભયમુગ્ધ સ્થિતિથી આપણે છેતરાઇશું નહિ. જેમણે મેકીઆવેલીનું 'ધી પ્રીન્સ' (શાહજાદો) નામનું પુસ્તક વાંચ્યું ન હોય તેઓએ નીચે આપેલા ફકરાઓ સાવધાનતાથી જોવા અને હાલમાં આયર્લેંડમાં આલીકી કરી બેઠેલી ઇંગ્લાંડની સરકારને તે બધા કેટલે દરજ્જે લાગુ પડે છે તે બરોબર જોવું. સામ્રાજ્ય ખુદ બુરી વસ્તુ છે; કેવળ નિર્દય વસ્તુ છે. ચોતરફથી તેની સામે વિરોધ થવો જોઇએ તથા સતત ઝુંબેશ ચાલવી જોઇએ અને એ ઉપરાંત જેમ આપણને નાનપણથી અતિ આકર્ષક અને ભભકાદાર શેતાનથી દૂર રહેવાનું શિક્ષણ આપવામાં આવ્યું છે તેમ આપણે સામ્રાજ્ય (વાદ) ને ઉત્સાહપૂર્વક સંપૂર્ણ તિલાંજલિ આપવી જોઇએ. આ વાત નીચેના ફકરાઓ વાંચનારને સ્પષ્ટ થશે. હુમલા (કરવા) વિષે મેકીઆવેલી શું કહે છે તે આપણે પ્રથમ વિચારીશું. તે લખે છેઃ "આ વિષયમાં સામાન્ય પદ્ધતિ નીચે મુજબની છે. જ્યારે કોઇ પરદેશી અમલદાર અમુક પ્રાંતમાં દાખલ થાય છે ત્યારે જેઓ નબળા હોય છે અગર જેમને અસંતોષ હોય છે એવા માણસો પોતાનાથી ઉંચા માણસો

સામેની હરિફાઇ અને દુશ્મનાવટને લીધે પેલા આમલદારને સાથ દે છે આવા ઉતરતા અમીરોને પોતાના પક્ષમાં જીતી લેવા માટે એક કાંકરો પણ ઉખેલાવવા ચૂકવું જોઇએ નહિ. જ્યારે આવા લોકોને આપણા પક્ષમાં જીતી લેવાશે ત્યારે તેઓ ઉમંગ અને એકમતિથી જીતાયેલા રાજ્યના લોક જેવા બની જશે. આવા માણસો બહુ બળવાન બને નહિ અગર તેમને જવાબદાર ઓદ્ધા કે ભારે સત્તા સોંપવામાં ન આવે એ માટે વિજેતાએ સાવધ રહેવું જોઇએ. આ પ્રમાણે તેમને વશ કરવાથી વિજેતા સહેલાઇથી પોતાના લશ્કરવડે અને તેમની મદદથી પડોશના રાજ્યોનું ગૌરવ ઘટાડી શકશે અને પોતે તે પ્રાંતનો નિરંકુશ માલીક બની જશે." આમાં આપણને ભેદનીતિનું પુરાતન સૂત્ર સમાયેલું લાગે છે. (સામ, દામ, દંડ અને ભેદ) "કોઇ પણ પ્રાંત યા રાજ્યમાં પગપેસારો કરવા માટે બહાનું ખોળવું જોઇએ,—(મેકીઆવેલી પોતાના એક પુસ્તકમાં હંમેશાં ધર્મનું બહાનું બતાવનાર સત્તાધીશની પ્રશંસા કરે છે)—અને એક વાર દાખલ થયા પછી સખત રાજનીતિ અમલમાં મકવી જોઇએ." તેના પુસ્તકમાં લખ્યું છેઃ—"જે કોઇ મનુષ્ય પરરાજ્યનું તંત્ર પચાવી પડે તેને પોતાને આવશ્યક જણાય તો બધા પ્રકારની નિર્દયતા, બધા પ્રકારના અત્યાચાર ગુજારતા અચકાવું નહિ." મેકીઆવેલી લખે છે કેઃ—"જો (કોઇ) શાહજાદો નિર્દય બનીને પણ પ્રજા પાસે વફાદારી કબુલાવી શકે તો તેણે નિર્દય થવા બદલ પોતાને જે કોઇ લાંછન લાગે તે તરફ દુર્લક્ષ કરવું જોઇએ, કારણકે જે કોઇ વિજેતા સ્વતંત્ર શહેર જીતી લે છે પરંતુ તેનો નાશ કરતો નથી તે ઘણી ગંભીર ભૂલ કરે છે અને તેની પોતાની પાયમાલી થવાનો સંભવ રહે છે. આમ હોવાનું કારણ એ છે કે જ્યારે જ્યારે નાગરિકો બંડશીલ થાય છે ત્યારે ત્યારે તેઓ પોતાના પૂર્વજોના હક્કો, (ધારાધોરણો) તથા સ્વતંત્રતાને નામે બંડશીલ થાય છે અને કોઇ પણ પ્રકારની માયાળુ વર્તણુકથી લોકહૃદયમાંથી આ બે ભાવનાઓ (સ્વતંત્રતા અને પૂર્વજોના ધારાધોરણો માટેનું માન) દૂર થઇ શકે નહિ." સંપૂર્ણ વિનાશને બદલે (અર્થાત્ તેમ ન થઇ શકે તો) એક બીજો માર્ગ જીતાયેલી પ્રજાની ખુશામત કરવાનો છે. "માણસોને ચ્હાય તો ફુલાવવા ફુસલાવવા અગર તેમનો સંપૂર્ણ નાશ કરવો." આ વાક્ય વાંચીએ છીએ ત્યારે ઇલકાબો અને લાંચો આપવાનું વાસ્તવિક કારણ સમજાય છે. ઇલકાબો અને લાંચો આપીને પ્રજાના અધમ તત્ત્વોનું પોષણ કરવામાં આવે છે. ખુશામતથી પ્રજા પડતી જાય છે અને તેના ઉદ્ધારની આશા આકાશકુસુમવત્ બનતી જાય છે. "જે શહેર પુરાતન સમયથી સ્વતંત્ર હતું તે

શહેરને (જીત્યા પછી) સહેલાઈથી કાબુમાં રાખવું હોય તો તેના જ નાગરિકોને રાજ્યવ્યવસ્થામાં કામે લગાડવા. આ સિવાય બીજે કોઈ પણ માર્ગે તેમને કાબુમાં રાખવાનું સહેલું નથી." આપણને નોકરીના ભૂખ્યા લોક, રાજાની મુલાકાત તથા 'વફાદાર' માનપત્ર યાદ આવે છે. મેકીઆવેલી ફૂટફેલ કેવી રીતે નિષ્કંટક કરવી એ વિષે આપણે નીચે મુજબ વાંચીએ છીએ. 'જ્યારે કોઈ એક રાજકુંવર એકાદ નવું રાજ્ય જીતે અને પોતાના જુના રાજ્યમાં જોડી દે ત્યારે તેણે પોતાના તરફથી યુદ્ધમાં લડનાર માણસો સિવાય બીજા બધાના હથિયાર ઉતરાવવાં જોઈએ અને તેમને રફતે રફતે નરમ પાડી એવા આળસુ અને કાયર બનાવી દેવા જોઈએ કે ચાલતે દહાડે રાજકુંવરનું બધું જોર ખુદ તેના પોતાના લશ્કરને આધારી રહે." આપણને હથિયારબંધીના કાયદાઓ તથા નિર્બળ બની ગયેલા આપણા બંધુઓ યાદ આવે છે, પણ જ્યારે અડધી પ્રજાના હથિયાર ઉતરાવવામાં આવે અને અડધીને લાંચથી ફોડવામાં આવે ત્યારે વિજેતાએ કોઈ જોડેનાં વચન પાળવાની જરૂર નથી. "જો પોતાનું આપેલું વચન પાળવાથી નુકસાન થાય એમ હોય અને જે કારણોને લીધે પોતે વચન આપ્યું હોય તે કારણો દૂર થયાં હોય તો સમજુ અને ડાહ્યો શાહજાદો પોતાનું વચન પાળી શકે નહિ, અગર તેણે (જાણી જોઈને) પોતાનું વચન પાળવું જોઈએ નહિ." એક પણ ભૂલ ન થાય માટે આ કથન સ્પષ્ટ કરવામાં આવ્યું છે. "પોતાના ખરા હેતુ છુપાવી દંભીનો પાઠ ભજવવો એ ઘણું અગત્યનું છે." આ વાંચતાં જ ઈંગ્લાંડે આપણી સાથે જે જે વચનભંગો કર્યા છે તે સર્વે ફરીથી તાજા થાય છે. આબરૂદાર થવું એ સારૂં છે પણ મેકીઆવેલી નીચે મુજબ ચેતવણી આપે છે. "નમ્ર, માયાળુ, વિવેકી, ધાર્મિક અને સાચા દેખાવામાં માન છે, અને ખરેખર તેવા થવામાં આપણું માન જ છે; પરંતુ તમારે તમારૂં મન એવું સ્વસ્થ અને સમયસૂચક (તૈયાર) રાખવું જોઈએ કે સમય આવે ત્યારે તમે એકદમ પાઘડી ફેરવી શકો." (આ વાત માનતાં) કોઈને સ્હેજ પણ શંકા થતી હોય તો તેણે આગળ વાંચવું. "જે દુર્ગુણો વિના રાજ્ય ટકવું મુશ્કેલ હોય તેવા દુર્ગુણોને લીધે અપકીર્ત્તિ થાય તો તેની બહુ પરવા કરવાની જરૂર નથી." આટલે સુધી મેકીઆવેલીની ફિલસુફી (જીવનદૃષ્ટિ) છે. હવે "જંગલી લોકોને સુધારવા" નીકળી પડેલા સામ્રાજ્યવાદી મેકીઆવેલીના લખાણમાં રહેલી કડવાશથી ખરેખર આભો બની જાય છે. પરંતુ આપણે બંનેની (મેકીઆવેલી અને સામ્રાજ્યવાદીની) નિર્દયતા અને બન્નેના દંભ

બાબતમાં આપણી આંખો ખોલવા માંડી છે. આ પુસ્તક વાંચતાં અમને એમ લાગે છે કે જાણે આયર્લાંડમાં ઘુસેલી ઇંગ્લાંડની સરકારનો કોઇએ બારીકાઇથી અભ્યાસ કરી તેનાં બધાં તમાસાઓનો ચિતાર જોઈ, તે સર્વ-પરથી આ પુસ્તકમાં આપેલા સિદ્ધાંતો ઘડી કાઢીને આ પુસ્તક ન લખ્યું હોય ! મેકીઆવેલીએ જાહેર રીતે પોતાના વિચારો જણાવ્યા તે બદલ આપણે તેના આભારી છીએ ખરૂં કહીએ તો શાહજાદાને આપેલી મેકી-આવેલીની સલાહથી આપણને તેના જમાનાના લૂટારૂઓનો ખ્યાલ આવે છે અને હાલમાં આપણે આયર્લાંડમાં માલીકી કરી બેઠેલા બ્રિટિશ સામ્રા-જ્યનું પુરેપુરૂં પોત પારખી શકીએ છીએ.

(૩)

ચાર સૈકાપર ઇટાલીમાં લખાયેલું મેકીઆવેલીનું આ પુસ્તક આજની ઘડીએ પણ આટલું બધું બંધબેસતું છે. તે પરથી આપણને એક પાઠ શી-ખવાનો મળે છે. આને ( મેકીઆવેલીએ જાહેર કરેલા વિચારોને ) આપણે સામ્રાજ્યનું ધોરણ માની લેવું જોઇએ, તથા સામ્રાજ્ય સાથે આપણે કોઇ પ્રકારની લેવડદેવડ રાખવી ન જોઇએ. આપણા પર જુની યુક્તિઓ અજ-માવવામાં નહિ આવે એવી દલીલ કરવામાં આવે. ઠીક, પણ તેથી શું થયું ? સામ્રાજ્યના નવા હિમાયતીઓએ જાણવું જોઇએ કે નવી સંધિની રૂએ તેમને પેલી જુની યુક્તિઓ બીજી પ્રજા ઉપર અજમાવવી પડશે. **અમે બીજી પ્રજાઓને ગુલામી દશામાં ઉતરતી પંક્તિમાં રાખવા માંગતા નથી. અમે તેમને પગભર થવા માટે ઉત્તેજન આપવાની** ઇચ્છા ધરાવીએ છીએ. આમ કરવામાં જો અમારે નવું યુદ્ધ ખેડવું પડશે તો અમારામાં હજી પુરતો ઉત્સાહ–પુરતું બળ છે. અમારાપર ગુજારવામાં આવતો અધમ અને હલકટ અત્યાચાર અમને બેવડો સાલે છે, બેવડો અસહ્ય થઇ પડ્યો છે. મજબુત મનવાળા માણસના જુલ્મથી અમે ક્રોધે ભરાઇએ છીએ, પણ હલકા માણસનો જુલ્મ અમને અસહ્ય થઇ પડે છે. મૅકાલે જેવાના દંભ કરતાં ક્રોમવેલ જેવાની નિર્દયતા વધુ સહેલાઇથી ભૂલી શકાય. મૅકાલેની કેટલીક લીટી વાંચીએ છીએ ત્યારે અમે ઉશ્કેરાઇ જઇએ છીએ, અમારામાં ક્રોધાગ્નિ પ્રકટે છે અને અમારી સામેનો બધો વિરોધ નાશ પામે ત્યાંસુધી તે સળગ્યા જ કરશે. 'મિલ્ટન' પરના પોતાના નિબંધમાં 'ઇંગ્લીશ રેવોલ્યુશન' ( અંગ્રેજોના બળવા ) વિષે ભપકાદાર શબ્દોમાં વર્ણન કરીને મૅકાલે આપણી સમક્ષ નીચેની ખાસ લાક્ષણિક ભાવના રજુ કરે છે. " સામ્રાજ્યનો એક ભાગ એટલા બધા

પ્રતિકૂળ સંજોગોમાં હતો કે આપણાં સુખ માટે તેમ દુઃખ આવી પડે તથા આપણી સ્વતંત્રતા માટે તે ગુલામીમાં સડે એ આવશ્યક હતું." આવી ઉદ્ધતાઇનો બીજો નમુનો મળવો મુશ્કેલ છે. આ તો સામાજીકવાદનો સૌથી વધુ પ્રચાર ઇચ્છનારા અંગ્રેજોની ફિલસુફી (જીવનદૃષ્ટિ) છે. આપણું ગળાં કાપવાનું કામ મળવા બદલ તેણે ઇશ્વરનો આભાર માન્યો હોત અને ક્રોમવેલની માફક જાહેર કૃતજ્ઞતાથી આપણાં ગળા કાપ્યાં હોત તો ભાવી પ્રેમ ઉશ્કેરાત; પરંતુ આ બીજા પ્રકારની વૃત્તિ તો ભઠ્ઠીમાં પીગળી ગયેલા ક્ષાર સમાન (ઝેરી) છે. ( ક્રોમવેલની નિર્દયતા ભૂલી શકાય પણ મૅકૉલેનો દંભ જોઇને આપણાં દિલો બળી ઉઠે છે. ) ખરેખર મૅકૉલે; મેકીઆવેલીના 'ધી પ્રીન્સ' (શાહજાદો) ના નિબંધથી સજ્જડ થઇ ગયો છે. તેના મેકીઆવેલીપરના નિબંધમાં આપણે નીચે મુજબ વાંચીએ છીએ. "જે પુરૂષને ઇટાલીના ઇતિહાસ અને સાહિત્ય વિષે પૂરતી માહિતી નથી તે માણસ ભાગ્યે જ મેકીઆવેલીનો પેલો નિબંધ ( જેથી તેને ઘણી નામોશી વ્હોરવી પડી છે તે નિબંધ ) ભય અને આશ્ચર્યની લાગણી વિના વાંચી શકે. આવી ખુલ્લી બેશરમ નિર્દયતા, આવી શાંત, વિવેકી અને પંડીતાઇભરી ઘોરતા, અધમમાં અધમ પુરૂષ કરતાંયે કોઇ એક રાક્ષસમાં હોય એમ લાગતું." પણ આગળ વાંચતાં તે જ નિબંધમાં આપણે એક અતિ ઉપયોગી પરોક્ષ સૂચન જોઇએ છીએ. મૅકૉલે મેકીઆવેલી વિષે લખે છે કે: "મેકીઆવેલીની માત્ર એક ભૂલ એ હતી કે તેણે પોતાના સમયમાં ખાસ પ્રચારમાં આવેલા અને ખાસ સ્વીકારાયેલાં સૂત્રોને અંગીકાર કરી તે સૂત્રોને બીજા કોઇ પણ લેખક કરતાં વધુ સ્પષ્ટ રીતે અને ભારપૂર્વક વર્ણવ્યા." આ વાકયોમાં ખરૂં સત્ય તરી આવે છે. મૅકૉલેનો હેતુ કાંઇ આ સત્ય જાહેર કરવાનો ન હતો. પરંતુ તે સ્વાભાવિક રીતે પ્રતિપાદન થયું. મેકીઆવેલીનો ગુન્હો તેના સમયના સૂત્રો અંગીકાર કરવામાં નથી, પરંતુ તેમને સ્પષ્ટ રીતે અને વધુ ભારપૂર્વક પ્રકટ કરવામાં છે. બીજા શબ્દોમાં કહીએ તો તેનો ગુન્હો "ભોપાળું જાહેર કરવામાં" છે.

મેકોલેના 'ભય' અને 'આશ્ચર્ય' નો વિચાર કરો અને તે જ નિબંધમાં જરા આગળ વધો. "જે માણસે સંસારને ઠીક ઠીક જોયો છે, જેણે સંસારનો સારો અનુભવ મેળવ્યો છે તે જાણે છે કે સર્વ સામાન્ય સૂત્ર જેવી નિરર્થક વસ્તુ કોઇ નથી. જો તે સૂત્ર તદ્દન સાચું અને નીતિમય હોય તો તે કોઇ અનાથ બાળકને નકલ કરવા માટે ઉપયોગી થઇ પડે." ત્યારે ( આ ઉપરથી એટલું તો સમજાયું કે ) ખાસ નીતિવાળા અને સાચા

સત્તો, મુત્સદ્દીઓ માટે નથી. કેવળ અનાથ બાળકો માટે છે. ઉપલાં વાક્યોમાં અન્યોક્તિ છે એમ કહી બચાવ કરવામાં આવે, પણ ઘણી મુશ્કેલીએ; અને છતાં જેમ ખુલ્લા દંભી ઉદ્દગારોથી આપણે કળી શકીએ તેમ તે અન્યોક્તિમાં તેમનું ( અંગ્રેજોનું ) ચારિત્ર્ય સ્પષ્ટપણે સમજાય છે. આપણે મન તો તે અંગ્રેજ સરકારની ખાસ લાક્ષણિક વૃત્તિ હોય એમ જણાય છે. અંગ્રેજ લોકો તેનાથી ટેવાયેલા છે, તેને આચરણમાં મૂકશે અને તે ખમી લેશે, પરંતુ આઇરીશ લોકો એવી વૃત્તિમાં કદી ટેવાયા નથી. તેમ જ તેઓ એવી વૃત્તિ નિભાવી લેશે નહિ. જુનાં ઘોર કૃત્યો ઇતિહાસમાં દબાઇ જાય છે એટલે આપણે શાંત પડીએ છીએ; પણ જુનો દંભ ફરીથી આચરણમાં મુકાવાથી અને તેને હાલના સમયમાં નિભાવવાનો પ્રયત્ન થવાથી જુનો ક્રોધ ફરીથી પ્રજ્વલિત થાય છે અને તેનો અગ્નિ એટલો પ્રચંડ થાય છે કે બ્રિટિશ સાથેનો સંબંધ તૂટયા પછી જ તે ક્રોધાગ્નિ શાંત પડે.

(૪)

આયર્લાંડમાંના આપણામાંના ઘણા મેકૉલેના (દંભી) લખાણોથી નહિ છેતરાય, પણ બર્નાર્ડ શૉ અને સ્ટુઅર્ટ મીલ જેવા લેખકોની પ્રાસંગિક નોંધથી કાંઇક નુકસાન થવાનો ડર છે. દંભ તરફના સ્વાભાવિક અણગમાથી આપણે તેના પંજામાંથી તો ઉગરી જઇએ છીએ, પણ જ્યારે કોઇ સહૃદયી માણસ પોતાના વિચારોની શી અસર થશે તે પહેલેથી કળ્યા વગર પોતાના વિચારો પ્રદાશત કરે છે ત્યારે આપણે કદાચ ગુંચવણમાં પડીએ છીએ. જુલ્મ ગુજારવા ઉત્સુક બનેલી અત્યાચારી સત્તા સદાએ કાંઇ બહાનું શોધ્યા કરે છે. માણસો આવું બહાનું આપે તેમાં જ ખરો ભય રહેલો છે. 'મીલ' ના 'સ્વાતંત્ર્ય' વિષેના લેખમાં જે નીચેનો વિચાર પ્રદર્શિત કરવામાં આવ્યો છે તેપરથી સિતમગારને જુલ્મ વર્ષાવવાનું બહાનું મળી આવે છે. 'મીલ' લખે છે: "જંગલી પ્રજાઓ ( સેબીરીઆ, ત્રિપોલી, મોરોક્કો, આફ્રિકા )ને સુધારવાના હેતુથી જો કોઇ સરકાર તેમના સાથેના વ્યવહારમાં નિરંકુશ સત્તા અજમાવે તો તે યોગ્ય જ છે. સરકારનો હેતુ જંગલી પ્રજાઓને સુધારવાનો હોવો જોઇએ." વળી "જોન બુલનો બીજો ટાપુ" એ નામની પોતાની 'સ્વરાજ્ય આવૃત્તિમાં' બર્નાર્ડ શૉ નીચે પ્રમાણે લખે છે:—" જો ટિબેટ મને મારા આંતર રાષ્ટ્રીય હકો આપવાની ના પાડે તો હું ટિબેટને ફાડી નાંખવા તૈયાર છું." કોઇનું રાજ્ય કોઇ પણ પ્રજાને પોતાના પ્રદેશમાં સમ સુખ્ખા દેવું જ નથી. હવે આપણા પોતાના પ્રદેશમાં અમુક સિદ્ધાંતને અમલમાં મૂકાવવો એ એક વાત છે, અને બીજી પ્રજાને

ખાસ તે સમય માટે જંગલી કહી તેના ઉપર આપણા સિદ્ધાંતો ઠસાવવા એ બીજી વાત છે. "મારા આંતરરાષ્ટ્રીય હક્કોનો ઇન્કાર કરવામાં આવે તો ટિબેટને કચડી નાખું" એવા બર્નાર્ડ શૉના વાક્યથી સામ્રાજ્યવાદીઓને ઠીક ફાવે છે. બન્નેને શૉ, ડેન્શવેમાં ગુજારવામાં આવેલા અત્યાચારથી વ્યાજબી રીતે ક્રોધે ભરાય અને બન્નેને રાજદ્વારી પુરુષોને માટે પોતાના "જોન બુલનો બીજો ટાપુ" એ પુસ્તકની પહેલી આવૃત્તિમાં પ્રસ્તાવના લખીને, 'ડેન્શવે અત્યાચાર'ને છેક ખુલ્લો પાડે, પણ જ્યાંસુધી અત્યાચારીને પેલું 'ટિબેટને કચડી નાખવા તૈયાર છું' એ વાક્યપરથી બહાનું મળી આવે ત્યાંસુધી તેઓ 'શૉ' ના ગુસ્સાને બીલકુલ વજન આપતા નથી અને જ્યારે તે આગળ એમ કહે છે કે "હું મોરોક્કો, ત્રિપોલી, સૈબીરીઆ, અને આફ્રિકાને સુધારવાના હેતુથી આ દેશોમાંની ફ્રેંચ, ઇટાલીઅન, રશિયન, જર્મન અને ઇંગ્લીશ સત્તાઓ સાથે સહકાર કરવા તૈયાર છું" ત્યારે તો તેણે ડેન્શવે અત્યાચાર' પર જે જે શાપો વર્ષાવ્યા તે બીલકુલ નિરર્થક જાય એટલું જ નહિ પણ શૉ જાતે નિર્દય બન્યા વગર પેલી સત્તાઓ સાથે સહકાર કરી શકે જ નહિ. વળી જ્યારે શૉ "સામ્રાજ્ય એટલે **જે મનુષ્યે પોતાની જન્મભૂમિની પવિત્રતાની કોઇ પણ કાળે ઝાંખી કરી છે અને તેથી જ બીજા લોકોના દિલમાં પણ એવી જ ભાવના પવિત્ર અને અનિવાર્ય ગણાવી જોઇએ એમ માને છે, તેવા માણસના મુખમાંથી અત્યંત તિરસ્કારથી નીકળતું નામ"** એવી સામ્રાજ્યની વ્યાખ્યા આપે છે ત્યારે સામ્રાજ્ય સ્થાપકો કદાચ તેનાપર છુપાછુપા હસે. વળી આગળ જ્યારે મીલ' પોતાના "રેપ્રીઝેન્ટેટીવ ગવર્મેન્ટ" (Representative Government) નામના પુસ્તકમાંથી અંગ્રેજ વિષે એમ લખે છે કે "તેઓ એક એવી સત્તા છે કે જે સ્વતંત્રતાને સારી આલમમાં સર્વથી સારી રીતે સમજે છે. આ સત્તાની ભૂતકાળમાં ગમે તેવી ખામીઓ હોય છતાં તેણે પરદેશીઓ સાથેના પોતાના વ્યવહારમાં અન્ય પ્રજાઓને શક્ય અગર આવશ્યક લાગે એ કરતાં વધુ પ્રમાણિકતા અને નીતિ પ્રાપ્ત કરી છે," ત્યારે અંગ્રેજો પ્રજાને 'ડેન્શવે" અત્યાચારથી સુધારવાના પ્રયત્નો આદરવા મંડી જાય છે, એટલું જ નહિ પરંતુ મૅકૉલેની પદ્ધતિ અનુસાર તેઓ ખંતથી તેમ કરવા મંડી પડે છે. આ બધાપર આપણને સ્વાભાવિક ગુસ્સો આવે છે, અને કદી કદી આશ્ચર્ય અને રમુજ પણ મળે છે. પ્રસ્તુત પ્રશ્નનો અભ્યાસ કરતી વખતે આપણા વાંચવામાં એવું ઘણુંયે આવે છે કે જેથી આપણામાં ક્રોધ અને તિરસ્કારની લાગણી ઉત્પન્ન થાય; પરંતુ જ્યારે કોઇ પણ મનુષ્ય પૂર્ણ

ગંભીરતાથી લખાયેલું 'મીલ'નું નીચેનું અમૂલ્ય વાક્ય વાંચે ત્યારે તેનો ખડખડાટ હસ્યા વિના છૂટકો જ નથી. "પ્રજા તરીકે અંગ્રેજ લોકોમાં પારકાની જમીન પચાવી પડવાની ભૂખ લગભગ છે જ નહિ." જ્યારે ખરા અંગ્રેજના દિલમાંથી આવા જ ઉદ્‌ગારો નીકળે ત્યારે આપણે સાવધાન રહેવું જોઇએ અને જ્યારે હાલની માફક સામ્રાજ્ય વિષે આટલા બધા હાનિકારક અને બેવકૂફીભર્યા ઉદ્‌ગારો ઉચ્ચારાય ત્યારે આપણે તેપર શાંતપણે વિચાર ચલાવવો જોઇએ તથા નિરંતર સાવધ રહેવું જોઇએ.

(૫)

અંતમાં અમે "સ્વરાજ્ય અને રાજદ્વારી પુરુષો" વિષેની પ્રસ્તુત ચર્ચા ઉપર અમારા બે બોલ લખીશું. આયર્લાંડને સ્વરાજ્ય મળશે ત્યારે તે સામ્રાજ્યને વફાદાર રહેશે એવી જે આગાહી કરવામાં આવે છે તેથી સ્વાભાવિક રીતે હાસ્ય ઉત્પન્ન થવું જ જોઈએ. ઘણા અંગ્રેજ લોકોમાં તો ઉપરની વાત માનવા જેટલું ભોળપણ છે; પણ કોઇ પણ આઇરીશ માણસ એટલો બધો મૂર્ખ હોય એ તો નવાઇની જ વાત! ઇતિહાસ તેમ જ અનુભવ એ અટકળ જુઠી પાડે છે. સ્વરાજ્યની લડત ચલાવનારાઓને કદાચ એમ લાગે છે કે તેમને પણ એક બે દશકા તનતોડ સેવા કરવાની છે, અને તેટલાં વર્ષોમાં સ્વરાજ્ય હાંસલ થશે જ એવું તેઓ માને છે. આથી તેઓ એ મુદત લક્ષમાં રાખીને જ તેને માટે લડત કરી રહ્યા છે, પણ કદાચ આટલી મુદતમાં સ્વરાજ્ય પ્રાપ્ત ન થાય તો આપણા ઘરડા સ્વરાજ્યવાદીઓ વળી બે પાંચ વર્ષની મુદત નાંખશે, પણ ઉછરતી પ્રજા આવા વાયદાઓ નિભાવી શકે નહિ. આ વીશ વર્ષ દરમ્યાન ઉછરતી પ્રજા એટલી બધી ઉત્સાહી, બળવાન અને યુદ્ધાત્મક (સ્વરાજ્યનું પવિત્ર યુદ્ધ ખેડવાને તત્પર) બની ગઇ હશે કે કદાચ વીશ વર્ષમાં સ્વરાજ્ય નહિ મળ્યું હોય તોપણ તે વખતે તો પ્રજા તૈયાર થઇ ગઇ હશે. વધુ વાયદા ન કરતાં પ્રજા સ્વરાજ્યની ઝુંબેશમાં એકદમ કૂદી પડશે. આપણે હાલના સમય માટે માત્ર આટલું જ કહેવું જોઇએ કે જુની પ્રજાની મર્યાદા એ કાંઇ આપણી નવી ઉછરતી પ્રજાની મર્યાદા નથી. આગળ ઉપર શું પગલું ભરાશે તેની જેને શંકા આવતી હોય તેણે આપણો પ્રાચિન તથા અર્વાચિન ઇતિહાસ તપાસવો જોઇએ. આપણને વશ અગર નિર્મૂળ કરવાનો જુનો પ્રયાસ નિષ્ફળ જવાથી આપણને રાજી કરવાનો નવો પ્રયત્ન શરૂ થયો. સ્હેજ સ્હેજ (નાની નાની બાબતોમાં) છૂટછાટ મળી એટલે પછી જમીન વિષેના મહત્ત્વના સવાલપર વાત આવી. જમીનને લગતો એક કાયદો થયો. પછી બાજો, પછી

ત્રીજે, એમ થયાં કર્યું; અને છેવટે પ્રજાને પોતાની બધી માલીકી મળી. સ્વરાજ્યની હીલચાલને પહેલાં ૬૯ નિશ્ચયી સરકારથી દાબી દેવાની વાત હતી, પછી માયાળુ વર્તણુંકથી તેનો નાશ કરવાની વાત આવી અને પછી સ્થાનિક રાજસત્તા મળી. સ્થાનિક રાજસત્તા મળવાથી સ્વરાજ્ય અનિવાર્ય બન્યું. હવે સ્વરાજ્ય માત્ર એક જ વેંત દૂર છે, અને આપણે આઝાદીના માર્ગને છેલ્લે પગથિયે પહોંચ્યા છીએ. જે કોઇ આયર્લેંડનો ઇતિહાસ વાંચે, (તેની) પ્રગતિ વિષે કાંઇ પણ સમજે, અનુભવપરથી કાંઇ પણ સાર ગ્રહણ કરી શકે, તેની ખાત્રી થશે જ કે સ્વરાજ્ય હાંસલ થશે તે ક્ષણથી જ આપણા ધ્યેયની પ્રાપ્તિની શરૂઆત થશે જ. (અર્થાત્ સ્વરાજ્ય મળશે તે ક્ષણથી જ આપણે સંપૂર્ણ સ્વતંત્ર થવા માંડાશું).

## પ્રકરણ ૧૬ મું.

### 'હથીયારવડે સામા થવું'–આદિવચન.

(૧)

સ્વતંત્રતાની ચર્ચાપરથી આપણે સ્વાભાવિક રીતે શસ્ત્રગ્રહણ કરવાની ચર્ચામાં ઉતરી પડીએ છીએ. લોકોના હક્કનું સત્ય કે વાજબીપણું પુરવાર કરવાથી બસ થતું હોત, તો દુનિઆમાં બહુ થોડો જુલ્મ થાત. પરંતુ જુલ્મી સત્તા સાથે પ્રજાના હક્કોના સત્યની વાત કરીએ છીએ ત્યારે તે આપણી વાત તરફ દુર્લક્ષ કરે છે. આવી સત્તાને દલીલોની કાંઇ અસર પહોંચે નહિ. તેની સામે તો બળ જ અજમાવવું જોઇએ. ત્યારે 'બંડ' કરવામાં વાજબીપણું છે કે ગેરવાજબીપણું છે, એ સવાલનો વિચાર કર્યા વિના છુટકો નથી.

(૨)

હવે કોઇ ઢંગી અને રહીઢીયો વ્યવહારકુશળ માણસ એકદમ પ્રશ્ન કરશે કે "આયર્લેંડમાં શસ્ત્રગ્રહણ કરવાની શી જરૂર છે? જો કોઇ લઢવા માગે તો તે અશક્ય છે; કોઇ લઢવા માગતું યે નથી. તમારે લઢવાનું શરૂ કરવું તો તમને કોણ રોકે છે?" રહીઢમાં ને રહીઢમાં કરેલી આવી ટીકા બીલકુલ વ્યવહારૂ નથી. સૌ કોઇ એ ટીકા તરફ આંખ આડા કાન કરી શકે. પરંતુ આ ટીકાથી આપણને એટલી ખાત્રી થાય છે કે ઘણા માણસોની ઇચ્છા એકદમ એક નિર્ણયાત્મક યુદ્ધ કરી આપણી લાંબી લડતનો નિવેડો આણવાની છે, છતાં તેઓ એ વાતને અમલમાં મૂકવી અશક્ય માને છે.

વ્યવહારની દૃષ્ટિએ આ પ્રશ્ન વિચારતી વખતે આપણે કેટલીક વાત ધ્યાનપર લેવાની છે. (જોકે) આયર્લાંડ ભૂતકાળમાં ઘણી વાર મોટાં લશ્કરો સામે લડ્યું છે, અને હાલ પણ તેમ કરી શકે, છતાં અજય્ય ઇંગ્લાંડ સામે અપૂર્ણ અને આછાં સાધનસામગ્રીવાળા આયર્લાંડે હાલમાં હથિયાર સજી બળવો કરવાનો વિચાર કરવો યોગ્ય નથી. (આમ છતાં) આયર્લાંડ તેમ કરે તો ઇંગ્લાંડ માટે આવી સહેલી લડત બીજી એક પણ નથી. આ હકીકત આપણે ધ્યાનપર લીધી. હવે નીચેની હકીકતપર પણ ખાસ ભાર મૂકવાનો છે. છેક શાંત બેસી રહીએ અને ગમે તેમ ઘસડાઇ જઇએ તો ઇંગ્લાંડ જે જે યુદ્ધમાં ઘસડાય તે તેમાં આપણે ખેંચાવું પડશે. આપણે ચ્હાય તો ઇંગ્લાંડ માટે લઢવું કે ચ્હાય તો તેનાથી છુટા પડવું જોઇએ. આપણે માટે એ બે જ માર્ગો ખુલ્લા છે. જ્યાંસુધી તેની સાથે આપણો સંબંધ છે, ત્યાંસુધી આપણે તટસ્થ રહી શકીએ નહિ. આથી હથિયારવડે સામા થવાનો પ્રશ્ન એ ખાસ વ્યવહારૂ અને અગત્યનો પ્રશ્ન છે. **ઇંગ્લાંડની સહીસલામતીને નુકસાન પહોંચે એવા ભયના પ્રસંગોમાં તેને સાથ દેવો એ તેની સાથેનો સંબંધ તોડવાનું સાહસ કરવા જેટલું ભયંકર છે.** સંજોગો કાંઇ અજબ રીતે ફેરવાયા છે. ઇંગ્લાંડને અંદર તેમ જ બહારથી ભય છે. ઇંગ્લાંડમાં મજુરપક્ષના ઝઘડા એટલા બધા ગુંચવણભર્યા છે કે ભાગ્યે જ કોઇ તેમનું પરિણામ કળી શકે. (વળી) એક બીજી ગુંચવણને લીધે ઇંગ્લાંડના વડા પ્રધાન રૂશીઆના ઝારની માફક પાકા બંદોબસ્ત સાથે ફરતા જણાય છે. ચાલુ અશાંતિથી પણ ગુંચવણ વધી પડે એમ છે. માત્ર ઇંગ્લાંડ જ સંકટમાં નથી, પરંતુ બધી મહાન સત્તાઓની એ જ દશા છે; અને આવી ગમે તે એક સત્તાને એકાદ બહારની લઢાઇ માટે ઉભા થવાનો તેમ જ માંહોમાંહ્ય લઢાઇથી છેક નિર્બળ બની જવાનો સરખો સંભવ છે. આ સર્વે સંજોગોનું યથાયોગ્ય અવલોકન કરીએ તો આપણને એ સાર મળશે કે આપણે આ તોફાનથી વિમુખ રહી શકીએ નહિ, અને છેક શાંત પણ બેસી શકીએ નહિ. આપણે પણ મેદાનમાં ઉતરી પડવું પડશે, અને ચ્હાય તો આપણા અગર અન્યના લાભાર્થે યુદ્ધમાં ઝંપલાવવું પડશે. ત્યારે આપણે ખુદ આપણે માટે શાને લઢવા તૈયાર ન થઇએ? આથી, હાલમાં જ્યારે આટલી બધી હીલચાલો ચાલી રહી છે, ત્યારે હથિયાર સાથે સામા થવાના પ્રશ્નની ચર્ચા ચલાવવી એ તદ્દન વ્યવહારૂ છે. આ બાબતની કોઇ પણ ના પાડી શકે નહિ.

(૩)

જેમને આ ચર્ચા ડહાપણભરી લાગે એવા થોડા માણસોની સાથે જ આપણે એ ચર્ચા કરીશું. આપણો હેતુ આ ચર્ચા ઘણી અસરકારક રીતે કરવાનો હોવો જોઇએ. આપણે એ ચર્ચામાં ધીરજ તથા દૃઢતા રાખવી જોઇએ. આવી ચર્ચામાં ઘણી વાર આપણામાં અધીરાઇ આવી જવાનો સંભવ છે તથા અનિશ્ચયી પરંતુ આપણા પક્ષમાં જીતી લેવાય એવા લોકોને આપણે ઉતાવળી અને કડવી ટીકાથી દૂર કરીએ એવો પણ સંભવ છે. આવા લોકો ન્હાય તો કોઇ નૈતિક વિચારને લીધે અગરતો કમહિંમતને લીધે પાછળ રહી જાય છે, પરંતુ તેમને સત્ય ચોકખેચોકખું સમજાવવામાં આવે તથા યોગ્ય તાલીમ આપવામાં આવે તો તેમને આપણે આપણા સાચા સૈનિકો બનાવી શકીએ. કોનકોર્ડમાં એક સૈનિકનું બાવલું મૂકવાની ક્રિયા થતી હતી તે વખતે એમર્સને જે ભાષણ કર્યું હતું તેમાં તેણે અમેરીકન સીવીલ વૉર–અમેરીકાના લોકોની માંહોમાંહની લડાઇમાં લડનારા આવા કેટલાક કાચા મનના સૈનિકો વિષે ઇશારો કર્યો હતો. પોતાને સુપરિચિંત એવા એક યુવક માટે એમર્સન લખે છે કે તેને પોતે કાયર હોવા એવી સદા શંકા રહેતી, એમ છતાં તે સૈનિક ભયની સામે થવામાં ટેવાઇ ગયો હતો. "તેણે ન્યૂયોર્કમાં પોતાનું નામ નોંધાવ્યું. તે રણક્ષેત્રમાં લડવા ગયો. ઘણો વહેલો મરણને શરણ થયો." એમર્સને આ સૈનિક વિષે જે કાંઇ ઇસારો કર્યો છે, તેપરથી આપણે ઘણું શીખી શકીએ. "આમ આવેશ અને હોંશથી સામાન્ય મનુષ્યો મહાપુરૂષ થઇ ગયા છે." મનુષ્યોને શારીરિક તાલીમ આપવામાં આપણે જેટલો શ્રમ ઉઠાવીએ છીએ તેટલો જ શ્રમ આપણે તેમને માનસિક તાલીમ આપવામાં લેવો જોઇએ. આપણે શારીરિક કેળવણી–વ્યાયામ વગેરે પર ઘણું લક્ષ આપીએ છીએ એ વાજબી છે, કારણકે તેથી આપણે અવ્યવસ્થિત લોકનાં ટોળાંને એક વ્યવસ્થિત સૈન્યમાં ફેરવી શકીએ છીએ; અને આથી નિરાશાને બદલે આપણામાં બળ આવે છે. જે મનુષ્યોના મનની આપણને ખાત્રી થઈ નથી, જેઓ પોચા મનના, જીવ બાળનારા અને અંતરના અવાજના માટે અત્યંત કાળજી કરનારા હોય છે, એવા મનુષ્યોના સંબંધમાં આપણે કાળજી રાખવી જોઇએ. જે સૈનિક વિષે એમર્સને લખ્યું છે તે સૈનિકની માફક આવા લોકો પણ લશ્કરને મોખરે ઊભા રહી ઝૂઝતા જોવામાં આવે, પરંતુ આપણામાં તેમને સમજાવવા જેટલી ધીરજ જોઇએ. આ બાબતમાં આપણે ખાસ કરીને આપણું સમતોલપણું જાળવવું જોઇએ, અને ઝીણી મોટી દરેક બાબત

તરફ આપણે ઉમંગથી કાંઇ પણ લાગણી બતાવવી જોઇએ. આથી મનુષ્યોને શારીરિક કેળવણી આપવામાં આપણે જેટલી સંભાળ લઇએ છીએ, તેટલી જ સંભાળ આપણે તેમને માનસિક કેળવણી આપવામાં લેવી જોઇએ. એ વાત દીવા જેટલી સ્પષ્ટ થાય છે.

(૪)

આ પ્રશ્નપર જ્યારે ખરી રસભરી ચર્ચા ચાલી રહી હશે ત્યારે બંડ કરવાની નીતિ સામે ધર્મદૃષ્ટિએ વિરોધ લેવામાં આવશે. અહિં જ બધા અંતરાય, કાયરતા અને અનિશ્ચિતતા વિગેરે ઉભાં થાય છે અને આવી વખતે આપણને મહાન મુશ્કેલીઓ સામે ઝૂઝવાનું હોય છે. **સ્વતંત્ર રાજ્યોનો તો યુદ્ધ કરવાનો કાયમનો હક્ક કબુલાયો છે, પરંતુ પરાધીન રાજ્યોનો પ્રમાણિક અને ન્યાયી કારણો હોય છતાં બંડ યા હુમલો કરવાનો હમેશનો હક્ક છે એવું કબુલાયું નથી.** એ હક્ક આપણને આયર્લાંડમાં મળ્યો નથી કે મળતો નથી. હથિયાર સાથે સામે થવાની નીતિ સામે ઘણા લોકો વિરોધ કરે છે. આપણે આપણા વિરોધીઓની દલીલે દલીલનો સચોટ જવાબ આપવો જોઇએ અને જ્યાં ફાવીએ ત્યાં તેમને ધીમે ધીમે આપણા પક્ષમાં દોરી લેવા જોઇએ. પણ આથી કાંઇ સ્વતંત્રતાને વાગ્યુદ્ધનો વિષય બનાવવા જેવું નથી. (કેટલાયે વખત થયાં હિંદુસ્થાનની ઘણી જગ્યાઓએ શિક્ષિત વર્ગો આવી વાગ્યુદ્ધની પ્રવૃત્તિમાં જોવામાં આવે છે) સ્વતંત્રતા એ તો કાંઇ અવનવી જ વસ્તુ છે. **યુદ્ધનો સમય આવ્યે આપણે કેવળ વાતોના તડાકા નહિ મારીએ પરંતુ આપણા સિદ્ધાંતો આપણા જીવનમાં ઉતારી બતાવીશું.** ( આપણા શિક્ષિતો પણ આમ કરે તો કેવું સારૂં ! ) **સ્વતંત્રતા એ કાંઇ વાગ્યુદ્ધનો વિષય નથી.** છતાં જ્યાંસુધી તર્કની દૃષ્ટિ પહોંચી શકે ત્યાંસુધી આપણી દલીલો તો વાજબી અને અસરકારક હોવી જ જોઇએ. પણ આપણી સ્વતંત્રતા કેવળ તર્ક કરતાં ઘણી ઉંચે જાય છે. આપણને પ્રાણરૂપ એવી આ આપણી દિવ્ય લડત કેવળ તર્કમાં સમાતી નથી. આથી જ્યારે આપણે આપણા વિરોધીઓ સામે દલીલ કરીએ ત્યારે તેમના જેટલી અગર વધારે સારી દલીલો કરવાનું આપણે માથે લઇએ છીએ; પણ એ વાત યાદ રાખવાની છે કે કેવળ દલીલોની હારજીતને અવલંબીને આપણી લડત નથી. આ કારણને લીધે હું કાંઇ સામાન્ય રીતે યુદ્ધ કરવાના હક્ક વિષે ચર્ચા કરતો નથી પરંતુ અમુક પ્રજાનો અમુક સંજોગોમાં બળવો કરવાનો હક્ક છે કે નહિ, તે વિષે જ થોડી ઘણી ચર્ચામાં ઉતરૂં છું અને તે વખતે હું કાંઇ આયર્લાંડને ભૂલી જઇને બીજાઓને શી અસર થાય છે તે તરફ જ લક્ષ આપતો નથી. કેવળ ચર્ચા

માટે ચર્ચા કરવાનો મારો હેતુ નથી. પ્રસ્તુત વિષયપર (ચર્ચા કરવા બેસીએ તો તો) એક મોટું પુસ્તક લખી શકાય. પણ બધી પંડીતાઇ કોરે મૂકી કેવળ આપણા સંબંધની અને આપણને અતિ ઉપયોગી એવી વાતપર જ હું એક બે બોલ લખીશ. ખાસ ખુલ્લાં, સમજી શકાય એવા કારણોને લીધે હું આ ચર્ચાથી કેથોલિક પંથના માણસોને શી અસર થાય તે બતાવવા માંગું છું અને કેથોલિક પંથના કેટલાક પ્રમાણરૂપ લેખકોએ આ વિષયપર શું લખ્યું છે તે પણ હું તેમના (કેથોલિક) તથા બીજાઓના ધ્યાનપર લાવવા માંગું છું. એક બાબત આપણે ખાસ ચોકસાઇથી ધ્યાનમાં લેવી જોઇએ. કેથોલિક પંથના એક સુપ્રસિદ્ધ લેખકે (ડૉ. મરેએ) ગયા સૈકાના મધ્યમાં લખેલા લેખમાંના નીચે ટાંકેલા અવતરણમાં એ વાત આપેલી છે. "પ્રસ્તુત વિષયમાં (The Church) ધર્મગુરૂઓ તરફથી હજુ સુધી કાંઇ પણ ચોક્કસ ફરમાન નિકળ્યું નથી. તેમણે તો આ પ્રશ્ન હજુ ચર્ચાસ્પદ રાખ્યો છે. ઘણા ધર્મવાદીઓએ એ વિષયપર ઘણુંએ લખ્યું છે, પરંતુ મારી જાણ મુજબ ઘણો મોટો ભાગ તો એ વિષયમાં ચૂપ જ રહ્યો છે." આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. ધર્મવાદીઓમાંથી કેટલાકે એક તરફનું તો બીજાઓએ તેથી ઉલટું જ લખ્યું છે, પરંતુ ધર્મગુરૂઓ તરફથી એ પ્રશ્ન (પ્રજાનો બંડ કરવાનો હક્ક) વિષે કશું જ લખાયું નથી. આયર્લાંડમાં પ્રજાનાં પ્રતિનિધિરૂપ લશ્કરનો મોટો ભાગ કેથોલિક પંથના માણસોનો છે અને અગાઉ જે મુશ્કેલીઓ નડી હતી તેનું મૂળ કારણ એ હતું કે કેથોલિક પંથના માણસોને કેટલાક કેથોલિક સત્તાધીશો સાથે વિરોધ થયો હતો. આમ હોવાથી હું કેવળ કેથોલિક લેખકોના ફકરા કેમ ટાંકું છું, તેનાં કારણો આપવાને વધુ શ્રમ લેવાની ફરી જ જરૂર નથી. જોનારને સ્પષ્ટ સમજાશે કે હાલની વસ્તુસ્થિતિ ઘણી સૂક્ષ્મ અને મુશ્કેલ છે, અને આ પ્રશ્નપર પ્રાસ્તાવિક નોંધ લખતી વખતે એક બાબતપર ખાસ ભાર મુકવો જોઇએ. અમુક મુશ્કેલી ઘણી બારીક અને ભયંકર હોય માટે તે તરફ આપણે આંખ મીંચી શકીએ નહિ, તેમ જ તેનો નિકાલ કરવામાં આપણે ઢીલ પણ કરી શકીએ નહિ. એવી મુશ્કેલી તરફ ઉદાસીન રહીએ તો પરિણામ ગંભીર આવે. શરીરબળથી કરવામા આવતા યુદ્ધમાં યુક્તિપ્રયુક્તિઓ (વાપરી શકાય) વાપરીએ તો વાજબી ગણાય; આપણે આગળ ધપી શકીએ તેમ પાછા પણ પડી શકીએ. વળી છળકપટથી તેમ જ જાહેર રીતે હુમલો પણ કરી શકીએ. (આ બધા શરીરબળથી કરવામાં આવતાં યુદ્ધોમાં ચાલે.) પણ જ્યાં સિદ્ધાંત માટે લડત ચાલતી હોય ત્યાં તો એક સીધે માર્ગે જ ચાલવાનું છે; એ માર્ગ શોધી કાઢવાનો છે અને ત્યારબાદ તે માર્ગમાંથી અણુમાત્ર પણ ખસ્યા વગર પૂર્ણ વફાદારીથી આપણે આગળ ધપ્યા જવાનું છે.

---

## પ્રકરણ ૧૭ મું.

### હથીઆરથી સામે થવું-કાયદાનો ખરો અર્થ.

(૧)

આપણે જુદી સત્તા સામે વાંધો ઉઠાવવા ઉભા થઇએ ત્યારપહેલાં આપણી એ ફરજ છે કે આપણે સાચી સત્તા શી છે તે સમજીએ છીએ તથા તેવી સત્તા ટકાવી રાખીએં છીએ એવું પુરવાર કરીને આપણો પક્ષ મજબુત કરવો જોઇએ. આથી 'કાયદો' એ શબ્દનો ખરો અર્થ સ્પષ્ટપણે જાણવો જોઇએ. તેની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી શકાય. કાયદો એટલે **"રાજ કરતી સત્તાએ પ્રજાના લાભાર્થે ન્યાયપુરઃસર કાઢેલો હુકમ."** આપણે કેટલાક પ્રમાણ પુરૂષોના લખાણો નીચે ટાંકીશું.

"જ્યાંસુધી મનુષ્યકૃત કાયદો ન્યાયને અવલંબીને રહે ત્યાંસુધી જ તેને સાચો કાયદો ગણી શકાય, અને આ દૃષ્ટિએ તો મનુષ્યકૃત કાયદો ચોક્ખી રીતે ઇશ્વરી નિયમમાંથી ઉપજાવવામાં આવ્યો છે."

"જે કાયદાનો હેતુ અન્યાયી હોય, જેના ઘડનારા અન્યાયી હોય તથા જે કાયદાઓનું રૂપ (ઘડવાની પદ્ધતિ) ગેરવાજબી હોય તેવા કાયદાઓ ખરા કાયદાઓ નથી, પરંતુ જુલ્મનાં શસ્ત્રો છે." (સેન્ટ થોમસ)

"અન્યાયી કાયદો એ કાયદો જ નથી!" (સેન્ટ ઓગસ્ટાઇન)

"કાયદાનું મુખ્ય લક્ષણ એ છે કે તે ન્યાયપુરઃસર હોવો જોઇએ, ન્યાયથી ઉત્પન્ન થયો હોવો જોઇએ અને જનસમાજને લાગુ પાડતી વખતે ન્યાયથી લાગુ પાડી શકાવો જોઇએ." (યુરોપીઅન સીવીલીઝેશન પ્રકરણ ૫૩) બાલ્મેઝ.

એ જ પ્રકરણમાં બાલ્મેઝ સેન્ટ થોમસને અભિનંદન આપી તેના વાક્યો ટાંકે છે.

**"રાજ્ય એ રાજા માટે નથી, પરંતુ રાજા રાજ્ય માટે છે"** અને આ વાક્યપરથી તે એવું સ્વાભાવિક અનુમાન કાઢે છે કે "એકે એક સરકાર સમાજના હિત માટે સ્થાપવામાં આવી છે, પછી સરકાર ગમે તે પ્રકારની હોય. (Republican, Commonwealth, Free State, Absolute Monarchy)-પરંતુ આ જ હેતુ રાજ કરતી સત્તાને સાચો માર્ગ-દર્શક થઇ શકે." મીલ પણ પોતાના (રેપ્રીઝેન્ટેટીવ ગવર્મેન્ટ) નામના પુસ્તકમાં એજ વિચાર,—અર્થાત્ કોઇ પણ રાજ્યનો કે સરકારનો મુખ્ય ઉદ્દેશ પ્રજાની આબાદી કરવાનો હોવો જોઇએ-એમ જાહેર કરે છે. ઇસુખ્રિસ્તના જમાના પહેલાં પ્લેટોએ એ જ અભિપ્રાય દર્શાવ્યો હતો. 'તેની (પ્લેટોની

માન્યતા પ્રમાણે આદર્શ નગર તો તે જ કહેવાય કે જ્યાં આખું નગર સુખમાં રહી શકે.' ફેલ્ડરવુડ લખે છે:—"પ્રજાના જન્મસિદ્ધ હક્કોનો ઇન્કાર કરાય જ નહિ એમ માનીને તે હક્કોનો સ્વીકાર કરાય તો જ રાજકીય સરકાર ન્યાયને માર્ગે રચાય."

પ્રસ્તુત વિષયપર દરેક યુગના જુદા જુદા મત ધરાવનારા પક્ષો એક જ સરખો અભિપ્રાય દર્શાવે છે. જ્યાંસુધી આપણા દેશમાં પણ આ શરતો બરોબર પળાય નહિ ત્યાંસુધી આપણે તો લડાઇમાં પરોવાયેલા જ છીએ. જ્યારે સ્વતંત્ર અને શુદ્ધ આઇરીશ સરકાર સ્થપાશે ત્યારે આપણે રાજીખુશીથી તેને સંપૂર્ણ વફાદાર રહીશું. (ત્યારે લોકો કાયદાને માન આપશે). હાલમાં આપણે સત્તા માત્રનું ખંડન કરવા ઉભા થયા નથી, પરંતુ જે લોકો આપણાપર સત્તા ભોગવતા હોવા જોઇએ તેનાથી જુદા જ લોકો હાલમાં સત્તા ભોગવે છે, અને આપણાપર જે વાવટો ફરકતો હોવો જોઇએ તેનાથી કોઇ બીજો જ વાવટો આપણા દેશપર ફરકી રહ્યો છે, એ જ કહેવા આપણે ઉભા થયા છીએ.

(૨)

હાલમાં અસ્તિત્વ ધરાવતી સરકારો સામે વિરોધ દર્શાવવા વિષે બાલ્મેઝ લખે છે કે "જે લોકો ગમે તે નીમેલી સરકારને અંધપણે તાબે થવાની સલાહ આપે છે તેવા લોકોની દલીલોને આપણે ઉડાવી દેવી જોઇએ." (યૂરોપીઅન સીવીલીઝેશન પ્રકરણ ૫૫.) આપણે સ્પેનના એક સુપ્રસિદ્ધ ધર્મવાદી કરતાં વધુ સ્પષ્ટતાથી ભાગ્યે જ કાંઇ પણ લખી શકીએ. તેના લાંબા અને જુસ્સાદાર જવાબમાંનો નીચેનો ફકરો ગમે તે સરકારને અંધપણે વફાદાર રહેવાની સલાહ આપનારા માણસોની દલીલો સામે ઠીક કામે લાગશે. "અન્યાયી સત્તા એ સત્તા જ નથી; સત્યના વિચાર વિના સત્તા હોઇ શકે નહિ. સત્ય વિનાનો અધિકાર પશુબળ સમાન છે." તે આગળ લખે છે:–'જે વિજેતા પોતાના હથિયારના બળે કોઇ પ્રજાને જીતી લે, તેને તે જીતના આધારે પેલી જીતાયેલી પ્રજાના માલીક થવાનો હક્ક નથી. જે સરકારે ઘોર અત્યાચારથી નગરજનોને પાયમાલ કર્યા હોય, જેણે ગેરવાજબી કરો ઉઘરાવ્યા હોય તથા પ્રજાના વાજબી (જન્મસિદ્ધ) હક્કો ડુબાવ્યા હોય, તે સરકાર પાસે આવા ઘોર અત્યાચાર આચરવા પૂરતું બળ છે તેટલા જ કારણથી તેનાં કૃત્યો નિર્દોષ ઠરાવી શકાય નહિ." આ ફકરામાં ઘણી સીધી અને સચોટ વાત છે. બીજી તરફ અધિકારીઓ આનાથી વિરૂદ્ધ કેવી અતિશયોક્તિભરેલી વાતો કરે તે આપણે સારી પેઠે જાણીએ છીએ.

પછીનાં કેટલાંક વાક્યો આપણી (હિંદુસ્થાનની) પ્રજાને સમજવા માટે મુશ્કેલ હોવાથી તેમ જ ખાસ અગત્યનાં ન હોવાથી છોડી દીધાં છે.] હાલમાં જામેલી બધી સરકારો વિષે આટલું વિવેચન બસ છે. આવી એકે એક સરકાર એ પચાવી પડેલી સત્તા છે—બળાત્કારથી સ્થપાયેલી સત્તા છે અને તેવી સત્તા સ્થાયી હોવાથી કોઇ વાજબી કરી શકે નહિ. આપણે તેના હુકમો સામે (હાલમાં) વાંધો ન ઉઠાવીએ તેથી એમ સમજવાનું નથી કે આપણે તે હુકમોનો સ્વીકાર કરીએ છીએ. તેમને સ્વીકારવાનો આપણાથી દંભ પણ ન થઇ શકે, પરંતુ એનો અર્થ એ જ છે કે તે હુકમો સામે થવાનો યોગ્ય સમય હજુ આવ્યો નથી. (હાલમાં આપણે એ હુકમોનો અનાદર નથી કરતા) એ તો યુદ્ધ કૌશલ્ય—યુદ્ધની બાજી છે.

(૩)

આયર્લાંડમાં અંગ્રેજ સરકારે બળાત્કારે પગપેસારો કર્યો છે એમ આપણે માનીએ છીએ અને તેથી જ આપણે તેની સત્તાનો ઇન્કાર કરીએ છીએ, પરંતુ આપણી આગળ એમ દલીલ કરવામાં આવે કે બળાત્કારથી સ્થપાયેલી સત્તાને ધીમે ધીમે પ્રજાની સંમતિ મળે તો તે વાજબી ગણાય છે અને વળી એમ ધારવામાં આવે કે આયર્લાંડ ઉપર કહેલી હકીકતના ઉદાહરણરૂપ છે, તો તેનો પ્રત્યુત્તર પણ સ્પષ્ટ છે. આ દલીલનો તો આપણે સીધો જ ઇન્કાર કરીએ છીએ, અને તે દલીલ ખોટી છે તેના પુરાવામાં આપણે એમ કહીશું કે આઇરીશ ઇતિહાસ તપાસતાં માલુમ પડે છે કે આયર્લાંડે માલીક થઇ બેઠેલી અંગ્રેજ સરકારને કોઇ પણ કાળે પોતાની સંમતિ આપી નથી. જેઓ ઉપલી દલીલના આપણા સીધા ઇન્કારથી—અને પુરાવામાં અમે જે હકીકત આપી તેથી—સંતોષ ન પામે તેમને અમે જણાવીશું કે **શરૂઆતમાં ન્યાયમાર્ગે સ્થાપવામાં આવેલી સરકાર પણ જો પાછળથી પ્રજાના વિનાશાર્થે પોતાની સત્તાનો દુરૂપયોગ કરે તો તેની સામે થવામાં કશો વાંધો નથી.** અંગ્રેજ સરકાર બળાત્કારથી સ્થપાયેલી સરકાર છે એમ અમે હજુ પણ માનીએ છીએ. છતાં આટલેથી વિરોધીઓને સંતોષ ન થાય તો આપણે એથી પણ વધુ આકરાં કારણો બતાવીને આપણી સામે થતી બધી દલીલોનું ખંડન કરીશું. ડૉ. મરે એવાં આકરાં કારણોવાળી હકીકત નીચેના ફકરામાં જણાવે છે. તે લખે છે:—"આપણો પ્રશ્ન શરૂઆતમાં ન્યાયમાર્ગે સ્થપાયેલી પરંતુ પાછળથી પોતાની સત્તાનો ગેરઉપયોગ કરનારી સરકાર સામે થવાનો છે. (ધર્મવાદપરના નિબંધો—પુસ્તક ૪.) ઘણા ધર્મવાદીઓનો સામાન્ય અભિપ્રાય

એવો છે કે જ્યારે વાત એટલી હદે પહોંચી હોય કે નીચે દર્શાવેલા બધા સંજોગો અમુક રાજતંત્રમાં એકીસામટા માલુમ પડે ત્યારે (પશુબળ વાપરી) સર્વોપરી રાજકર્તાની સામે થવું અને જરૂર પડે તો તેને પદભ્રષ્ટ કરવો એ તદ્દન વાજબી છે. તે સંજોગો નીચે પ્રમાણે છે.

૧. જુલ્મ અસહ્ય હોય,

૨. સારા અને કેળવાયેલા માણસોને જુલ્મની ખાત્રી થઇ હોય,

૩. જુલ્મી રાજાના અત્યાચારો, તેની સામે થવાથી અથવા તેને પદભ્રષ્ટ કરવાથી ઉપજતા અનિષ્ટો કરતાં વધુ ખરાબ હોય,

૪. (આવો) છેક છેલ્લો રસ્તો (બળવો ઉઠાવવો—હથિયારવડે સામે થવું) લીધા સિવાય તે જુલ્મમાંથી મુક્ત થવાનો બીજો કોઇ પણ માર્ગ જડતો ન હોય,

૫. આપણી ફત્તેહ માટે આપણા આત્મામાં આપણને ખાત્રી થતી હોય,

૬. આપણે જે બંડ ઉઠાવીએ તેમાં પ્રજાનો મોટો ભાગ સંમત અને સામેલ હોવો જોઇએ. આમ પ્રજાના મોટા ભાગે ઉપાડેલી હીલચાલમાં દેશના થોડાક માણસો જોડાવાની ના પાડે તો તે હિલચાલ કાંઇ ગેરવાજબી ઠરતી નથી.

ઉપર વર્ણવેલા સંજોગોમાંના કેટલાક સંજોગોપર ડો. મરેએ ઘણું વિવેચન કર્યું છે. હું માત્ર ખાસ મુખ્ય મુદ્દાઓ જ આપું છું. ઉપરના સંજોગો આયર્લાંડને કેટલા બંધબેસતા છે તે દરેકના ધ્યાનમાં હશે જ. જો આપણા દેશનાયકોને બંડ કરવાની શરતો યોજવાનું કહેવામાં આવે તો તેમણે ઉપર બતાવેલા સંજોગો કરતાં પણ વધુ આકરી શરતો આપી હોય. આવા નાયકોમાંના કેટલાકને માટે આપણે પ્રમાણિકપણે ખાત્રીથી કહી શકીએ કે તેમને જીત માટે મનમાં પુરેપુરી ખાત્રી નથી, તેથી જ તેઓ લડતમાં એકદમ ઝંપલાવતા નથી. તેમને તો જીત માટે પ્રત્યક્ષ—પુરેપુરી ખાત્રી જોઇએ છે. (આથી જ તેઓ ઢીલ કરે છે). પણ આવી આશાથી કોઇ પણ લડાઇની શરૂઆત થઇ શકે જ નહિ.

## (૪)

કોઇ સરકાર પોતાના અન્યાયથી નાશ પામે ત્યારે આપણે સત્યના પાયા ઉપર (નવી) સત્તા રચવા માટે મુલકી સત્તા પ્રથમ કેવી રીતે સ્થપાઇ હતી, તે વાત ધ્યાનપર લેવી જોઇએ. "રાજાના હક્કો ઇશ્વરદત્ત છે, તેનામાં દોષ હોય જ નહિ," એવી હાલમાં કોઇ પણ દલીલ કરતું નથી. પણ એ જુની તકરાર સમજવાથી આપણને દરેક યુગમાં કેવા પ્રકારની

સરખર હોવી જોઇએ તેના ખ્યાલ આવે છે." "રાજાઓને સીધી ઇશ્વર તરફથી જ સત્તા આપવામાં આવે છે" એ વિચાર સામે સુઆરેઝ 'પ્રથમથી જ પ્રજાની સત્તા સર્વોપરી છે અને પ્રજાની સંમતિથી બીજી બધી સભ્ય સત્તાઓ જન્મ પામે છે' એવી હિંમતભરી દલીલ મુકે છે. [પ્રસ્તુત વિષયમાં આ ઉપરાંત બીજા ઘણા લેખકોના લખાણો ટાંચવામાં આવ્યાં છે, પણ હિંદુસ્થાનના લોકોને એ નામો બીલકુલ પરિચિત ન હોવાથી અત્રે તેમનાં અવતરણો આપ્યાં નથી.] સુઆરેઝ જેવા અનેક લેખકોનાં લખાણો વાંચવાથી આપણને ખાત્રી થશે કે સરકારનો અત્યાચાર વધી જાય ત્યારે બંડ કરવું વાજબી ગણાય.] ડો. મરે નામનો લેખક નીચે પ્રમાણે લખે છે.

" (રાજકર્ત્તાના) અત્યાચારથી આવશ્યક થઇ પડેલું અને સુખકારી પરિણામ આવવાની આશામાં કરવામાં આવેલું બંડ એ પ્રજાના સદ્‌ગુણનું કર્ત્તવ્ય ગણાય." આ પ્રમાણે જો તેનું પરિણામ સુખકારી જ હોય તો નવી રાજસત્તા સ્થાપવાનો હક્ક સમસ્ત પ્રજાનો છે અને તેમ કરવાનો ભાર પ્રજાના શિરપર છે.

(૫)

છેવટમાં આપણે એવા નિર્ણયપર આવીએ છીએ કે જો અમુક સરકાર પ્રજાના હિત માટે અને ન્યાયપુરઃસર સ્થાપવામાં આવી હોય તો જ તે ન્યાયી ગણાય; બળાત્કારથી મેળવેલી સત્તાની સામે થઇ શકાય એટલી માન્યતાપર આવીએ એ બસ નથી, પરંતુ તેની સામે થવું જ જોઇએ. શરૂઆતમાં ન્યાયમાર્ગે સ્થપાયેલી સત્તા પણ જો પાછળથી જુલ્મ વર્ષાવતી હોય તો તેની સામે થઈ તેને ઉખેડી નાંખવી જોઇએ; જો કોઇ સત્તાનો નાશ તેના પોતાના અન્યાયથી જ થાય તો આપણે એક નવી સત્તા સત્યના પાયાપર સ્થાપન કરવી જોઇએ.

કેટલાક લોકો બેપરવાઇથી કહે છે કે હદપાર અવ્યવસ્થા થાય ત્યારે સ્વતંત્રતા જન્મ પામે; પણ આ સિદ્ધાંત ઘણો હાનિકારક છે. પરંતુ જો આપણે એમ કહીએ કે હદપારની અવ્યવસ્થાથી જુલ્મી સત્તાનાં બીજ રોપાશે, તો આપણે કેટલેક અંશે સાચી વાત કહી કહેવાય, કારણ કે તોફાની ટોળાંને અટકાવવા-માટે માણસો નિરંકુશ સત્તાધીશને વધાવી લેશે. પણ જ્યારે દૃઢનિશ્ચયી અને પુરી તાલીમ પામેલી પ્રજા ન તો નિરંકુશ સત્તા કે ન તો અવ્યવસ્થાને ચ્હાતી હોય, પરંતુ સ્વતંત્રતા સર કરવાને તત્પર બની હોય, ત્યારે તે કુદરતને માર્ગે ચાલે છે. ટર્નરે પોતાના "હીસ્ટરી ઓફ ફીલોસોફી" નામના પુસ્તકના ૩૮ મા પ્રકરણમાં સેન્ટ થોમસનો

સિદ્ધાંત વર્ણવ્યો છે; તેમાં ઉપલી હકીકત સ્પષ્ટ જણાવેલી છે. સેન્ટ થોમસ કહે છે: "કોઇ જુલમગારની પ્રજાને પોતાની મુક્તિ માટે જે વાજબી હક છે તેનો દાવો એક મનુષ્યથી[1] નહિ, પરંતુ પ્રજાએ નીમેલી કામચલાઉ અને ન્યાયમાર્ગે ચાલતી[2] સત્તાથી જ થવો જોઇએ. જ્યારે જંગલી અને મૂર્ખા લોકો એમ લવારો કરે કે આપણે તે સત્તા માત્રનો ઇન્કાર કરીએ છીએ ત્યારે આપણે શાંતપણે એમ બતાવી આપવું જોઇએ કે અમને સત્તા માત્ર સામે વાંધો નથી, પરંતુ સત્તાનું મૂળ સત્ય છે એ અમે સમજીએ છીએ અને તેની (સત્તાની) પ્રાણરૂપ સ્વતંત્રતાને અમે પૂજીએ છીએ."

## પ્રકરણ ૧૮ મું.

### હથિયારવડે સામે થવું–કેટલાક વાંધાઓ.

(૧)

હથિયારવડે સામે થવાના વ્યાજબીપણા વિષે આપણે આગળ સ્હેજ ચર્ચા કરી ગયા; હવે તેની સામે થતા કેટલાક વાંધાઓનો વિચાર કરવો ફાયદાકારક થઇ પડશે. આ પ્રશ્નની ચર્ચા માટે આતુર થયેલા મનુષ્યો સમક્ષ આપણા સિદ્ધાંતનો સ્પષ્ટ ચિતાર આપવામાં આવે તો તેઓ સંતોષ પામે પણ કદાચ એકાદ એવો વિરોધી જાગે કે જે સમજી શકાય એવી ડહાપણભરી વાતો ડોળે અને મહાપુરૂષના પ્રમાણ હેઠળ કે એકાદ ઉદાહરણ આપી 'બંડખોરો' પર ગમે તેવી ટીકા કરે તો તો અસંતોષ પેદા થાય. અગત્યના અને વ્યવહારી કાર્યો તરફ દુર્લક્ષ કરવા ઇચ્છતા માણસો તત્ત્વજ્ઞાનનો ડોળ કરી એવા પ્રશ્નો કોરે મૂકે છે એ આપણે જોઇએ છીએ; પણ કેટલાક લોકો સિદ્ધાંતના સત્યનો અસ્વીકાર કરવાની ઇચ્છાથી "વ્યવહારની દૃષ્ટિએ એ સિદ્ધાંતને અમે આચરણમાં મૂકવા અસમર્થ છીએ" એવું બ્હાનું કાઢી પેલા સિદ્ધાંતને પડતો મૂકે છે, એ વાત આપણે ધ્યાનમાં લેતા નથી. તેમની નજરમાં ઐતિહાસિક અને નજીક આવતા ભય કરતાં યે હાલના સમયની અનિવાર્ય અને અણસ્થાયી મુશ્કેલી વધુ મોટી લાગે છે. આ હકીકતપરથી એટલું સ્પષ્ટ થાય છે કે આપણે તાત્કાલિક અને ચિર-

---

૧ નિરંકુશ સત્તાધીશ નહિ.

૨ [illegible] નહિ.

રથાયી પ્રશ્નોનો ભેદ વ્યક્ત કરીએ તો શંકાશીલ હૃદયોમાં (પણ) સાચી શ્રદ્ધા ફરીથી જાગૃત કરી શકીશું, અને આમ આપણી સામે ઉઠાવવામાં આવતા બધા વાંધાઓનુ ખંડન કરી આપણે આપણી લડત સહિ-સલામત કરીશું.

(૨)

છેક વિચારશૂન્ય માણુસો જ આપણી હીલચાલ સામે વાંધો ઉઠાવતી વખતે ડહાપણ વાપરવાની આપણને વારંવાર શિખામણ આપ્યા કરે છે. સદાયે મુસ્કેલીઓથી નાસતા ફરનારા લોકો સામાઓને "ઉતાવળા ન બનો, ધીરજ રાખો," એવા શિખામણના શબ્દો કહી, પોતાની નબળાઇ ઢાંકવાનો પ્રયત્ન કરે છે. આવાઓને આપણે જણાવવું જોઇએ કે તમારી આવી ટેવ ઘણી હાનિકારક છે. જે લોકો પોતાની લડતમાં ખરેખરા સહૃદયી અને ઉત્સાહી છે તેઓ અગત્યના પ્રશ્નો કોરે મૂકવાની તમારી ટેવથી છેડાય છે અને "ધીરજ" ને એક તિરસ્કરણીય વસ્તુ લેખે છે. "ધીરજ રાખો, ધીરજ રાખો" એવી તમારી સલાહની કંઈ અસર થતી નથી, અને એક મહાન વ્યક્તિની ઇજ્જતને ધોકો પહોચે છે. "ધીરજ" એ કાંઇ નિર્બળનો ગુણ નથી, એ તો વીર પુરૂષના શણગારરૂપ સદ્‌ગુણ છે. આપણે 'હથિયારવડે સામે થવાની' વાત કરીએ છીએ, ત્યારે એકાદ વિરોધી કહે છેઃ–"ખરેખર તમે કહો છો તે બધું સિદ્ધાંત તરીકે તો ખરૂં છે, પણ તેને વ્યવહારમાં મૂકતાં કેવો દુરૂપયોગ થવાનો સંભવ છે, તેનો જરા વિચાર તો કરો!" આપણે આવી દલીલ સાંભળીએ છીએ કે તરત જ કેટલાક યોગ્ય ઉત્તરો આપણને સ્ફુરી આવે છે. ડો. મરે પોતાના એક નિબંધમાં લખે છેઃ–"કેટલાક બેદરકાર પુરૂષો અમુક સિ-દ્ધાંતનો દુરૂપયોગ કરતા હોય અગર અમુક સભાજનો સમક્ષ કે અમુક સંજોગોમાં તે સિદ્ધાંતનો પ્રચાર કરવાથી ગંભીર પરિણામો આવે એમ હોય, તેથી કાંઇ તે સિદ્ધાંતનો દોષ કાઢી શકાય નહિ." ડૉ. મરેનો આ જવાબ ઘણો જ પ્રશંસનીય છે અને વિરોધી તો (આ ઉત્તર સાંભળીને) કેવળ બડબડીને જ બેસી રહે. બાલમેઝના લખાણને સંમત થઇ આપણે પણ વિરોધીને નીચે પ્રમાણે જવાબ આપીએ છીએ. "સામાને–પ્રજાને–ડાહ્યા થવાની સલાહ આપીએ ત્યારે એવી સલાહ ખોટા સિદ્ધાંતોને આધારે આપી શકાય નહિ. આપણા સિદ્ધાંતો ખોટા હોય તો આપણે ડાહ્યા હોવાનો ડોળ કરવો ન ઘટે. એકેએક રાજ્યતંત્ર, એકેએક સમાજને ઉથલાવી નાંખે એવી ગંભીર ભૂલોનો પ્રચાર કરી આપણે દુર્દશામાં અબ-

ઉઠી પ્રજાનો પ્રમાણિક ગુસ્સો શાંત પાડવાનો અઘટિત પ્રયત્ન કરવો એ યોગ્ય નથી." આવા પ્રશ્નોની (હથિયાર સામે સામા થવાની) ચર્ચા કરતાં અચકાતા લોકોને ઉદ્દેશીને બાલ્મેઝ લખે છેઃ—"હું એટલું કહેવાની છુટ લઉં છું કે આવા માણસોનું ડહાપણ ધૂળમાં મળે છે. તેમનું દૂરદર્શીપણું, તેમની સાવધાનતા નિરર્થક નીવડે છે; તેઓ આવા પ્રશ્નોપર ચર્ચા કરે યા ન કરે તોપણ તે પ્રશ્નોનો આપણને તિરસ્કાર અને દીલગીરી ઉત્પન્ન થાય એવી રીતે નિકાલ થયા જ કરે છે."

ઉપરની હકીકતના પુરાવા માટે, જુના રાજ્યતંત્ર હેઠળના ફ્રાંસની દશા અને તે વખતની પ્રજાના ગંભીર દુઃખો વિષે લખતાં "ટર્નર" જે કંઇ લખે છે તે આપણે ટાંકીશું. "પ્રજાને રાજસત્તા તરફથી ભય અને કંટાળો હતો. ખ્રિસ્તિ ધર્મગુરૂઓએ જુલ્મી રાજ્યસત્તાના જુલમના દોષો ઉઘાડા પાડયા નહિ. માત્ર ન્યાય અને સહિષ્ણુતાના સિદ્ધાંતોનો પ્રચાર કરવાની જેમની ફરજ હતી તેવા ધર્મગુરૂઓની આવી શાંત વૃત્તિને લીધે પ્રજાની નજરમાં તેઓ જ ખુદ રાજસત્તાધિકારીઓ ન હોય એમ ભાસતું." આ બધા ફકરાઓપરથી આપણને એ સાર મળે છે કે જ્યારે અન્યાય અને પાપ બહુ વધી પડયાં હોય ત્યારે આપણે તેનો ઢાંકપીછોડો કરવો ન જોઇએ; આપણે આપણી નબળાઇને સદ્‌ગુણ તરીકે લેખવી ન જોઇએ. જે વસ્તુની આપણે એકદમ સામે ન થઇ શકીએ, તેનો આપણે ખુલ્લે ખુલ્લો અસ્વીકાર તો કરી શકીએ જ. આવી બાબતો તરફ આંખ મીંચવી એ સૌથી અધમમાં અધમ અવ્યવહારીપણું છે, અને અમે પોતે તો એ અવ્યવહારીપણા સાથે બીલકુલ સંમત થતા નથી એવું અમે અત્રે જાહેર કરીએ છીએ *

(૩)

આજકાલ 'બંડખોર' એ શબ્દનો અર્થ ગમે તેવી રીતે ઠોકી બેસાડવામાં આવે છે, પણ જુદે જુદે સ્થળે તેનો જુદો જુદો અર્થ થાય છે, એ વાત આપણે લક્ષમાં રાખવી જોઇએ. 'બંડખોર' શબ્દ સાપેક્ષ શબ્દ છે. જો અત્યાચાર અને દગાથી કોઇ પ્રજાનું સ્વાતંત્ર્ય ઝૂંટવી લેવામાં આવે અને એક વખતના આબાદ દેશ ઉપર સખ્ત જુલ્મ વર્ષાવવામાં આવે તો તે એક પ્રકારનું બંડ છે, અને તે હલકું બંડ છે. પણ જો અત્યાચા-

* અગત્યના પ્રશ્નોની ચર્ચા કરનારાઓને "ધીરજ રાખો, ડાહ્યા બનો," એવી શિખામણ આપ્યા કરવી અને ચોમેર વધી પડેલાં પાપ અને અનિષ્ટ તરફ આંખ આડા કાન કરવા એ ખરામાં ખરૂં અવ્યવહારીપણું છે, પછી ભલેને હિલચાલ ગમે તે હોય.

રથી અકળાયેલી અને જુલમથી કંટાળેલી પ્રજા બળવો કરે, અને પોતાની સ્વાભાવિક હિંમત, બુદ્ધિ અને ધીરજથી અસલનું સ્વાતંત્ર્ય ફરીથી પ્રાપ્ત કરે અને એક ન્યાયી સરકારનું સ્થાપન કરે તો તે પણ એક પ્રકારનું બંડ છે, અને એ સ્તુત્ય બંડ છે. બંડ ઉઠાવતી વખતે "બંડખોર" નો અંગત હેતુ શો છે, તે શા શા ઉપાયો યોજે છે, તથા શા કારણથી તે બંડ ઉઠાવે છે, એ સર્વનો વિચાર કરીને જ આપણે 'બંડખોર' ની કિંમત આંકવી જોઇએ **અને જો બંડખોર માત્ર શુદ્ધ હેતુઓથી બંડ ઉઠાવે તો તો તે બંડ એક જાહેર સદ્‌ગુણનું** કામ છે. એ તો સત્યને સમાજમા ફરીથી તેની માનનીય પદવીપર સ્થાપિત કરવા બરોબર છે.

અંતમાં આટલી જ સીધી અને સરલ વાત બસ છે. આપણે સનાતન સિદ્ધાંતો પ્રતિપાદન કર્યા છે; ચાલુ સમયના સામાજીક સંજોગો તો અલ્પસ્થાયી અને ઘડી ઘડી બદલાય એવા છે. નીચેના ફકરામાં એ હકીકત અતિ પ્રશંસનીય રીતે આપવામાં આવી છે. "વર્તમાન સમયમાં અત્યંત વિકાસ પામેલા અને ઘણી સાવધાનતાથી રચાયેલા ઐતિહાસિક અને સામાજીક શાસ્ત્રોએ સિદ્ધ કરી બતાવ્યું છે કે સામાજીક સંજોગો તો દેશ અને કાળ અનુસાર બદલાય છે અને ઘડી ઘડી બદલાતા ઘણા સંજોગોમાંથી એ સંજોગો ઉત્પન્ન થયા છે." આથી "મનુષ્યના સ્વાભાવિક હક્કો" પ્રતિપાદન કરનારાં શાસ્ત્રીય પુસ્તકોમાં મનુષ્યના નૈતિક હેતુઓ સાથે સંબંધ ધરાવનારા સનાતન સિદ્ધાંતો પ્રતિપાદન કરવા એટલું જ બસ નથી, પરંતુ આ સિદ્ધાંતોને આધારે ઉત્પન્ન થતા અલ્પસ્થાયી અને ભાવિ સંજોગોનો વિચાર કરીને જ આવા સિદ્ધાંતો પ્રતિપાદન થવા જોઇએ." આ જ પ્રમાણે જો આપણો હેતુ આપણા સિદ્ધાંતોને આવતી કાલે લાગુ પાડવાનો હોય તો આપણે આજના જ સંજોગો વિચારીએ એ ન પાલવે. આપણે તો તે સિદ્ધાંતો લાગુ પાડવાથી ભવિષ્યમાં જે કોઇ અલ્પસ્થાયી અને ઘડી ઘડી બદલાતા સંજોગો ઉત્પન્ન થાય તેનો પણ વિચાર કરવો જોઇએ. (ભવિષ્યને નજરમાં રાખીને જ તે કાળે પણ અનુકૂળ થઇ પડે એવા સનાતન સિદ્ધાંતો આપણે સ્થાપવા જોઇએ). આ વાતપર ખાસ ભાર મૂકવાની જરૂર છે. વીશ વર્ષ પૂર્વેની સ્થિતિ હાલમાં ઘણી જ બદલાઇ ગઇ છે અને આવતી કાલે આજની સ્થિતિ બદલાઇને કેવી થશે તથા બીજા વીશ વર્ષના ટુંક સમયમાં શા શા ફેરફારો થઇ જશે એનો આપણે નીચેની હકીકત ધ્યાનમાં લઇએ તો કાંઇક ખ્યાલ આપી શકીએ. ૧૮૪૮ ની સાલમાં સતત ભૂખમરો ચાલવાથી આયર્લાંડ લગભગ પાયમાલ થઇ ગયું

હતું અને તેનો બળવો નિષ્ફળ ગયો ત્યારે બધાને ઉપર ઉપરથી એમ જ લાગતું કે આયર્લૅંડ ફરીથી કદી ઉભું થઇ શકશે જ નહિ. પણ બીજાં વીશ વર્ષમાં એક નવા બળવાની તૈયારી કરવામાં આવી હતી અને પરિણામે આયર્લૅંડમાંની અંગ્રેજ સત્તા તેના મૂળમાંથી હાલી ઉઠી હતી.* વળી ડી વુલ્ફે નીચે જે કાંઇ લખ્યું છે તે પણ આપણે ધ્યાનમાં લેવું જોઇએ. "વિશાળ અર્થમાં સમાજશાસ્ત્ર એ કેવળ 'મનુષ્યના સ્વાભાવિક હક્ક' પ્રતિપાદન કરનારા શાસ્ત્રની પદ્ધતિઓનું રૂપાંતર છે." † આ રૂપાંતરને નજરમાં રાખી જે મનુષ્ય આવતી કાલનો વિચાર કરે છે તે જ ડાહ્યો માણસ છે. ડી વુલ્ફ અંતમાં આમ કહે છેઃ—" દરેક પ્રશ્નનો ખુદ તેની યોગ્યતાની દૃષ્ટિએ, અને તેના કેવળ હાલના રૂપપરથી જ નાહ, પરંતુ ભૂતકાળમાં તેનું કેવું સ્વરૂપ હતું તેનો ઐતિહાસિક પુરાવો નજરમાં લઇને જ આપણે તે પ્રશ્નને વિચારવો જોઇએ." જે લોકો સદાકાળ આયર્લૅંડને બ્રીટીશ સામ્રાજ્યથી નોખા પાડવાની લડત ચલાવી રહ્યા છે તેવા લોકોને જ ઉદ્દેશી આપણે વ્યાજબી રીતેં કહી શકીએ કે તેઓ હમેશ ચાલુ સમયના સંજોગોને અલ્પસ્થાયી લેખતા, ઐતિહાસિક પુરાવો નજરમાં રાખતા અને ભવિષ્યમાં જે જે ફેરફારો થવા શકય હોય તેમનો પણ વિચાર કરતા હતા, જ્યારે જેઓ ઢીલ કરતા હતા તેઓ તો ચાલુ સંજોગોની ઇંદ્રજાળમાં ફસાયા હતા. પરંતુ હજારો વર્ષના ઇતિહાસવાળી આઇરીશ પ્રજાના જીવનમાં આયર્લૅંડમાં અંગ્રેજોએ પગપેસારો કરવો એ તો એક અલ્પસ્થાયી અને વિકારવશ બનાવ છે, જ્યારે આઇરીશ પ્રજાની સ્વતંત્રતા એ તો તે પ્રજાના જીવનનો સનાતન સિદ્ધાંત છે.¶

---

* આયર્લૅંડને સ્વતંત્ર બનાવવાનો આઇરીશોનો સનાતન સિદ્ધાંત હતો. ૧૮૪૮ માં આયર્લૅંડ ઢીલું પડી ગયું હતું, અને તેના સંજોગો બદલાયા હતા, છતાં આઇરીશોનો સનાતન સિદ્ધાંત તો આ સમે પણ એટલો જ બંધબેસતો હતો.

† લેખકનો કહેવાનો આશય એ છે કે સામાજીક દૃષ્ટિએ પ્રજાના બળવા કરવાના હક્ક સામે વિરોધ લેનારાઓની રીતિ કેવળ ગેરવાજબી છે. ડી વુલ્ફના પ્રમાણ હેઠળ ટ મેકસ્વીની જાહેર કરે છે કે સમાજશાસ્ત્ર અને પ્રજાના સ્વાભાવિક હકકો પ્રતિપાદન કરનારૂં શાસ્ત્ર લગભગ એક જ છે. 'સ્વતંત્ર થવું' એ પ્રજાનો જન્મસિદ્ધ હક્ક છે અને સામાજીક દૃષ્ટિએ એ હક્ક સામે વિરોધ દર્શાવવો એ ડી વુલ્ફ જેવા વજનદાર લેખકને અપમાન પહોંચાડવા બરોબર છે.

¶ આ પરથી લેખક એમ કહેવા માંગે છે કે ચાલુ સંજોગોથી ભુરકાઇ જવું એ તો કેવળ હાલમાં દેશમાં વસેલા માણસોના હિત—અહિત વિચારવા જેવું છે,

## પ્રકરણ ૧૯ મું.

### અંત.

પાછા જ્યારે આપણે સ્વાતંત્ર્યના સિદ્ધાંતો સિદ્ધ કરી બતાવ્યા અને તેની સામેના વાંધાના રદીઆ પણ આપ્યા છે ત્યારે હવે જે વીર પુરૂષોએ કોટમાં ગાબડું પડયું હતું તેવે સમયે પોતાના શરીરથી ગાબડું પૂરીને લડત ટકાવી રાખી હતી, એવા માણસો માટે થોડા ઘણા બોલ લખવાની જરૂર છે તે લોકો લડતથી તટસ્થ રહેતા હતા પણ તે કાંઈ પ્રમાદને લઇને નહિ, પરંતુ અનુરૂપતાને લીધેજ; કાંઇ સત્યમાં શંકા હોવાને લીધે નહિ પરંતુ સાક્ષાત્ સત્યને લીધેજ. સામાન્ય વર્ગથી આ લોકો કંઇ ભિન્ન જ હતા. જેમને કર્ત્તવ્ય માટે પહેલેથીજ માનસિક ખાત્રી જોઇએ છે; જેમને તરતજ આમ વર્ગની મદદ અને સહાનુભૂતિ જોઇએ છે તથા જેમને માટે માનુષી કાયદાઓ ઘડાયા છે એવા તેઓ કંઇ મધ્યમ વર્ગના માણસો નથી. સામાન્ય મનુષ્યોની હાર આપણા ધીરસ્તાઓ અને નરી નિરાશામાં કેસરીયાં કરી ઝૂઝતા આપણા સૈનિકોને વધુ યુદ્ધો ખેડવા માટે ઉત્સાહપ્રેરક થઇ પડતી આમાં તેમની ખરી કીર્તિ છે. જ્યારે તેઓ તેમના સમયના ખોટા વહેમો સામે વિરોધ દર્શાવતા હતા ત્યારે તેમનામાં કાંઇ મિથ્યાભિમાન નહોતું, પરંતુ તેઓ ભૂતકાળના ભૂલાયેલા સત્યો માટે એક ધીરસ્તાના દૂરદર્શીપણાથી ઝૂઝતા હતા અને તેમના આત્મામાં ભવિષ્યની ગૂઢ ભવ્ય કીર્તિની ઝાંખી થઇ હોવાથી તેઓ પોતાની લડતમા આગળ ધપ્યે જતા હતા. તેમને તો પ્રથમથી જ ખાતરી હતી કે આમ વર્ગનો તેમને પગલે પડયા સિવાય છૂટકોજ નહિ થાય. આથી તેઓ આમ વર્ગની સહાનુભુતિની રાહ જોવા બેસી રહેતા નહિ. તેઓ સત્ય માટે ઝૂઝતા હતા. આ સત્ય ઉપર કોઇ પણ વિજય મેળવી શકે એમ ન હતું અને જો આ સત્યની લડતમાં તેમને હાડમારીઓ, દુઃખ અને સંકટ ખમવાં પડતાં તો તેઓને તો હરેક યુગના મહાપુરૂષોને આવા કટોકટીના પ્રસંગમાં જે ઉત્તમ જ્ઞાન—" જો જીવવું

---

પરંતુ તેમાં પ્રજાના ભાવિ જીવન તરફ દૃષ્ટિ દોડાવાતી નથી. હાલની દૃષ્ટિએ જોતાં અંગ્રેજ સરકાર સાથે સંબંધ તોડવો એ કેટલાકને અશક્ય જણાય અને તેથી તેઓ 'હથિયાર વડે સામે થવાના' મેકસ્વીનીના સિદ્ધાંતને હસી કાઢે પણ તેથી આયર્લાંડને સ્વતંત્ર થવાનું જ છે એ સિદ્ધાંત તુટી શકતો નથી.

એ સારૂં છે તો (સ્વાતંત્ર્ય માટેની મહાન લડતમાં) મરવું એ પણ કાંઇ ઓછું સારૂં નથી" એવું જ્ઞાન પ્રાપ્ત થતું. આ ઉપરથી એમ માનવાનું નથી કે તેમને જીંદગી તરફ તિરસ્કાર હતો. તેઓ જીંદગીને નાચીજ ગણતા નહિ—આ જીંદગીની ભવ્યતા વિષે તેમના જેવું કોઇને પણ ભાન ન હતું. તેના સૌંદર્યમાં તેમના જેટલો કોઇને આનંદ પડતો ન હતો. તેના મધુર સંગીતથી બીજા કોઇનું (હૃદય) તેમના જેટલું નાચી ઉઠયું ન હતું, પણ જે સત્યનો નાશ થતાં પૃથ્વી રસાતલ જાય એમ હતું તે સત્યની અગત્ય તેઓ બરાબર જાણતા હતા અને તેથી જ તેઓ મોતથી ડરતા ન હતા. **જે મનુષ્ય મૃત્યુથી ડરે છે તેને જીવવાનો અધિકાર નથી.** આ ઉત્તમ જ્ઞાન તેમને પ્રાપ્ત થયું હોવાથી મનુષ્ય હૃદયને કાયર બનાવનારો જગજુનો મોતનો ડર તેમનામાંથી નાબુદ થઇ ગયો હતો અને જીંદગીમાં તેમને અત્યાનંદ પ્રાપ્ત થતો. આ અત્યાનંદ—આ ઉત્તમ જ્ઞાનના પરિણામે આવા અલૌકિક જનોમાં ભવ્ય શ્રદ્ધા જાગૃત થતી. જ્યારે આવા કોટમાં ગાબડું પડે ત્યારે પોતાના શરીરથી તેને પૂરનારામાંના એકાદ જણને છેક અજાનના જમાનામા **એકલા અટુલા** ઝૂઝવું પડતું હતું, કારમાં કષ્ટો વેઠવા પડયા હતાં, ત્યારે આ બધાને ખાત્રી થઇ હતી કે તેઓ ઉત્તમ જીવન ગાળી રહ્યા હતા, અને તેથી નજીવી બાબત માટે પણ પોતાનો પ્રાણ પાથરવામાં તેમને કશીયે ભીતિ લાગતી નહિ. આમ છતાં સહચાર અને પ્રેમ જેવા ઉત્તમ ગુણોની આ સાચા સૈનિકો કદર કરતા, અને તેઓ જીવતા લોકોના સ્વાતંત્ર્યની પરવા કર્યા વગર (જીવતા હોઇશું તો સ્વાતંત્ર્ય ભોગવાશે એવી લાલસા વિના) અગર તો મૃત્યુ બાદ આપણા અમર મૃત્યુ—લેખો લખાશે એવી આશા રાખ્યા વગર તેઓ પોતાની લડત માટે અંત સુધી ઝૂઝતા. આ તેમનાં સુખ અને વિજયની ગુપ્ત ચાવી છે. આથી જ્યારે પુનર્જાગૃત થયેલી પ્રજા આવા લોકોની ઉચ્ચ ભાવનાઓ, તેમની વ્યવસ્થા, તેમના દેશાભિમાન અને ઉત્સાહથી પ્રેરાઇ એક સૈન્યમાં એકત્રિત થશે અને સ્વતંત્રતાને માર્ગે કૂચ કરી જે ક્ષણે વિજય પ્રાપ્ત કરશે તે વખતે તેમને ખાત્રી થશે કે તેમનો વિજય આમ કોટમાં ગાબડું પડે ત્યારે પોતાના શરીરથી તે ગાબડું પૂરનારા શહીદોને જ આભારી છે.

(૨)

જગતના અદ્વિતીય વક્તા ડેમોસ્થીનીસે આવા શહીદોનાં ગુણગાન કર્યાં છે. જ્યારે જ્યારે આપણને એ વક્તાનાં છટાદાર લખાણો વાંચવાના

પ્રસંગો મળે છે ત્યારે ત્યારે આપણે જગતના અપાર હિતકારી મનુષ્યોની તે વક્તાએ કરેલી પ્રશંસા તરફ કૃતજ્ઞતાથી વળીયે છીએ. ડેમોસ્થીનીસ પોતાના એક અનુપમ ભાષણમાં આકર્ષક વાક્ચાતુર્યથી છેક નિરાશામાં લડનારા એકેએક યુગના અને એકેએક પ્રજાના મહાપુરૂષોની પ્રશંસા કરી તેમનાં કર્તવ્યોને સત્ય ઠેરવે છે. જ્યારે એસ્કાઇનીસ નામના તેના પ્રતિસ્પર્ધીએ તેનાપર આરોપ મૂક્યો કે તેં (ડેમોસ્થીનીસે) એથેન્સના લોકોને પરાજય મળે એવો માર્ગ લેવાની સલાહ આપી ત્યારે ડેમોસ્થીનીસે નીચે પ્રમાણે જવાબ આપ્યો. "કદાચ કોઇએ પરિણામની આગાહી કરી હોત તોપણ જો એથેન્સને પોતાની કીતની, પૂર્વજોના માનની તથા ભવિષ્યમાં અમર થવા માટેની દરકાર હોત તો તેણે પોતાનો માર્ગ ત્યજ્યો ન હોત. દૈવયોગે જેમ મનુષ્ય માત્રના સંબંધમાં બને છે તેમ હાલમાં એથેન્સને પણ પોતાના સાહસમા નિષ્ફળતા મળી હોય એમ જણાય છે." ડેમોસ્થેનીસ એથેન્સના લોકોને પ્રશ્ન કરે છે, "મિત્રો! જે (વસ્તુ) માટે આપણા પૂર્વજોએ એકેએક ભય વધાવી લીધો હતો તે (વસ્તુ) વિના લડત છોડી દીધી હોત તો આપણે કોને આપણું મોઢું બતાવી શકત? આપણને કોણ ધિક્કારત નહિ? પ્રાચીન સમયમા સ્વમાન માટે કરવામાં આવતાં યુદ્ધ કરતાં અપયશકારક સહિસલામતીને અપ્રિય ગણનાર એવા આપણા હાલમાં અધોગતિએ પહોંચેલા દેશની મુલાકાત લેવા આવનાર મુસાફરો આપણે માટે શો વિચાર બાંધશે, તે જરા વિચારો" અને આ વિચારો ઉદ્ભવતાંની સાથે તે અભિમાનથી ગર્જી ઉઠે છે: "કોઇ પણ કાળે કોઇ પણ આદમી એથેન્સના પ્રજાસત્તાકને બળવાન પરંતુ અન્યાયી સત્તાની તાબેદારી સ્વીકારવા સમજાવી શક્યું નહતું. પ્રજાસત્તાકે દરેક યુગમાં પોતાના પ્રથમ પદ, માન અને કીર્તિ માટે ભારી યુદ્ધો ખેડયાં છે." આગળ ઉપર તે ગ્રીસના વીરપુરૂપ થેમોસ્ટીક્લીસની યાદ આપી અસલ એથેન્સની પ્રજા પ્રથમ પદ, માન અને કીર્તિ માટે ઝૂઝતાં વીર પૂર્વજોને કેવી રીતે માન આપતી હતી તે વાત એથેન્સના લોકોને જણાવે છે. "અસલના એથેનીયનો, તેમને મીઠી ગુલામીમાં ઘસડી જાય એવા વકતા કે સેનાપતિની આશા રાખતા નહિ. તેઓને સ્વાતંત્ર્ય વિનાનું જીવન ખારૂં લાગતું હતું." અને તે પોતાના શ્રોતાજનને નીચેના શબ્દોમાં અભિનંદન આપે છે. "હું ચોકખે ચોકખું જણાવું છું કે આ સિદ્ધાંતો તમારા જ છે, અને મારા સમય પહેલાં પ્રજાસત્તાકનો આજ જુસ્સો હતો!" એકએકથી ચઢતાં વાક્ચાતુર્યભર્યાં આવાં ભાષણોદ્વારા તે પોતાના પ્રતિસ્પર્ધી એસ્કાઇનીસને પ્રજાને ખોટી સલાહ આપ્યાનો પોતાનાપરનો (ડેમોસ્થીનીસે) આરોપ સાબીત

કરવા આમંત્રે છે અને આખરે નીચેનાં ઉત્તમ વાક્યો ઉચ્ચારે છેઃ—"પ્યારા એથેનીયન બંધુઓ! હું તમારા પૂર્વજો કે જેમણે મેરેથોનના રણક્ષેત્રપર ભયને વધાવી લીધા, જેમણે પ્લેટી સર કર્યું, જેમણે આર્ટીમીસીયમ અને સેલેમીસના યુદ્ધમાં સંકટોને સહેલા ગણી પ્યારા માન્યા, તે તમારા પૂર્વજો તથા જેમને, તમારા દેશે વિજયશીલ પુરૂષોની સાથે સાથે જ દાટયા છે એવા બીજા પૂજ્ય વીર નરોની પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે તમે સ્વાતંત્ર્ય માટે ઝુંબેશ ચલાવવા માટે કદીયે ખોટું કર્યું નથી જ."

આપણને આપણા ઓ'નેઇલો, ટોનો, ઓ'ડોનેલ્સો અગર મીશેલોની મહત્તાની ખાત્રી કરાવવા માટે ડેમોસ્થીનીસના વાક્ચાતુર્યની જરૂર ન હતી પરંતુ તેનાં આવાં લખાણો વાચવાથી આપણું જોશ વધે છે, આપણું રક્ત વેગથી વહે છે અને આપણામાં મહાન્ કર્તવ્યની કદર કરી પશુબળથી થતાં એકેએક પરાજય સામે થવાની શક્તિ આવે છે. આ ઉપરાંત જો આપણે તેની તે શક્તિ, તેનો તે ઉત્સાહ–સ્વમાન અને સ્વાધિકાર માટે નરી નિરાશામાં ઝુઝવાને તથા ઉચ્ચ આદર્શને માટે મોતને પણ વધાવી લેવાને ઉત્સાહથી મંડયા રહીએ તો આખરે આપણને વિજય મળશે જ એવી આપણને ખાત્રી થાય છે. થર્મોપાઇલીના યુદ્ધમાં મૃત્યુને શરણ થયેલા વીર સ્પાર્ટનોના સ્મરણાર્થે લખેલા મૃત્યુલેખ તરફ આપણે આજ દૃષ્ટિએ વળીએ છીએ, અર્થાત્ સ્વાતંત્ર્ય માટેની લડતમાં પરાજય પામનાર વીર સ્પાર્ટનોની લડતમાંથી ઉત્સાહ મેળવીએ છીએ રસ્કીન નામનો એક અંગ્રેજ લેખક આ મૃત્યુલેખને આખા વિશ્વમાં સર્વથી શ્રેષ્ઠ મૃત્યુલેખ લેખે છે અને મીશલનું જીવનચરિત્ર લખનાર તેને મીશલની જીંદગીનો સંક્ષિપ્ત ચિતાર આપી શકે એવો સમર્થ લેખ માને છે. તે લેખ નીચે મુજબનો છે. "અયિ મુસાફર, લેસેડીમોનીઅન્સ (સ્પાર્ટાના વતનીઓનું બીજું નામ) ને જઇને કહેજો કે તમારી આજ્ઞાના પાલનથી અમે અહીં પડયા છીએ." જે કોઇ આ વીર રસથી ઉભરાતી લીંટીઓનું ખરૂં રહસ્ય સમજશે તેને હારનો નહિ, પરંતુ વિજયનો જ સંદેશો પહોંચશે, એવી મીશલના જીવનચરિત્ર લખનારની માન્યતા બીલકુલ વાજબી છે.*

ત્યારે હવે, જે મહાન પુરૂષો આપણને ઉદાહરણ રૂપ છે તેમની યોગ્ય પ્રશંસા કરતાં કરતાં, આપણે પોતે મહાપુરૂષોના સંતાનો છીએ, આપણા

*હિંદુસ્થાનની હાલની રાષ્ટ્રીય હીલચાલ પડી ભાગી છે એવું કહેનારા માટે આ પેરો કેટલો કામનો છે!

વારસામાં આપણો ભવ્ય ભૂતકાળ અને કીર્તિવંત ઇતિહાસ છે, એ વાત આપણે ભૂલવી ન જોઇએ. આપણને જે રાષ્ટ્રીયધ્વજ વારસામાં મળ્યો છે, તે ધ્વજની કેવળ ભવ્યતા બતાવી બેસી રહે કેમ પાલવે? એ રાષ્ટ્રીય ધ્વજને ધારણ કરવાની આપણી લાયકાત પણ આપણે પુરવાર કરી આપવી જોઇએ. ભૂતકાળની આપણી ભવ્ય કીર્તિના એ અનુપમ સ્મારક માટે ભૂતકાળના ભોગોને પણ ભૂલવે એવાં બલિદાનો આપીએ તો જ તે ધારણ કરવાનો આપણો હક્ક સાબીત થાય. એ ધ્વજની મહત્તા સદાકાળ આપણા મગજમાં રમી રહેવી જોઇએ; તેને માટે સર્વત્ર અને સદાકાળ યશવર્ધક લડતો ખેડવી જોઇએ: તેને નીચે નમાવવો પડે એવા ઘણા દુઃખદ સંજોગો આવે છતાં આપણા શરીરમાં લોહીનું એક પણ ટીપું હોય ત્યાંસુધી તેનું રક્ષણ કરવું જોઇએ. વીર પૂર્વજો તરફથી વારસામા મળેલા એ ધ્વજની આપણે જેવી અને જેટલી અગત્ય માનીશું, તેવી અને તેટલી આપણી ભાવના ઉચ્ચ થશે, અને જેવી આપણી ભાવના હશે તેવી જ આપણી કાર્યસિદ્ધિ, તેવી જ આપણા ધ્વજની કીર્તિ થશે આપણા ધ્વજની કીર્તિ કે અપકીર્તિ આપણા કર્ત્તવ્યપર જ અવલંબે છે. આ વાત આપણે ન ભૂલીએ, એ ખાસ અગત્યનું છે, કારણકે ચાલુ જમાનામાં મનુષ્ય માત્રને ભૂતકાળના મહાપુરૂષોની પ્રશંસા કરવાની ટેવ પડી ગઇ છે, પણ તેમના સ્વાતંત્ર્યના આદર્શને કોઇ લક્ષમાં લેતું નથી. કિંતુ **આપણે તો સ્વાતંત્ર્યને આપણું જીવન માનીએ છીએ.** સ્વાતંત્ર્યના ધ્યેયમા આપણા પૂર્વકાલીન ઉત્સાહનું પાન કરીએ છીએ, આપણા આચરણથી અને વાણીથી તેનો જ પ્રચાર કરીએ છીએ તેને જ માટે ઝૂઝીએ છીએ અને અંતમાં પૂર્ણ દત્તક મળશે—સ્વાતંત્ર્ય હાંસલ થશે—એવી આગાહી કરીએ છીએ. ઉચ્ચ ધ્યેય માટે મોંઘાં બલિદાનો આપવા તત્પર થયેલા એવા આપણને લોકો અવિચારી, મૂર્ખ અને વ્યવહારશૂન્ય 'યુવકો' કહી હસી કાઢે છે ત્યારે, એમને આપણો જવાબ શો? આપણા ધ્વજને તેના ઇતિહાસ અને ભવિષ્યને અનુરૂપ હોય એવો જવાબ આપવો એ આપણી ફરજ છે. જેઓ આપણને હસી કાઢે છે તથા દયાપાત્ર લેખે છે, તેમને આપણે જણાવી દેવું જોઇએ કે આપણે સામા તેમની મતિને તુચ્છકારીએ છીએ, તેમને જ દયાપાત્ર લેખીએ છીએ. રખેને તેઓ (ધારાસભા—પાર્લામેન્ટ—વિ. માંની) આપણી અલ્પ ચુંટણીથી છેતરાય, તેથી વધુ સ્વતંત્ર સમયમાં આપણે તેની સામે ઉચ્ચ સ્થાનો લેવાની હરિફાઇમાં ઉતરવાની શક્તિ ધરાવીએ છીએ,

એ હકીકત આપણે તેમના મનમાં ઠસાવવી જોઇએ. આમાં કાંઇ આપણે ખોટી અતિશયોક્તિ કરતા નથી; તેમ કાંઇ કૃત્રિમ વિનય બતાવવાની આપણી અભિલાષાયે નથી. આપણે તો આપણને ઉદ્ધારે એવી શક્તિવાળી ઉચ્ચ વિનોદવૃત્તિનો સ્વીકાર કરીએ છીએ. જીવન અને સાહિત્યને, મૂર્ખાઇ, દંભ અને ભોપાળાથી ભરચક કરી નાંખનારી ચાલુ સમયની પોકલતામાં આપણે નવી ભૂલ કરવી ન જોઇએ. આપણે તો પ્રાચીન કાળની ઉચ્ચ અને અડગ શ્રદ્ધા સાથે ગેડહીલના જેવી ઉચ્ચ વિવેક વૃત્તિ ઓતપ્રોત કરવી જોઇએ. આપણી લડતની ઉચ્ચતાના પ્રમાણમાં આપણે આપણી મહત્તા માનવી જોઇએ. જગતની કોઇ પણ વસ્તુ જેની સમક્ષ ઝાંખી પડે એવા આપણા રાષ્ટ્રીય ધ્વજ માટે આપણે કેવી લડત લડીશું? નિર્માલ્ય અને નામર્દ બની (સહિષ્ણુતા અને અહિંસાના પૂજકો હોઇ, ધ્વજ યા એથી યે ઉચ્ચ વસ્તુ માટે માટે અમે લડત જેવી કારમી રમત નહિ ખેલીએ એવાં) આડંબરી વાક્યો ઉચ્ચારવામાં, એવા આડંબરી પુરુષો બનવાથી શો અર્થ સરશે? નમાલા અને નામર્દ બની આપણે આપણા ધ્વજને માન આપી શકીએ? કદી જ નહિ. આપણી લડતના પ્રમાણમાં આપણે ઉચ્ચ અને મહાન થવું જ જોઇએ. આપણા ધ્વજને માટે આપણે શું શું ન કરવું જોઇએ? શા શા ભોગો ન આપવા જોઇએ? [ આભ પડે કે પર્વત ચળે, સૂર્ય શીતળ થાય કે ચન્દ્ર ઉષ્ણ થાય, સમુદ્ર માઝા મુકે પછી ગમે તે અસાધારણ ઉત્પાત થાય, પણ આપણે તો આપણો ધ્વજ—આપણા રાષ્ટ્રની કીતનું નિશાન, આપણા ઐક્યનો અમર લેખ, આપણા ધર્મના રક્ષણરૂપ, આપણા ગૌરવ તથા સ્વમાનના કારણરૂપ આપણો ધ્વજ ધીર અને વીર બની સદાકાળ રક્ષવો જ જોઇએ. ] જ્યાં જ્યાં તે પડે, ત્યાં ત્યાંથી આપણે તેને ઉંચકવો જોઇએ. પરિચિત યા અપરિચીત સર્વ ક્ષેત્રોમાં આપણો ધ્વજ અપમાનીત થાય કે તરત જ આપણે આપણા શીર ઉંચકવાં જોઇએ. સુખ માત્રનો લોપ થાય, દુઃખની હદ ન હોય છતાં ધ્વજને અપમાનીત કરનાર શત્રુના મ્હોં સામે આપણે આપણો ધ્વજ ફરકાવવો જોઇએ. અને હા—અમે તો અમારો ધ્વજ સદા ફરકતો રાખીશું જ. જ્યાં જ્યાં તે ફરકતો હશે ત્યાં ત્યાં શિરસા વંદન કરીને તેને માન આપીશું, તેનો વિજય થતાં તેની કીર્તિ ગાઇશું, તેને જ અમારો આનંદ, તેમાં જ અમારા ઉત્સાહ, અભિમાન અને ખંત નિહાળીશું. સર્વત્ર અને સદાકાળ જાનને જોખમે પણ અમે તેને માટે ઝૂઝીશું. એ રાષ્ટ્રધ્વજના દર્શનથી—તેની ભવ્યતાના સ્મરણથી—ભૂલાયેલાં સ્મરણો ફરીથી તાજાં થશે,

અમારાં રાષ્ટ્રના શણગારરૂપ વીરપૂર્વજોનું સ્વાતંત્ર્યજોમ અમારામાં પુનઃ પ્રજ્વલિત થશે, અને એ જોમમાં સ્વાતંત્ર્ય એ અજય્ય ઉત્સાહમાં ફરીથી બધા લોક એક ન થાય ત્યાંસુધી અમે મનુષ્યોની ભાવના જાગૃત કર્યા કરીશું. એ ધ્વજના રક્ષણાર્થે અમે આખી પ્રજામાં પુરાતન ભાવના ભરી દઈશું, તેને ધ્વજની કીર્તિ માટે પ્રાણ પાથરવાની તાલાવેલી લગાડીશું, પણ અમારા ધ્વજને અમે કદી નમતો થવા નહિ દઈએ. આયર્લાંડના અદ્વિતીય શહીદ એમટે જે એક લીંટીમાં પોતાનો મૃત્યુલેખ લખવાનો સમય વર્ણવ્યો છે, તેજ એક લીંટીમાં પૂર્વજોનો એ ઉત્સાહ–સ્વાતંત્ર્યજોમ અથવા સ્વદેશાભિમાન-કાંઇ ઉત્તમ રીતે પ્રતિપાદન થયો છે તે લીંટી નીચે મુજબ છે. "જ્યારે મારો દેશ (નહિ કે જો મારો દેશ) દુનીઆની પ્રજાઓમાં પોતાનું સ્થાન ફરીથી પ્રાપ્ત કરે ત્યારે જ મારો મૃત્યુલેખ લખવો." (આયર્લાંડ જરૂર સ્વાતંત્ર્ય સર કરશે અને પૃથ્વીમાં પોતાને યોગ્ય સ્થાન ફરીથી પ્રાપ્ત કરશે એવી એમટને ખાત્રી હતી; તેથી જ એણે 'જ્યારે' લખ્યું છે અને 'જો' નથી લખ્યું). આમાં સંભાવના કે કલ્પના નથી: આમાં 'જો' અને 'તો' ની વાતો નથી; પણ આ વાક્ય તો નિશ્ચયાત્મક છે. આયર્લાંડ સ્વતંત્ર થશે એ વાતને સત્ય ન માનનારા કાચી બુદ્ધિના અને નામર્દ પુરૂષો દરેક યુગમાં થઇ ગયા છે, અને હાલમાં પણ એવા ઘણા છે, પરંતુ 'આયર્લાંડ સ્વતંત્ર થશે જ' એવી અમારી દૃઢ માન્યતા છે, એ માન્યતા અમારૂં જીવન છે, તથા જેવું એમટને જ્ઞાન થયું હતું તેવું જ અમારી માન્યતાની સિદ્ધિ વિષે અમને પણ અનુમાનથી જ્ઞાન પ્રાપ્ત થયું છે. આયર્લાંડ સ્વતંત્ર થશે જ અને ભવિષ્યની પ્રજા પણ તે વાત જાણશે. ભવિષ્યનો કોઇ ઇતિહાસકાર આયર્લાંડને સ્વતંત્ર જોઇ, તેની સ્વતંત્રતાનો ઇતિહાસ લખવા આકર્ષાશે, ત્યારે તેને કોઇ અણધાર્યો બનાવ બની ગયો છે એવું નહિ લાગે. "આઇરીશ લોકોનો પોતાનો આદર્શ સિદ્ધ કરવાનો અડગ ટેક હતો, અને તેથી તેઓએ પોતાનો ધારેલો હેતુ સિદ્ધ કર્યો હોય, તો કાંઇ નવાઇ નથી," એવું તે ઇતિહાસકારને તેના ઉંડા અંતઃકરણમાં ભાન હશે જ. આથી તે આયર્લાંડને સ્વતંત્ર જોઇ આશ્ચર્યચકિત નહિ થાય; પરંતુ શુદ્ધ, સ્વતંત્ર, સંસ્કારી તથા ઉન્નતિના શિખરે પહોંચેલા રોમ અને ગ્રીસના સંસ્કારની પ્રતિસ્પર્ધા કરનારા, સંકટ, જુલ્મ, દુઃખ અને અધમ લાલચોમાં પણ દૃઢ રહેનારા અને પોતાના ધ્યેયને સ્પષ્ટપણે સમજનારા (આપણા) આત્માની અડગતા અને અનુરૂપતાથી તે અંજાઇ જશે. તે આ સર્વની નોંધ લેશે અને અંતમાં પુરવાર કરશે કે સ્વાતંત્ર્યનો અજય્ય અને અડગ જુસ્સો આખરે વિજય-

વંત અને સુખદાયક નિવડયો છે. સમસ્ત વિશ્વમાં અદ્વિતીય એવી પ્રજાનો ઇતિહાસ તે નીચેના બે જ શબ્દોમાં સંક્ષિપ્તમાં આપશે. "આયર્લોંડે આખરે અનિવાર્ય સ્વતંત્રતા સર કરી છે."

[ હાલમાં પરતંત્રતાની ઝુંસરી નીચે જકડાયેલું, ઉપર ઉપરથી નિર્માલ્ય, નામર્દ અને શક્તિહીન ભાસતું હિંદુસ્તાન પણ હિંદવાસીઓના હૃદયમાં રહેલા સ્વાતંત્ર્યના સનાતન સિદ્ધાંતની સિદ્ધિ થતાં સ્વતંત્ર થશે જ એની કોણ ના પાડી શકે એમ છે ? ]

